# નવાં

## ફસલી આતશ-કદેહ તથા ફસલી આલાત બનાવવાની નાપાયદાર હીલચાલ:



જરથોશ્તી રાહી સોસાયટી તરફથી તે વિરૂદ્ધમાં દસ્તુર દાવરો તેમજ ધર્મ અભ્યાસીઓને પુછવામાં આવેલા સવાલો તથા તેના મળેલા જવાબો :

પ્રગટ કરનાર :
જરથોશ્તી રાહી સોસાયટી,
૧૨૪, દાદીશેઠ હાઉસ,
કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ય૦ સ૦ ૧૩૪૯

ધી "ફરશો-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસ, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન, કોટ, મુંબઈ.

કોઇબી ઇલ્મ (જ્ઞાન) મેળવવા માટે ધીરજ સાથે ખંત
એજ મોટું ધન છે!

## શું તમને જરથોશ્તી ધર્મનું ખરૂં નાદર જ્ઞાન મેળવવાની ખરેખરી હોંશ છે?

## તો,

કાંય નહી તમો નાચલે ઠેકાણું કાંઇબી ફી વગર નાયમાત
દર સોમવારે (તેહેવાર સીવાય) સાંજે
સ. ટા. ૬॥ થી ૭॥ સુધી ચાલતા મી૰ જહાંગીર સા. ચીનીવાલાના
તેમજ
સનીવારે સાંજે સ. ટા. ૬ થી ૭ સુધી ચાલતા
મી૰ દીનશાહ સા. મસાનીના

## ઇલ્મે-ક્નૂમના ક્લાસમાં હાજરી આપતા!

[illegible] એરવદ ઇરાન ખાનસાહેબ નુર મોહુરઅલીબાબુંનો
બુધવારના અવસ્તા ક્લાસ (સ. ટા. ૬॥ થી ૭॥)
નો પણ લાભ લેઓ.

કલાસ બાનુઓ તથા ગૃહસ્થો માટે ખુલ્લા છે.

ઠેકાણું: પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ત્રીજે માળે,
[illegible], હોંગકોંગ બેન્કની સામે
કાવસજી પટેલ સ્ટ્રીટ. કોટ, મુંબઇ.

# આ કેતાબ પ્રગટ કરવાની મકસદ બાબે સહેજ ખુલાસો.

ફસલી પંચાંગ ખરૂં છે એમ માનવું યાને મેષ રાશીમાં સુર્ય દાખલ થવાની શરૂઆતથી ફરવરદીન મહીનો ને હોરમજદ રોજ ગણવા માટે અભ્યાસ સાથે એતેકાદ રાખવો એ એક ચીજ છે—આવી રીતના ફસલી પંચાંગ મુજબ રોજ માહ પોતાની દરરોજની ચાલુ ફરજયાત બંદગી ન્યાએશ યશ્ત વગેરેનાં ભણવા માંડવું એ બીજી ચીજ છે—આવા ફસલી રોજ માહ મુજબ ગુજર પામેલાં વહાલાં અનોશે રવાનોની "અષ્ઠપિ"ની ક્રિયાઓ જેવી કે સતુમ, આફ્રીનગાન બાજ ફ્રવશી કરવી ત્રીજી ચીજ છે—પણ આવા ફસલી રોજ માહને અમલમાં લેવા માટે દસ્તુરી, નીરંગદીન, આલાત તથા આતશ આદરાંન કે આતશબેહરામ વગેરે પાવમહેલને લગતાં બુલંદ "ઝઓથ" ઉભાં કરવાં એ ચોથી ચીજ અને તદન નીરાળી ચીજ છે.

આ ચાર મરતબા ફસલ રોજ માહને લગતા તદન જુદા છે એમ જ્યાં સુધી ઇલ્મ્યતથી બરાબર સમજવામાં નહી આવે ત્યાં સુધી ફસલી રોજ માહ ખરો છે એમ માનનારાઓ ખુદ જેઓએ ફસલી રોજ માહના વાસ્તવીક જ્ઞાનનો ફેલાવો કરવા પાછળ આજે પચીસથી વધુ વરસો થયાં ભાષણો લખાણો અને હદ સુધીની ક્રિયાઓ તથા જશનો કરીને કોમની અંદર આ બાબેની માન્યતા જબરદસ્તી ઇલ્મેક્ષ્નુમના લાઇનથી મકકમ પાયા ઉપર મુકી આપી છે તેઓજ પોતે ફસલી આદરાન તથા ફસલી પાવમહેલના આલાતો નવા રોજ માહ દાખલ કરીને જુના રોજ માહ તોડીને ઉભા કરવાની બાબદમાં શા કારણસર મજબુતીથી લડત ચલાવી રહ્યા છે તે કદી સમજ પડનાર નથી.

આદરાન સાહેબ તથા યજશ્ને વંદીદાદના પાવમહેલનો સીલસીલો છેક અણુદીઠ આલમમાં રોજ માહના ફરેસ્તા સાથે રહેતો હોવાથી ચાલુ રોજ માહ તોડીને ફસલી રોજ માહથી જેમ હાલમાં ચર્ચગેટ સ્ટેશનવાળાં કહેવાતાં ફસલી આતશ કદેહમાં કરવામાં આવે છે તેમ આદરાન અને પાવમહેલ ઉભા નહીજ કરવા જોઇએ, અને જો બહોશાબહોશીથી કરવામાં આવશેજ તો કોમને માથે નવી આફતો તૈયારજ રહેશે. આ બાબદ નકકી માનવામાં સાદી અકકલ સમાયલી છે.

આ કેતાબમાં ડોકતર સાહેબ ફરામરોજ ચીનીવાલા એક પછી એક સીલસીલાબંધ નીચે મુજબ બાબદો ઉંચકીને સાદી અક્કલમાં ઉતેરી શકે

તેમ સ્પષ્ટ રીતે સમજાવે છે, અને સેવટે પૈસાવાળાં લોકો ધર્મ અને ક્રિયા માર્ગ નહી સમજી શકવાને લીધે પૈસાના સ્વાર્થવાળા મોબેદોની સમજાવટથી કેટલા ખોટે માર્ગે જાય છે તે બતાવી આપે છે. ડોકતર ચીનીવાલાએ હાથ ધરેલી બાબદોમાં ખાસ ધ્યાન પુગાડવા જોગ બાબદો નીચે મુજબ છે:—

૧ ચાલુ રોજ માહના અમલ ઉપર નવાં આલાતો કેમ કરવા—તેના કાયદા ચાલુ રોજ માહ તોડીને ફસલી રોજ માહના આલાતો કાંય નહી કરી શકાય?

૨ ફસલી રોજ માહની ગણત્રીના પાવમહેલની ગેરહાજરીમાં આ ચીજો સાથે ચેડાં કાં નહી કાઢી શકાય?

૩ જરથોસ્તી દીની ક્રીયાકામોની સંસ્થાઓનો પાયોજ રોજ માહ છે.

૪ કદમીઓ અને શહેનશાહીઓના પાવમહેલો હાલના ફસલી કહેવાતાં પાવમહેલ મીસાલ અલહીટપ્પે નથી.

૫ આતશબહેરામ તથા આતશ આદરાનમાં દરેમેહેર હોવાને લીધે ત્યાં પાવમહેલ હોઇ શકે.

૬. ગાથા ૨૮;૫ માં મળતી અણુદીઠ પાવમહેલની ગાસ યાને "ગાતુ"ને લગતી શાહદત.

૭ "સરેદ" યજદનો નાયબ હમકાર તે દીન દસ્તુર તેની લાયકાત કેવી?—નર અષવન.

૮ અવસ્તાનો "ઝઓથ્ર" તેજ આલાતો.

૯ પાવમહેલનો 'આતશ—દાદગાહ" તે કંઇ ઘેરના પવિત્ર આતશ જેવા નથી—પણ ઘણો બુલંદ દરજ્જો ભોગવે છે.

૧૦ "બરેશ્નુમ"ની ભેદી ક્રીયાથી "અજદ"ની નબળાઇ કેવી રીતે દુર થાય છે? અને શશ જોરાને જાન કેમ ખીલે છે?

૧૧ બરેશ્નુમવાળો મોબેદજ બીજાંને બરેશ્નુમ સીલસીલાથી આપી શકે છે.

૧૨ સરેદ યજદ, દીન—દસ્તુર તથા આતશ દાદગાહનો અધીકારી બરેશ્નુમવાળો મોબેદ કેવી રીતે થાય છે?

૧૩ પાવમહેલ ઉપર એજાબ અને અડચણો કેમ આવી પડે?

૧૪ ફસલી રોજ માહના આલાતના સંબંધમાં બરેશ્નુમનો સીલસીલો યાને તનાસુલ તુટે છે તે તદન ભુલી જવામાં આવે છે.

૧૫ આલાતો નીરથક ક્યારે થાય?

૧૬ ગેતીના પાવમહેલમાં કયો સીલસીલો હોવોજ જોઇએ?

૧૭ "વીસ્પરદ"ની ૨૩ તલેસમોની જરૂર કાંય?

૧૮ બરેશ્નુમના કાયદાના સીલસીલાનો ભંગ થવાથી કેવી આફ્તો આવી શકે.

૧૯ જુદા જુદા હસ્તલેખોમાં રેવાજી રોજ માહથીજ નવા આલાતો બનાવવાની વીગતો મળે છે, પણુ રોજ માહનો સીલસીલો તોડીને નવા રોજ માહથી આલાત બનાવવાનું કેઠે પણુ લખાણુ મળતું નથી.

૨૦ બરેસ્નુમ નહી હોય તો ખુદ ખુદીથી પણુ રેવાજી રોજ માહનો સીલસીલો તોડયા વગર બરસ્નુમ કેમ લેવાય તેના કાયદાનું રસીલું બ્યાન.

૨૧ આતશ-દાદગાહ માટે અગાઉથી તૈયારીઓ : તેમાં "કવએમ ખરેનો" સાથે થતો ખાસ સંબંધ.

૨૨ વરસ્યાજીનો વરસ તથા હસ્તધાતની વીંટી માટે તૈયારી-"મીનો નાવર"ની ખુબ માટે તૈયારી.

૨૩ "હોમ-સલી" તૈયાર કરવાની ખાસ તરતીબ.

૨૪ દાઢી બોડનારા, ધોબીને ત્યાંના કરકર અસ્તરીના કપડાં પહેરનારાઓથી આ બધી ચાલુ રેવાજી રોજ માહના સીલસીલાવાળી તરતીબો કરી શકાય નહી, તો પછી "ફ્સલ" જેવી બુલંદ બાબદ માટે દાઢી બોડેલા દસ્તુરો, દાઢી બોડેલા મોબેદો અને કચ કંઇ વખત સેલુનમાં જનારાઓથી નવા યા જુના પાવમહેલની ને આદરાનની ક્રીયા કોઇબી જમાનામાં કરી શકાયજ નહી.

૨૫ "બરેસ્નુમ"થી ઉભી થતી શકિતઓના ૧૫ ગણી શકિત મેળવે ત્યાં સુધીના તબકકાઓ.

૨૬ વરસીયાજી ઇજવા માટે ૭ ગેવરા નવા આલાત વખતે કયારે લેવાય?

૨૭ બરેશ્નુમના પાંચમા ઠેકા વખતે ૮૧ ગણો જોશ મેળવે ત્યારે સંપુર્ણ છઠ્ઠા ગાહમ્બારના કુવતવાળો કેમ થવાય છે.

૨૮ દસ્તુર મુલ્લા ફીરોજના ઉભા કીધેલા આલાત બાબે જાહેરમાં સામે બોલાય ત્યારે કદીમી ટોળાના દસ્તુરજી ફ્સલી ક્રિયાઓમાં હાજરી આપે, અને ચુપકીદી જાળવે-એ આજના જમાનાની નવાઇજ કહેવાય.

૨૯ કોમ ઉપર આફ્ત કયારે આવે "યસ્ન-દરૂજી" ઉભી થાય ત્યારેજ.

૩૦ "તીર યશ્ત" તથા "બહેરામ યશ્ત"ના ફકરાઓ યસ્ન યાને ક્રીયાની ગફ્લતીથી અનજુમન ઉપર આવતી આફ્તોની શાહદતો માટે પુરતા છે.

૩૧ ક્રીયા, પાવમહેલ, ઉરવીસ-ગાહ, આલાતો વગેરે બુલંદ મરકજોની શાહદતો ખુદ "ગાથા"માં મળે છે તેની શુદ્ધિ ક્રીયા માર્ગને હશી કહાડનારાઓને છે કે?

૩૨ ગેતીના પાવમહેલને અણદીઠ આલમના પાવમહેલ સાથે સંબંધ જોડાયલો હોવોજ જોઇએ-રોજ માહ તોડીને તે સંબંધ નહીજ તોડાય-તેની શાહદતો યજશ્ને, વીસપરદ, વંદીદાદ તથા ગાથામાં છેજ.

૩૩ રેવાજી રોજ માહના સીલસીલાથી નવો આલાત થાય, પણ તે રોજ માહ તોડીને ફસલી રોજ માહનો ધખારા રૂપી નવો આલાત કાંય નહી થાય તેના વાસ્તવીક કારણો.

૩૪ "નીરંગ-ઇ-વર" નો અમલ શું શું કરી બજાવતો હતો?

૩૫ ફસલી આલાત તથા આદરાન નહી કરી શકાય તો પછી ફસલી રોજ માહ ભણનારાંઓ માટે લાયક રસ્તો કયો?—આતશ-દાદગાહ—પાવમહેલ નહીજ—ઉભો કરીને દુવાના મીથ્ર ચાલુ કરો.

૩૬ "ફસલ" એટલે ફકત ખરા રોજ માહના કેલેન્ડર નથી—પણ ક્રીયામાર્ગમાં જે ક્ષ્નૂમન ભણાય છે તેમાં ઇજાતા "યાઇરય" અને "સરેદ" બે મહાન યજતો સાથનો સંબંધ તે "ફસલ" છે—"દએન" નું મૂળજ "ફસલ" છે.

૩૭ સ્વતંત્ર ફસલનો પાવમહેલ ઉભો કરવા માટે "નીરંગ-ઇ-વર"નો અમલ કરનાર આજે કોણ છે?

૩૮ એક વધારાનો દીવસ ચાર વરસે આવે "અવરદાદસાલગાહ" તે માટેની ક્રીયાઓ જો નહી થાય, અને તે માટે "નીરંગ-ઇ-વર" નો અમલ નહી હોય, તો ફસલી દસ્તુરજી, ફસલી મોબેદો તથા અનજુમન ઉપર કેવી આફત આવે તેનો ખ્યાલ હવે પછીજ આવશે.

૩૯ પાવમહેલને લગતી યજશ્ને વંદીદાદ જેવી ક્રીયાઓના સંબંધમાં રેવાજી રોજ માહ વાળાઓએ "કબીસો" છોડી દઇને ફસલી રોજ માહ છોડી દીધો તેના ખાસ વજુદી કારણો.

૪૦ આપણી પોતીકી સલતનત વગર ફસલી પાવમહેલ રાખી શકાયજ નહી તેનું કારણ—જરથસ્તી શાહ અને અરકાને-દોલતની હસ્તીની જરૂર.

૪૧. "નીરંગ-ઇ-વર"ના બગની સાક્ષાત સાબેતીઓ તે કઇ?

૪૨ જો ૧/૩ અથવા ૨/૩ અસરની યજશ્ને વંદીદાદની મેળવતી હોય તો રેવાજી રોજ માહના પાવમહેલને ધ્રુજાવવાને બદલે તેનેજ સર-

તા-પા કરો; નહી તો ફસલી પાવમહેલને બહાને આખી અસર લેવા જતાં બીલકુલ મીંડાંમાં પરીણામ આવશેજ.

૪૩ "બરેશ્નુમ" લેવામાં જે ગોમએજ તથા નીરંગ વપરાય છે તેના અમલનો પાયો તેને લગતા રોજ માહની તલેસમ છે.

૪૪. "બરેશ્નુમ" ની હાલતથી બાકી કેહર્પ "ખુદા-રસીદા" થઇને—આતરે વોહૂફ્રયાન કુદરતના આતરે મીનોકરકો સાથે યજ થઇને—આતરે-ફ્રોબા મારફતે "યઓજદા" ની શકતી સાથનો યઓજદાથ્રેગર થવાય છે.

૪૫ ચાલુ રેવાજી રોજ માહ તોડીને નવું બરેશ્નુમ લે તો તે પાવ-મહેલ અને દસ્તુરીથી અલગ થઇ જાય છે, જેમાં મોટો જોખમ સમાય છે.

૪૬ બરશ્નુમનો અમલ "ઉશ્તાન-મીથ્ર"ના જુમલેના કાયદેથી રોજ માહની ઉપરજ રચાયલો છે.

૪૭ પાવમહેલ સાથે અજ્ઞાનતામાં આસ્નાઇ કરવાથી પાવમહેલની હકીકતી મતલબ ભિલટાઇ જવાથીજ કુદરતની કાગી બાજુ આફત લાવવામાં ફતેહ પામે છે-("પઇત્યેગેત" reaction મોએદની સાત પહેડી ઉપર અને આખી અનજુમન ઉપર બી)

૪૮ "દસ્તુરી" તેના અસલ સીલસીલાથી ભણ્યા વગર બરશ્નુમની મતલબ પાર પડેજ નહી તેનું કારણ.

૪૯ દીન-દસ્તુર દેખીતા પાવમહેલને ચલાવનાર તરીકે, જે પ્રમાણે ફ્રીયાનો ફ્રેસ્તો માના ગાસના અણદીઠ પાવમહેલ ચલાવનાર તરીકે—આ દસ્તુર તથા ફ્રસ્તા વચ્ચે પેવંદ રૂપી સંબંધ.

૫૦ બરેશ્નુમ આપતી વખતે "આત" ઓટવાજ તથા નવગરેહ પકડવાની, તેને ઠોકવાની, સરોશબાજ લેવાની, કશે ખેંચવાની, દસ્તુરી પઢવાની, બરેશ્નુમના પાવરને સચેત કરવાની, "પરગરૂ" એટલે "પર-ગરેવ" extra-charged કરવાની, ત્રણ તથા પાચ પથ્થરની અગ્યાર તથા દશ ઢગલીઓ કરવાની, ઇજેલો તરો નવગરેહના ચમચાથી આપવાની, કુતરાના ડાબે કાન પકડવાની, "નેમશ્ચા યા આરમઇતીશ ઇજાચા"વાળું પદ ભણીને પથ્થર ઓળગવાની, પંજ-ઇ-ઝરતોશ્તને તેજ કરી સરોશ સાથે મેળાપ કરવાની, બેરેદને તથા કેહરપ ઉશ્તાન તેવીષીને "એરેઝ" યાને ઉચી ગતીના ટાચ "બરેશ્નુમ" આપવાની, તદ્દન સાયન્ટીફીક-સાઇકોલોજીકલ ખાસ બરેશ્નુમની સમજણ.

૫૧ ફસલની ગુહય ખુલંદી સમજ્યા વગર ફસલી રોજ માહના

આલાત અને આદરાન ઉભાં કરનારાઓ અને તેને ઉત્તેજન આપનારાંઓ કોમને માટે તદ્દન ગેરડહાપણનું તથા વીચાર વગરનું કામ કરે છે.

પર ફસલી આલાત કરનારાંઓ કોમને કેવી રીતે નુકસાન કરે છે તે ફકત સમજાવવાનીજ આપણી ફરજ છે, અને તેવાઓનાં કામોથી દુરી પકડવામાં ડહાપણ છે.

ઉપલી અને બીજી ઘણી એક બાબદો જે ડોકતર ફરામરોજ ચીનીવાલા સમજાવે છે તે માટે આખી કોમ એવણને આભારી થશે. આવું ક્ષ્નૂમીક દીની જ્ઞાન આપણા દસ્તુરો અને આથ્રવનો કયારે ધરાવતા થશે! જેમ ખુદાની મરજી!

ત્યાર બાદ આ કેતાબની અંદર આ અદના લખનાર તરફથી ફરશો-ગર્દ વો૦ ૨૯, અંક ૧-૨ માં જે લખાણ આપવામાં આવ્યું હતું તે લેવામાં આવ્યું છે, અને તેમાં જે કોમની ઉપર આફત આવવા બાબે ઇશારો કરયો છે તે બીના ઘણાઓના ધ્યાનમાં ઉતરતી નથી, અને કેટલાકો તો લખનારને શ્રાપ દેવા નીકળી પડયા છે. એ બાબદ અનુભવ મળશે ત્યારેજ એ લખાણનું વાસ્તવીકપણું, સાબેત થશે જો કે ગાથા, યજશ્ને, વંદીદાદ, યસ્તો વગેરેમાં ખુલ્લી શાહદતો છે કે કીયા માર્ગ સાથે આસનાઇ કરવાથી કુલ્યાતી Universal, Communal આફતો કોમની ઉપર કુદરતી કાયદેજ આવી પડે છે.

આ અદના લખનારનો અનુભવ છે કે લાયક સર-તા-પા કીયાકામ કરનારા યોજદાથ્રેગરોની સંખ્યા દીનપરદીન કમતર થતી જાય છે તો પછી ફસલી રોજ માહ સાથના આદરાન અને પાવમહેલને લાયકના મોબેદોની વાતો કરવી એ કોમને અપમાન કરવા જેવું છે, અને આવી રીતે ચેડાં કહાડવામાં કોમ અને દીન માટે મોટો જોખમ સમાયલો છે એમ આ અદના લખનાર જરથોસ્તી દીનના ફરમાનોને આધારેજ કહેવાની હીમત કરે છે. આ વીચાર ભલે બીજાંઓ હસી કહાડે અથવા વહેમથી ભરપુર તરીકે તેની ઠઠ્ઠા મશ્કેરી કરે, પણ તે હશી અને ઠઠ્ઠા કરનારાઓની સીર્ફ અજ્ઞાનતા બાબે અફસોસ કરવા જેવી વાત છે.

વળી આ કેતાબમાં બીજા એક કેળવાયલા યુનીવરસીટીની ડીગ્રી ધરાવનાર કેળવણીકાર તથા નવસારીના જાણીતા દાબુ ખાનદાનના સફેદ પાઘડીવાળા એરવદ ખુરશેદ દા. દાબુ ત્રણ વીદ્વતાભરેલા વીચારો આપે છે તે દાખલ કરવામાં આવ્યા છે. આ વીચારોમાં એવણ સાહેબે "આલાતો" બાબે જે સુંદર ઉસુલ્યાતી વીચારો જણાવેલા છે તે ફસલી અગ્યારી

બનાવનારાઓને તેઓની ગંભીર ભુલ બતાવવા માટે તદન પુરતા છે. રોજ માહનો સીલસીલો જાળવીનેજ પાવમહેલની ક્રીયા ચાલુ રાખવાના એવણુના વીચારો, તથા દસ્તુરી અને બરશ્નુમના સીલસીલા બાબે એવણુની તકરાર નાના બાળકને પણ સમજ પડે એવી સરળ રીતે ફસલી આલાત કરવાની શેખી કરનારાઓની શુદ્ધી ખોલવામાં મદદ કરે છે. વળી નવસારીના દસ્તુરજી સાહેબ કેકોબાદ દસ્તુર દારાબજી મેહેરજી રાણા સુરતના કદીમી આતશબહેરામના દસ્તુરજી સાહેબ મહેરવાનજી ફ. દસ્તુર નાલાદારૂ ઉદવાડાના.

સુરતના બાગેપારસા અગ્યારીના પંથકી સાહેબ એ. નવરોજી એદલજી દસ્તુર બેકેરી, પુનાના દસ્તુર સાહેબ સોરાબજી દસ્તુર પેસ્તનજી ભી. આદરીયાનવાલા, મુંબઇના દસ્તુર સાહેબ માનેકજી દસ્તુર બરજોરજી ગોદાવરા તથા ભાઠેના, શેઠ ખરશેદજી પેસ્તનજી પટેલ, ઉદવાડ, શેઠ ફરેદુન કેરશાસ્પ દાદાચાનજી સોલીસીટર, મરહુમ દાદીશેઠના આતશબેહેરામના બોયવાલા મોબેદ સાહેબ મેરવાન ખુરશેદજી બેહરામકામદીન, એ૦ નવરોજી દીનશાહજી ભંડારી, સીકંદરાબાદ (દખણ)ના દસ્તુર સાહેબ જમશેદ દસ્તુર ખોરશેદ, અવસ્તા પહેલવીના વિદ્વાન સ્કોલર શેઠ બેરામગોર તે. અંકલેસરીઆ, દસ્તુરજી સાહેબ કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલન, એરવદ ફરેદુન રતનજી કાંગા.

એ સઘળા સાહેબોએ જે આ ફસલી અગ્યારી કરનારાઓના ગેર-ડહાપણ ભરેલાં પગલાં માટે વીચારો દરશાવવાની જાહેર હીમત બતાવી છે તે માટે તેઓને ધન્યવાદ આપ્યે છીએ. આજે કેટલાક બહેદીનો તથા એરવદો પોતીકી ખાનગી સ્વાર્થ સાંધવાને ખાતર યા શરમાશરમીને ખાતર પોતીકાં અંતઃકરણ વિરૂદ્ધ આ કહેવાતી ફસલી અગ્યારીની હીમાયત કરવા બહાર પડેલા છે તેવા બાતેની જુદા અને જાહેરમાં જુદા મીશ્ર રાખનારા hypocrites માટે એટલુંજ કહીશું કે because Right is right, to follow right were wisdom in the scorn of consequence. કવી ટેનીસન કહે છે કે "સત્ય તે સત્યજ છે તેથી સત્યની પુઠે જવામાંજ ડહાપણ છે, અને તેના પરીણામની દરકાર કરવાની જરૂર નથી."



# જરથોશતી રાહી સોસાયટી તરફથી મોટા દસ્તુરજી સાહેબો તથા અવસ્તા પહેલવી સ્કોલરોને ફસલી અગીયારી બાબે પુછેલા ૧૪ સવાલો.

"દાદીશેઠ હાઉસ"
૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ,
મુંબઇ, તા૦ ૧ લી નવેમ્બર ૧૯૩૯.

મહેરબાન નેકનામ માનવંત જોગ,

જત આપ સાહેબને રોશન હશે કે હાલમાં મુંબઇમાં ચર્ચગેટ સ્ટેશન સામે એક નવી ફસલી દરેમેહરનું મકાન બાંધવામાં આવ્યું છે, અને હવે થોડું કમાં ફસલી આતશ-કદેહનો આતશ તેમજ સર્વે આલાત બનાવવાની ગોઠવણો હાલના લાગતાવળગતાઓ તરફથી અમલમાં મુકવામાં આવનાર છે. આવી રીતના આતશ પરથાવવાના, તેમજ તદન નવાજ આલાત બરપા કરવાના સંબંધમાં ધાર્મીક, રેવાજી તથા ક્રિયાકામની નજરે અનેક અગતયના સવાલો ઉભા થાય છે, તેની એક પ્રશ્નાવલી બનાવીને આપ સાહેબની ઉપર એવી ઉમેદથી રવાના કરવામાં આવે છે કે તેના મનમાનતા ખુલાસાઓ આપ સાહેબ આપના અનુભવ, અભ્યાસ અને દીની એતેકાદના આધારે જરૂરજ હમો ઉપર તા૦ ૭ મી નવેમ્બર ૧૯૩૯ સુધીમાં તાકીદે રવાના કરવાની મેહરબાની કરશોજી. કારણ આ એક કોમી સવાલ છે કે જેમાં ખુદ હમારી સોસાયટીએ અત્યાર સુધીમાં અદના ભાગ ભજવ્યો છે તથા સાંભળવા પ્રમાણે એ લોકો તા૦ ૧૬ મી નવેમ્બરથી અગીઆરી પરથવાની શરૂઆતની ક્રિયા કરનાર છેજી.

આપ સાહેબને તસ્દી આપવા માટે દરગુઝર ચાહતો,

હું છું અદના સેવક,
**દીનશાહ શા૦ મસાની,**
ઑ૦ સેક્રેટરી.

ચર્ચગેટ સ્ટેશન સામે બાંધવામાં આવેલાં, મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ "ફસલી-આતશકદેહ" વિષે, ધર્મ તથા રેવાજ ને ક્રિયામાર્ગની નજરે ઉભા થતા થોડાક અગતયના સવાલોની પ્રશ્નાવલી :

**સવાલ ૧ લો—**"આતશ-કદેહ" શબ્દ ઘણોજ દ્વી અર્થી ambiguous હોવાથી એનો ખરો અર્થ "આતશ-આદરાન" કે "આતશ-દાદગાહ" થાય છે?

**સવાલ ૨ જો**—જો આ "ફસલી" આતશ-કદેહને "આતશ-આદરાન" તરીકે ઓળખાવવામાં આવે તો, આ નવી બંધાયલી ફસલી અગીયારી ધર્મ તથા રેવાજની નજરે કાયદેસર ગણાય કે?

**સવાલ ૩ જો**—કોઇબી આલાત બરપા કરવાની, તેમજ કેબલા પરથાવવાની ક્રિયા **અંજુમનની સંમતી** તેમજ અંજુમનના સભ્યોની સાક્ષી રૂપી હાજરી વગર થઇ શકે કે?

**સવાલ ૪ થો**—જો નવા ફસલી-સ્વતંત્ર-આલાત બરપા કરવા માટેની સંપુર્ણ જરૂરી ક્રિયાઓ જાહેરમાં નહિ હોય, તો પછી "આતશ-આદરાન" થઇ શકે કે?

જો "આતશ-આદરાન" નહિજ થઇ શકે, તો પછી માત્ર "આતશ-દાદગાહજ" રાખે તો વાજબી ગણાય કે?

**સવાલ ૫ મો**—બરસ્નુમ માટે "દસ્તુરી" ભણવાની જરૂરની છે કે? અને કેવી રીતે? દસ્તુરી ભણતી વખતે કેટલાક મોબેદ સાહેબો દસ્તુરનું નામ લીએ છે, જ્યારે કેટલાક મોબદો "દસ્તુરે-ઇન-ઝમાન" કરીને ભણે છે, ત્યારે અસલમાં દસ્તુરી કેવી રીતે લેવાતી હતી? અને દસ્તુરી લેવાની મતલબ શી હતી? તથા હજી પણ દસ્તુરી કેવી રીતે લેવાય છે? આ બાબદનો વીગતવાર તુલોતવીલ ખુલાસો કરવાની મહેરબાની કરશોજી.

**સવાલ ૬ ઠો**—આવી "દસ્તુરી" ભણવાના પુરાતન રેવાજને આધારે એક દસ્તુર સાહેબને સાધારણ યોજદાથ્રેગર મોબેદો ઉપર કેટલી જાતના હક ભોગવવાનો અધીકાર મળે છે? તેમજ તે અધીકાર હાલ સુધીમાં કેટલે અંશે કાર્યસાધક વપડાયો છે તેના જેટલાબી દાખલા તમો સાહેબ જાણતા હોવો તે સર્વ વીગતવારે જણાવવાની કૃપા કરશોજી.

**સવાલ ૭ મો**—ફસલી બરસ્નુમ માટે કેઠેનીબી દસ્તુરી લેવાય કે અને કોઇ રેવાજી દસ્તુર સાહેબથી તેવી દસ્તુરી કબુલાય કે?

**સવાલ ૮ મો**—જો "ફસલી" અગીઆરી બરપા કરે, તો પ્રથમ ફસલી નાહન, ફસલી બરસ્નુમ તેમજ નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા પડે તો તે કેવી રીતે બરપા કરવા અને બનાવવા તે કોઇ ધાર્મીક સાહદતથી જણાવશો?

**સવાલ ૯ મો**—(ક) જો સાહદત હોય તો, નવો સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા માટે આ જમાનામાં આધાર ને અધીકાર કોણને છે?

(ખ) જો સાહદત નહિ હોય તો, નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા

કરવા માટે તેમજ નવાં નાહન લેવા માટે શું શું દીની ક્રિયાઓ જરૂરી છે? અને નવા વરસ્યાજી કેવી રીતે ઉભા કરવા?

**સવાલ ૧૦ મો**—રેવાજી રોજ--માહથી નાહન લીધેલા મોબેદો ફસલી રોજ ભણી ક્રિયા-કામ કરી શકે કે?

**સવાલ ૧૧ મો**—રેવાજી રોજ-માહથી નાવર-મરાતબ થયલા મોબેદો પાસે ફસલી રોજ ભણાવ્યાથી આપણાં અસલી કદીમો કદીમ સીલસીલો ધરાવતાં જુના ચાલુ રેવાજી બરસ્નુમ તેમજ આલાતોને કેવી રીતે હાની પુગે તે જણાવશોજી?

**સવાલ ૧૨ મો**—કોઇ પણ અગીઆરી-આતશ-કદેહ યા આતશ-આદરાનનાં પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી, ભોંયતળીએ યા તો માળ ઉપર, એકજ પેવંદમાં, ને એકજ છાપરાં તળે હોઇ શકે કે? અને તેમ નહિ હોવા માટેની દીની સાહદતો શું છે?

**સવાલ ૧૩ મો**—મુંબઇના માનવંત પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ થોડાંક વર્ષની વાત ઉપર નેમેલી સ્કોલરોની કમીટીએ, હાલના કોમી સંજોગો જોતાં, ફસલી ગણત્રી કોમમાં ચાલુ કરવા-કરાવવા માટે પોતાનો વીરૂધ-ઠરાવ પસાર કર્યો છે. છતાં, આ "ફસલી-અગીઆરી" બરપા કરીને, એજ જુનો સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવવા જેવું કરે તો તે વાજબી છે કે?

**સવાલ ૧૪ મો**—જો કોઇ પણ સાહદત તેમજ આધાર-અધીકાર વગર, તેમજ "નર-અષવન"ની ગેરહાજરીમાં, જો ફકત અલાઇટપે નવા સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવામાં આવે (—કે જેથી કોમ ઉપર બેશક ગંભીર આફત આવી પડે) તો એવાં ધર્મ-વિરૂધના કાર્યને આપણે રોકવા માટે શું શું પ્રયત્ન કરવા જોઇએ?



# ફસલી આતશ-કદેહ માટેના સવાલ જવાબોની પ્રશ્નાવલીની સમજ માટે જોઇતો ખુલાસો;

## નવા આલાતો કરવાનો અર્થ શું છે? તેમાં તો ચાલુજ રોજ માહ અને દસ્તુરી અને બરશ્નુમનો સીલસીલો છે. તેમાં થતી ક્રીયાની વાસ્તવીક વીગત અને હકીકતી સમજ.

આ લેખમાં રાદી સોસાયટી તરફથી પુછાયલા સવાલોના જવાબો આપવામાં આવ્યા છે. પણ પછીથી અમુક બાબદની અંદર ગુંચવાડા થયા કરતા માલમ પડવે તે ગુંચવાડાની ઉકેલ કરવાનું દરૂસ્ત ધાર્યું છે. અત્યાર અગાઉથી બોલાતું આવ્યું છે કે નવા આલાતો બનાવવાની રૂઢી આપણી પાસે છે અને એમ છે એ વાત ખરીજ છે. સુરત શહેરના નામાંકીત દસ્તુર સાહેબો જેવા કે દસ્તુર દારાબ કુમાના, મોબેદ કાઉસ ફરેદુન મુનજજમ તેમ નવશારી નગરીના મહેરજી રાણાના નામાંકીત કુટુંબના સાહેબો એવા આલાતો બની શકે છે એમ કહી ગયા છે અને તે પ્રમાણે સુરતમાં કદીમીઓથી તેમ એડનમાં શહેનશાહીઓથી કામો થયલાંણી છે. વળી અવસ્તા પહેલવીના અભ્યાસી અને દીની શોધખોળ કરનાર એરવદ જમશેદ કાવસજી કાતરક બી.એ. કહે છે કે જયારે તેવણને કે. આર. કામા ઓરીએન્ટલ ઇનસ્ટીટયુટ તરફથી ૧૯૨૦ થી ૧૯૨૨ લગીમાં શોધખોળ માટે ગામેગામ મોકલેલા હતા ત્યારે તેવણે સુરત, નવસારી, ભરૂચ વીગેરે શહેરોના મુબેદોના પુસ્તકોના સંગ્રહોમાં નવા આલાતો કઇ રીતે કરવા તેની તરતીબ-એવા બયાનો જોયા હતા. નવા આલાતો કરવા એટલે બરશ્નુમ રદ થાય છતાંબી તે બરશ્નુમને ખુદની ગતીથી સાબેત કરીને એટલે નવું બરશ્નુમ કરીને પછી તેવા નવા બરશ્નુમને જોરે નવા આલાતો કરવા એવો અર્થ છે. ત્યારે મુળ મુદદો તુટેલા બરશ્નુમનો છે એટલે કે બરશ્નુમની શકિત છે-પાવ મહેલ છે-દસ્તુરી છે એમ અર્થ થયો. અત્યાર અગાઉથી હમોએ ધ્યાન ખેંચ્યું છે કે આવા કહેવાતા આલાતોની સાઝેશની હયાત પાવ મહેલમાંથી એટલે ચાલુ રોજ માહના અમલ ઉપર કરવા આપેલી છે. ત્યારે મુળ મુદદો ચાલુ રોજ માહનો અમલ અને હયાત પાવ મહેલનો અને તેની સાથની હયાત દસ્તુરી અને બરશ્નુમની શકિત અને હયાત આતશ બહેરામો દરેમહેરોનો છે. આવા પાવ મહેલને નવસારીના એક મુવેદ સાહેબ મોબેદ જામાસપજી સોરાબજી દસ્તુર મહેરજી રાણા હરવેસ્પ-આગાહના મહેલ એટલે હીડાળા તરીકે

ઓળખાવે છે. ઇથોતેર રેવાયતમાં આલમના શાહના મકાન તરીકે સુચના આપેલી છે. ત્યારે ભાગેલા બરસ્નુમોમાંથી નવા બરશ્નુમો કઇ રીતે હયાત પાવ મહેલ અને બરશ્નુમની શકિત અને દસ્તુરીમાંથી એટલે હયાત આતશ બહેરામ અને દરેમહેરોમાંથી સમારીને કરવા તેને નવું બરશ્નુમ કરીને નવા આલાતો કરવા તરીકે ઓળખાવે છે પણ જયારે બરસ્નુમની શકિત હોયજ નહિ એટલે અમુક રોજ માહ ઉપરનો અમલ અને તે અમલ માટેનો પાવ મહેલ દસ્તુરી હોયજ નહિ તોપછી તે રોજ માહ ઉપરનું રદ થયલું બરશ્નુમબી હોયજ નહિ. આજે ફસલી રીતની રોજ માહની ગણત્રી ઉપરનો પાવ મહેલ નથી કે બરશ્નુમની શકિત નથી એટલે ફસલી ગણત્રીનું ભાગેલું રદ થયલું બરશ્નુમજ નથી માટે રદ થયલા બરશ્નુમને નવેસરથી તાજા કરીને નવા આલાતો બનાવવાથી રીત તે ફસલી રોજ માહના અમલને લાગેજ નહિ, તે તો સાધારણ અકકલની વાત છે. ટુંકમાં એટલું કે નવા એટલે ફસલી રીતના રોજ માહથી થયલા અમલ ઉપર બંધાયલો પાવ મહેલ અને બરશ્નુમની શકિત સાથનો બરશ્નુમગાહ એટલે દરેમહેર આજે હયાત નથી એટલે હિડોળા આલાતો નથી તેમ બરશ્નુમ કે ભાંગેલું બરશ્નુમ નથી, માટે ઉપલી રીત જે ભાગેલા બરસ્નુમને નવા કરવાની એટલે નવા આલાતો કરવાની છે તે આ નવા ફસલી રીતને લાગુ પડે નહી. પણ તે ફસલી રીતના સાહેબોએ તો પહેલે પોતાના રોજ માહના અમલની ઉપર પાવ મહેલ બાંધવો જોઇએ અને તેમાં બરશ્નુમની શકિત ઉત્પન્ન કરવી જોઇએ. આ બનવું અશકય છે તે હમારા અત્યાર અગાઉના તેમ હાલના આ જવાબોમાંથી માલમ પડશે. રોજ માહ જરતોશ્તી દએનની દીની સંસ્થાઓને ઉભા કરવાનો પાયો છે એમ જે કોઇ જો માનવા ના પાડે તો તે જરતોશ્તી દીનને સમજતો તેમ માનતોજ નથી એમ કહેવાય. ભુલથી જો કદી બીજો રોજ માહ ભણવામાં ભણાય તો તેની કીધેલી ક્રીયા તેમ તેના તન મન રૂવાનની પાકીઝગી નામે બરશ્નુમ અવાવ થાય, એમ જે દએનમાં અમલ થતો હોય તે દએનમાં ત્યારે રોજ માહની કેટલી બધી અગત્યતા છે તે કોઇબી જોઇ શકે.

ત્યારે આ બધા નવા આલાતો બનાવવાની સુચવેલી રીતીઓમાં પાવ મહેલ હયાત છે, બરસ્નુમની શકિત અને દસ્તુરી હયાત છે, એમ માની લીધેલું છે, એટલે રોજ માહ કાયદેસરનાજ ભણવા એમ માની લીધું છે; તેમ વળી હોમસલીને માટે કંઇ નવી તરતીબ બતાવી નથી, એટલે ચાલુ રીતેજ વાપરવા સુચવેલું છે. જાણવું કે હોમસલી આજે જુદ્દીનોના હાથમાંથી આપણને મળે છે માટે તે હોમસલીને વેચાતી લીધા પછી સુરત ખુપવાથી પઓઝદાથ્રેમર પાવ કરે છે એટલે તેમાંબી ચાલુ

રોજ માહજ વપરાય છે અને ત્યાર પછીથી ૧૭ મહીના ૧૭ દીવસ લગી ચાલુ રોજ માહના અતયસંગમાં એટલે આખી મોસમ પુરી થાય ત્યાં લગીમાં તે સલીને ક્રીયામાં વાપર્યા વગર પાડી રાખે છે. આવી રેવાજ પામેલી સલીજ આ નવાં કામમાં વાપરવામાં લેશે-લેવાની એમ ધારેલું છે. વળી ક્રીયાઓ જે કરશે જેવી કે યજશ્નને કરશે અને તેને માટે દરૂનને પકવશે તે બધામાંથી ચાલુ રોજ માહજ લેશે એમ માની લીધેલું છે અને તેમજ અત્યાર અગાઉથી થયલું છે તે ભુલવું નહી. આજે જાહેર જરથોસ્તી દુન્યામાં બે રીતના રોજ માહ ચાલુ છે જેને કદીમી અને રસમી ગણત્રી કહે છે. કદીમીઓના તેમ શહેનશાહીઓના પાવ મહેલો હજાર વર્ષથી ચાલુ છે. કદીમીઓના પાવ મહેલો તો હજારો વર્ષથી ચાલુ છે જ્યારે શહેનશાહી સાહેબોનો પાવ મહેલ હીન્દમાં આવ્યા પછી ૧૩૦૦ વર્ષથી ચાલુ છે માટે તે બેઉ પાવ મહેલોની અને તે માંહેલી દસ્તુરી અને બરશ્નુમની શક્તિઓની હીદાયત અને સાહેબીના અમલથીજ-તેઓના તે તે રોજ માહોના અમલથીજ તેઓને લગતા ભાંગેલા બરશ્નુમને સમારીને દરૂસ્ત કરીને નવા આલાતો ઉભા કરવાની ખાસ રૂઢી અપાયલી છે.

આટલી મુળ બાબદને ધ્યાનમાં રાખીને હવે આગળ એક ડગલુ વધીને જોઇએ કે નવા આલાતો બનાવવા એટલે ભાંગેલા રદ થયલા બરશ્નુમને પોતે પોતાની ખુદીથી સમારીને તે સમારેલા બરશ્નુમ મારફતે નવા આલાતો કરવામાં શી હકીકતી સચ્ચાઇ આવેલી છે. આજે મુંબઇ શહેરમાં તેમ બહારગામોમાં કદીમી રીતના તેમ શહેનશાહી રીતના અગીઆરી આતશબહેરામો છે કે જેઓમાંથી બરશ્નુમને સાબેત રાખી આલાતો લઇને કેટલી તેવાં દરેમહેરવાળાં મકાનો એટલે આલાતો થઇ શકે એ હકીકત તો જાણીતી છે. પણ ભાંગેલા બરશ્નુમથી એક મુવેદ કઇ રીતે પોતે પોતાના બરશ્નુમને સમારી નવું કરીને નવો આલાત કરે એ વાત આજે જાણીતી નથી. ખુદ નવસારીના સાહેબો આજે એવી હકીકત વીષે શકમંદ થયલા લાગે છે પણ પોતાના બુઝર્ગ દીનદાર વડવાઓએ તેમ થાય એમ કહયું છે એટલે તેઓનેગી મોટો વીચાર આવી પડેલો છે. તુટેલાં બરશ્નુમવાળો એક મુવેદ પોતાના તે ભાંગેલા બરશ્નુમને એક પાવ મહેલ અને દસ્તુરી અને બરશ્નુમની શક્તિની આણ હેઠળ એટલે કાયદેસરના બરશ્નુમગાહ અને નવગરેહોની હાજરી જે કેટે દુરદરાજ હોય તેઓની આણ હેઠળ રહીને તેઓથી ઘણે દુરના મુલકમાં પોતાની કોશેશોથી આખું કરી શકે તેની હકીકતી સચ્ચાઇ ઇલમે-ક્ષ્નુમના હકીકતી જ્ઞાનથી સાબેત કરી શકીએ છીએ જેનો ટુંક સાર નીચે છે.

જરતોસ્તી દએનમાં 'યસ્ન'નો એક ખાસ વીભાગ છે જેમાં સંસ્થાઓ ઉભી કરવામાં આવે છે જેમાંની આજે હયાત રહેલી ત્રણ મુળ સંસ્થાઓ છે જેઓને આતશબહેરામ, આતશ-આદરાંન અને દરે-આદર એટલે ઇબાદતગાહ-દાદગાહ સાહેબના મકાનો તરીકે ઓળખે છે. પહેલા બે જાતના મકાનોમાં પાવ મહેલો રહે છે એટલે અદ્રષ્ય સાજેશ્તી-અદ્રષ્ય કેહપ, અએવાન રહે છે કે જેમાં અદ્રષ્ય તલેસમો રહે છે અને જેમાં વળી પાવીકત હિંડોળા એવા નામની ૩૩ દેખીતી ચીજો દેખીતા આલાતો રહે છે. તે મકાનના આવા વીભાગને ઉરવીસ ગાહ તરીકે ઓળખે છે કે જેમાં એક ખાસ આતશ નામે આતશે દાદગાહ તરીકે રહે છે. એમ વળી આ ઉરવીસ ગાહથી કંઇક દુરમાં બીજી જગા રહે છે કે જેને બરસ્નુમ ગાહ કહે છે જેમાં બરસ્નુમની શકિત રહે છે. આ બરસ્નુમની શકિત ત્રણ ભાગે પંથરાઇને રહે છે. મુળ ભાગ બરસ્નુમ ગાહમાં, બીજો ભાગ નવગરેહોમાં અને ત્રીજો ભાગ બરસ્નુમ સાથના મોબેદમાં રહે છે. અને ખુદ તે આતશબહેરામ કે આતશ આદરાનનો ખુદનો ઓરડો જુદોજ રહે છે જેને પાદશાહનો કોહ કહે છે. આવી બે રીતની દીની સંસ્થાઓ નામે આતશે બહેરામ અને આતશે આદરાન ઉપરાંત, દરેઆદર નામની જગા એટલે ઇબાદતગાહ કેઠે કેઠે છે જેમાં ખાલી એક ઓરડો રહે છે કે જેમાં આતશને રાખેલા હોય કે જયાં જઇને એબાદત થાએ-એ વગરનું બીજું કશુએ ત્યાં રહેતું નથી. ત્યાં પાવ મહેલ જેવું ગાટે આલાતો જેવું માટે ઉરવીસગાહ જેવું તેમ બરસ્નુમગાહ જેવું રહેતુ નથી.

ત્યારે અગીઆરી આતશબહેરામોમાં 'દરેમહેર' હોય છે એટલે મહેર કહેતાં સચ્ચાઇનો એટલે યઝતનો દાર, દરગાહ રહે છે જેને પાવ મહેલ કહે છે, જે અદ્રષ્ય રહે છે, જેમાં તલેસમો એટલે યઝતોનો પ્રભાવ રહે છે, જેને 'ગાતૂ' એટલે Splendour પ્રભાવના નુરી કેહપ તરીકે ઓળખે છે. **આ ગાતૂનો ભેદ ગાથામાં આવેલો છે તે નીચે જોઇશું.** આવો ગાતૂ એટલે યઝતી પ્રભાવની સીમા-કેહપ દુન્યાના અભડાટથી દુર રહે છે એટલે કતમાં છેટે સીલ થઇને રહે છે. એમ છે માટેજ તેને પાવ=પાક એટલે અભડાટથી દુરનો મહેલ તરીકે ઓળખે છે કે જેમાં હરવેસ્પ આગાહ-આલમના શાહની દસ્તુરી-ફરમાન ચાલે છે. આવા પાવ મહેલની ગેતીમાંની ઉત્પત્તી વીષે કંઇક ઇશારો કરવો જોઇએ કેમકે દીન-દસ્તુર વગર તે મહેલ થઇ શકતો નથી. અવસ્તાનો **ગાતૂ** શબ્દ પાવ મહેલ માટે ગાથામાં આપ્યો છે અને તે **ગાતૂ** ગેતીમાં આરાસ્તા થઇ ગેતીમાં **સ્રઓષેમ**=દાદાર તરફની તાબેદારી જામે અને બહમનની વૃત્તી ગેતીના લોકોમાં ઉભી થાય એમ ગાથા **હા ૨૮-૫**

માં ધરછેલું છે. અહિંયાં ત્યારે કહે છે કે 'ગાતૂ' એટલે મીનોઇ ઝલ્વાની સીમા-મોટાઇનુ કેહપ ગીનોમાં એટલે અણદીઠ ભુવન ઉપર છે; અને તે અણદીઠ ભુવન ઉપરના તે ઝલ્વાની સીમા-કેહપ જેવું કેહપ એટલે તેવી ગાતૂ એટલે તેવો પાવ મહેલ ગેતીમાં થાય. કહેવાની મતલબ એ છે કે અદ્રષ્ય મીનોઇ ભુવન ઉપર દાદારે અશો જરથુશ્ત્ર કે જેવણુનેબી યઝતી પ્રગતીના કહયા છે તેવણુની પાસે 'ગાતૂ' મીનો પાવ મહેલ ઉભો કરાવેલો છે. જગતની અંદર જયારે કાળી કુદરતે દ્રેગવતો=બુરા આશ્મોઘોની બદ મનશ્નીમાંથી અએષેમૅમ્ એટલે બુરાઇનો કાળો મહેલ નામે તુરેબ્રાદવક્ષ કરાવ્યો ત્યારે તેને પાછળ હઠાવીને કુદરતની બેપણાની સામસાગી ગતીને સમતોલ રાખી જગતને ફ્રશો-ગર્દ લગી ચલાવવા અશો જરથુશ્ત્ર કે જેવણુ યઝતી પ્રગતીના છે તેવણુ પાસે અદ્રષ્ય ભુવન ઉપર આવી ગાતૂ બંધાવી. આ ગાતૂમાં સરેદ યઝત દાદારની અમશાસ્પંદોની સરોશની અને જરથુશ્ત્રની દસ્તુરી હોકમને બજા લાવે છે. એમ આ મીનો ગાતૂ-મીનો પાવ મહેલમાં દાદાર અમશાસ્પંદો સરોશ અને અશો જરથુશ્ત્ર દસ્તુરી સરેદ યઝત મારફતે ચાલુ છે. પછી જયારે પેગામ્બર સાહેબે આ મીનો ગાતૂ-મીનો પાવ મહેલમાંથી ગેતીની ઉપર પાવ મહેલ બાંધવાની રીતી બતાવી ત્યારે તેવણે એક અશવન નર દીન-દસ્તુર પાસે રોજ માહનો અમલ કરાવી તેવણુના તે અમલ મારફતે સરેદ યઝતને નોતરીને ગેતીમાં પાવ મહેલ કરાવ્યો. આ વખતે સરેદ યઝતે દાદારની દસ્તુરી ફરમાનબરદારીનો સીલસીલો દીન-દસ્તુરને આપ્યો એટલે દીન-દસ્તુરને શ્યાવ આપીને દીન-દસ્તુરને સરેદ યઝતે પોતાનો જાહેર નાયબ હમકાર નેમીને ગેતીમાં ગાતૂ પાવ મહેલ ઉભો કીધો એટલે મીનોઇનો યઝતી જલ્વો એટલે તલેસમો જેઓને રથ્વ્ય ચખ્રો કહે છે તેવા જલ્વાની સીમા ઉભી કીધી. ત્યારે ગેતીના પાવ મહેલમાં દાદારનો હોકમ જે ચાલે છે તે અમશાસ્પંદોની મારેફતથી-પછી સરોશની મારેફતથી-પછી અશો જરથુશ્ત્રની મારેફતથી પછી સરેદની મારેફતથી પછી ગેતીમાંના તેવણુના જાહેર થયલા દીન-દસ્તુર અષવનની મારેફતથી અને તેવણુના તે વખતના જાએનશીનની મારેફતથીજ આવે. આને દસ્તુરીનો સીલસીલો કહે છે. ત્યારે ગેતીમાં જયારેબી પાવ મહેલ બંધાય ત્યારે ત્યાં ગાતૂ=યઝતી જલ્વો=તલેસમો=રથ્વ્ય ચખ્રો આવવાજ જોઇએ કે જેઓ સરેદ યઝત અને દીન-દસ્તુર અશવન નરના હાલના જાએનશીનની દસ્તુરી વગરના હોયજ નહી માટે તે પાવ મહેલનો અમલ સરેદના ફેરશ્તા અને દીન-દસ્તુર વગર ચાલી શકે નહિ. એમ ત્યારે જયારે જયારે આ લખાણુમાં પાવ મહેલના સરેદ યઝતની વાત આવે છે ત્યારે ત્યારે તેવણુના જાહેર હમકાર દીન-દસ્તુરને મનમાં સમજી લેવા.

આવા પાવ મહેલમાં સરેદ યઝત તેમ બીજા યઝતો તેમ બીજી વીસ્પેરદ નામની તલેસમો રહે છે તે ભેદ હવે સમજી શકાશે. આવી ત્રેવીસ તલેસમો મુળ છે અને તે દરેક તલેસમમાં અનેક બીજી પેટા તલેસમો રહે છે. આ બધી તલેસમો કે જેઓ મલીને પાવ મહેલ થાય છે કે જેને ગાથામાં ગાતૂ તરીકે ગીનોઇ જલ્વા Splendour તરીકે ઓળખે છે તેઓ બધીઓના રહેવાની જગાને વિભાગને ઉરવીસ ગાહ કહે છે. આ બધી ૨૩ મુળ તલેસમોનું જોડાણુ તે ઉરવીસ ગાહમાં રહેલા આતશે દાદગાહમાં રહે છે, માટે ત્યાંનો આતરે દાદગાહ કંઇ ઘરના આતશ જેવો રહેતો નથી પણુ તે તો દાદારના ચેતન્યરૂપ અદ્રષ્ય આતશોથી જાગ્રત રહે છે. આ આતશે દાદગાહમાંથી પછી તે બધી તલેસમો બીજી ૩૨ ચીજો જે તેજ વિભાગમાં રહે છે તેઓમાં જામી રહે છે. જે જે ચીજોમાં તે તે તલેસમો જામી રહે છે તે તે બધી ચીજોને આલાત કહે છે એટલે તે તે તલેસમોને કાર્યસાધક રીતે કામ કરવા માટેનાં હથ્યાર એટલે જગતના ગુજરેલા અને જીવતા ઉપર આશીશ પાંથરવા માટેનાં હથ્યારો કહે છે. આ આલાતોને અવસ્તામાં ઝઓથ્ર કહે છે એટલે યઝનની દરગાહ તરીકે ઓળખે છે. ઉપર કહેલો આતશે દાદગાહ પોતે આવી તલેસમોને સરેદના નાયબ ફેરશ્તા મારફતે પોતામાં સમારીને પછીથી બીજી ૩૨ ચીજોમાં તે તે તલેસમો જવાનો pivot/લાગ-બીન્દુ-મરકજ કરી આપે છે. તે આતશે દાદગાહ તેવું જોશ પાસેના ઓરડામાં રહેલા આતરે બહેરામ યા આતશે આદરાનના જોરની ઉપર-તેઓ સાથના પોતાના થયલા પેવંદના જોરથી મેળવી રહે છે. ત્યારે આતરે દાદગાહ પોતે આતરે બહેરામ અને આદરાનથીજ ટકીને તે બધી ૨૩ તલેસમોને પોતામાં ખેચેલી રાખીને પછી બીજી ૩૨ ચીજોમાં તે તે તલેસમોના અમુક અમુક ભાગોને જવાની સગવડ કરી આપે છે. એમ તે આતશો નામે આતશે દાદગાહ-આદરાન-બહેરામ ખુદ એક મુળ આલાત તરીકે થઇ રહે છે. પછી એવી રીતના બીજા ૩૨ આલાતોમાં-જાતજાતની ધાતુની ચીજો જેમ કે માહરૂય-હાવનીમ-લાલા-વીટી રહે છે તેમ વનસ્પતીની ચીજો જેમકે હોમસલી-ઉરવર-અઇવ્યાઓંધહન વીગેરે વીગેરે આવી જાય છે જેમાં આથ્રવન એક છે. આ બધા આલાતોમાં ત્યારે મુળ આલાત તરીકે આતશ છે કે જેમાં દાદગાહ-આદરાન-બહેરામ બધા સમાય છે. આ મુળ આતશના આલાત પછીનું બીજું આલાત તરીકે જાનદાર આતરે વોહુ-ફ્રીઆન રાખતી ચીજ નામે આથ્રવન છે. એમ અથ્રાન બીજા નંબરનો આલાત થયો કે જેવણુને પેલો આતશનો મુળ આલાત પહેલા નંબરનો

આલાત થવાનો પોતાનો અધીકાર આપીને તેવણુને પોતાની બદલેના પહેલા નંબરના આલાત તરીકે ઠેડવે છે. પણ પહેલા નંબરના આલાત તરીકે થવા તે આથ્રવનને ત્યારેજ જગા મળે—અધીકાર મળે કે જયારે તે આથ્રવન બરશ્નુમની શકિતથી સજ થયો હોય. બરશ્નુમની શકિતથી સજ થયલા આ પહેલે નંબરના આલાત થયલાને ખુપે રવાન સાથનો યઓઝદાથ્રેગર કહે છે જેને ટુંકમાં ખુપનો ધણી તરીકે ઓળખે છે.

આવું બરશ્નુમ શું છે તેની વીગત અંદરના સવાલમાં છે પણ આ લખાણના સીલસીલાને ખાતર તેનો ટુંક ભાવાર્થ અહિંયાં આપીશું. જેમ દસ્તુરી જે દાદારની છે તે એક મીનોઇ શકિત છે તેમ બરશ્નુમબી શકિત છે. જેમ જુના પાવ મહેલમાંની આ દસ્તુરીની શકિત સરેદ યઝત મારફતે નવા પાવ મહેલના આતશના આલાત તરીકે થતી વખતે નવા પાવ મહેલના થવાના દસ્તુરમાં જોડાય છે તેમ તેજ વખતે તે જુના પાવ મહેલમાંની બરશ્નુમની શકિતબી નવી કીધેલી બરશ્નુમ ગાહમાં જોડાઇને બરશ્નુમ ગાહમાં—નવગરેહોમાં અને ખુપના ધણી થયલામાં પંથરાઇ રહે છે. આ ખુપના ધણીમાં તે બરશ્નુમની શકિત તે બરશ્નુમગાહ અને નવગરેહો અને બરશ્નુમ આપનાર મુવેદથી અમુક કીયા મારફતે આવી ચઢે છે જેને બરશ્નુમ લેવું તરીકે કહે છે. આવી કીયાને લાયક થવા માટે તે લેનારે કાયદાસર નવ દહાડા લગી કીનારે—કશ થવું પડે છે—અલાહેદા બેસવું પડે છે. આ નવ દહાડાની કીનારે—કશી તે લેનારમાં બરશ્નુમની શકિત આવી ચઢવાની લાયકાત ઉભી કરી શકે છે જેને બરશ્નુમ માટેનાં નાહનની લાયકાત કહે છે. આનો કંઇક ખ્યાલ નીચે આપેલો છે. સાધારણ રીતે બરશ્નુમ ને નાહન લીધાથી ઉભી થયલી બેરેઝ ગતી એટલે ઉંચાઇની ગતી એટલે મીનોઇ જલ્વો મેળવેલી હાલત કહે છે, જેને ઉત્તમ રીતના પુરૂષ તરીકેની એટલે સિદ્ધી મેળવવાને લાયકની હાલત તરીકે ગુજરાતીમાં કહેવાઇ શકાય. એ આથ્રવન આવી હાલતે કઇ રીતે ચઢે છે તેને માટે નાહનના ચાર મુળ તબકકા જોવા જોઇએ: (૧) નાહન સાધારણ નાહવું તરીકેનું છે કે જેમાં સાબુ કે મટોડી વાપરીને દીલને સાફ કરે. આથી જાહેર મેલ જાય. પણ જાહેરની પછી જે બાતેન મેલ રહે છે જેને કાજુરાત—કાયાની બુય—અબખરા તરીકે ઓળખે છે તે જતા નથી. પછીના જરા ચઢતાં નાહનને તરો લગાડીને ભણીને નાહવાની રીત કહે છે. આથી જાહેર મેલ જાય છે તેમ જાહેર મેલનો અણુદીઠ વરાળરૂપ ભાગ નામે કાયાની બુય—અબખરા—કાજુરાત—સુક્ષ્મ મેળ કે જે ચામડીની અંદરથી છેક અંદરના અંગો લગીમાં રહે છે કે જેના વધઘટથી

તાપ વીગેરે દરદો થાય તે અબખરાને ધીમે ધીમે નીરમુળ કરી શકે છે. આજની તીબની વીદયા પ્રમાણે બોલીએ તો એમ કહેવાય કે metabolism= શરીરમાંની ગરમીઓના ચલનને દરોસ્ત રાખી શકે છે. આવી જાતનાં નાહનોથી માણુસ જો ચાહે તો પોતાના સ્વભાવની બુરી બાજુ ઉપર ધીમે ધીમે કાબુ મેળવી શકે. પછીનું તેથી ચઢતું ત્રીજી જાતનું નાહન તે છે કે જેમાં નીરંગ દીનના નીરંગને અમુક ભણુવાની મારફતે પીવડાવીને તેમ સાથેસાથ સાધારણુ નીરંગને શરીરને લગાડીને નાહવાનું રહે છે. આવાં નાહનોથી જેમ જેમ તનનો જાહેર તેમ બાતેન મેળ-ખોટી ગરમી-અબખરા -બુય ધીમે ધીમે નીરમુળ થાય છે તેમ તેમ દેખીતા શરીરના પાયારૂપના અણુદીઠ શરીર નામે 'અઝદ'ની અંદરની નાકુવ્વતીને-તે માંહેલા મેળને દુર કરે છે. અઝદ તે અણુદીઠ શરીર છે કે જેમાં પ્રાણુ આત્મા વાસો કરે છે અને જે પ્રાણુ આત્મામાંથી સદબુદ્ધિ મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદ ઉભા થાય છે. સાધારણુ બુદ્ધી બળ તો ભેજાંમાંથી રહે તે જુદા. પણુ આ અઝદ તો ઉપર કહેલી જોરાને-જાન એટલે સદબુદ્ધીની ગતીનું રહેઠાણુ છે. આવા તે અઝદને જો આ રીતના નીરંગના પીણુાથી સાફ કર્યા કરે તો માનવમાં અઝદ-દરોસ્તી થવે તેના વીચારો જે આ અઝદમાંના પ્રાણુ આત્મા સાથના છે જેઓને જોરાને-જાન કહે છે તેઓ પ્રબળ રીતે ઉગતા રહે અને તેઓ ભેજાંના સ્વાર્થી વિચારની ઉપર ધીમે ધીમે પેશ આવી શકે. પણુ સઉથી ઉંચામાં ઉંચુ નાહન તે છે કે જેમાં નવ દીવસ લગી અલાહેદા દુર (કવોરેનતીનમાં રહે છે તેમ) રહેવું પડે છે અને પછી છેલ્લે ઉપર કહેલો પહેલા નંબરનો આલાત થયલો આથવન કે જેમાં બરેઝ શકિત છે એટલે બરશ્નુમ છે કે જે ખુદ **પુરૂષ ઉત્તમ** તરીકે છે તે આવીને પેલાને અમુક અમુક રીતે ક્રીયાઓ કરાવીને તેના મન અને અઝદને તેમ અઝદને ટેકવનાર કેહપંમાંના મેળ નામે દુઝીને કાતે કરીને પોતામાંનો પુરૂષ ઉત્તમ તરીકેનો બેરેઝ ગતીનો પાત્રર નામે બરશ્નુમને તેનામાં મોકલે છે; જેને માટે કહે છે કે તે **આથ્રવનને બરશ્નુમ મલ્યું.** આવી જાતનાં નાહનથી શું થાય છે? તન તો સાફ થયું-મન સાફ થયું-જાનના દોરનું શરીર અઝદ મજબુત થવે તે જાન સાથની સદબુધ્ધીનો ચેરાઘ તેનામાં સલગ્યો. પછી છેલ્લે અઝદને ટેકવનાર અણુદીઠ શરીર નામે કેહપં કે જે મકાનના પાયા થાંભલારૂપનું છે તે મજબુત થાય છે. મકાન તે શરીર છે. મકાનનો પાયો અને થાંભલો તે કેહપં છે. મકાનને ચુનો ચકકી કીધી તે તરો લગાડીને નાહેલુ નાહન છે. મકાનની દીવાલને કંઇક સમારી તે નીરંગદીનનો તરો પાધેલું નાહન છે. પણુ મકાનના લચેલા પાયાને મજ-

બુત કરી મકાનનો અમલો ઉપર વધારીને છેક દાદાર લગી પુગાડયો તે આ બરસ્નુમનું નાહન છે. આવી બેરેઝ ગતી-ઉંચાઇની ગતી એટલે પુરૂષ ઉત્તમની ગતી જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે કેહર્પ કે જે અસલથી આઝાદ છે પણ માવતરની માફક જડ તનના અભડાટમાં રહીને જડ તનને ટેકવે છે તે કેહર્પ તે પુરૂષ અસલ જેવું ઉત્તમ થવે તેમાં રહેલું ઉરવાન જે સાધારણ રીતે ગફલતની નીદ્રામાં રહે છે તે ઉઠીને એટલે ખુબ થઇને શરીર ચલાવવાનો ઇલાકો મન પાસેથી લઇને પોતે શરીરને ચલાવે છે. રૂવાન તો અમર છે એટલે લગી કે અવસ્તામાં ખુદના રૂવાનને યઝતોની માફક આરાધેલા છે. શરીરમાં રૂવાન બંદ દરોશમાં બેડીમાં છે અને તેથી મનની સત્તા શરીરમાં ચાલે છે. પણ બરસ્નુમ વખતે કે જ્યારે પુરૂષ-કેહર્પ ઉત્તમ થાય છે ત્યારે રૂવાન ઉપરનો બંદદરોશ સરોશ મારફતે ઉંચકાવે રૂવાન ખુપમાં જાગૃતીમાં આવે છે. આ વખતે તે નર અર્ધો યઝત થઇ રહે છે અને તેને ઉપર કહેલી ત્રેવીસ તલેસમોનો અધીકાર તે આતશ આપે છે. આવા આશ્રવનને બરસ્નુમવાળા મોબેદ કહે છે.

આટલી ઉપલી વીગતો ઉપરથી હવે પાવ મહેલ શું અને આલાતો શું અને આલાતોમાંનો મુળ આલાત આતશ અને બરસ્નુમનો મોબેદ શું હોય તેની સમજ આવી શકશે-હવે આપણી સમજ સરળ થશે.

ત્યારે એક આતશબહેરામ કે આતશ આદરાનમાં (૧) તે આતશોનો ઓરડો કોહ હોય કે જેમાં ચાર કશો હોય. પછી તે ઓરડાની એતરાફમાં તે ઉરવીસ ગાહનો ઓરડો હોય કે જેમાં પાવ મહેલ-હરવેસ્પ-આગાહનો મહેલ-શાહે-આલમનું રહેઠાણ હોય કે જેને ગાથામાં ગાતૂ તરીકે કહે છે એટલે મીનોઇ જલ્વો કહે છે તે હોય. આ ઉરવીસ ગાહના ઓરડામાં અમુક કશો હોય ત્યાં આતશ દાદગાહ હોય અને ત્યાં સરેદ યઝત અને બીજી યઝતી શકિતઓ ત્રેવીસ તલેસમો સાથે તે ઓરડાની હવાની વાતાવરણમાં જેને તેહગી કહે છે તેમાં હોય. સરેદ યઝત અને તેવણ સાથની ૨૩ તલેસમોને વીસ્પેરદ તરીકે ઓળખે છે. આવી બધી ત્રેવીસ તલેસમો જેઓ ઉરવીસ ગાહની તેહગીમાં-વાતાવરણમાં દોરાન કરી રહે છે તેને માટે રથ્વ્ય ચખ્ર શબ્દબી છે એટલે 'રતુ'ના એટલે સરેદનો ફેરસ્તો અને તેનો હમકાર નર અશ્રવન દીન-દસ્તુરનો જે જાહેર નાયબ છે જેઓ તે અહૂના બંદાઓ છે તેઓના હોકમ મુજબજ ચાલનાર ચક્રો-તલેસમો છે. આવી ૨૩ વીસ્પેરદની તલેસમો-યઝતી જલ્વાની સીમાઓ સરેદ યઝત મારફતે ૩૩ ચીજોમાં જોત કરે છે. પહેલે સરેદ યઝત તે દસ્તુરીની હમકારીથી-તે આતશે દાદગાહ (કે જેવણ આદરાન-બહેરામ સાથે મલેલા છે તેવણ)માં

તે બધી ૨૩ તલેસમોને જોત કરે છે. પછી તે સરેદ યઝત દસ્તુરીની હમકારીથી તે આતશ કે જેમાં ૨૩ તલેસમોની જોત છે જેથી તે આતશ મુળ આલાત થયો છે તે આતશ મારફતે બરસ્નુમવાલા મુવેદમાં તે ૨૩ તલેસમોની જોત કરીને તે બરસ્નુમવાળા મુવેદને પોતાનો એટલે દીન-દસ્તુરની હમકારી સાથનો તેમ તે આતશોનો અધીકારી બનાવીને મુળ આલાત તરીકે અધીકારી બનાવે છે. પછી આ બરસ્નુમવાલો મુવેદ તે સરેદ યઝત અને તેના જાહેર હમકાર દીન-દસ્તુર અને તે આતશનો અધીકારી થઇને બીજી ૩૧ ચીજોમાં તે તે તલેસમોની જોત કરવાનો પરવાનો મેળવીને તે તે ૩૧ ચીજોમાં તેઓની જોત મેળવીને બીજા એકત્રીશ આલાતો કરે છે, આમ આવું ટુંક વર્ણન આતશબહેરામ-આદરાન તેના પાવ મહેલ ૩૩ આલાતો અને બરસ્નુમવાલા મુવેદનું છે.

હવે ત્યારે સમજ પડશે કે એક આતશબહેરામ કે આતશ આદરાનમાંથી એક બરસ્નુમ સાથનો મુબેદ દીન-દસ્તુરી પ્રમાણે જોડમાં રહીને બીજે ઠેકાણે બીજા તેવા આતશબહેરામ આદરાન કરે એટલે આતશના એવા મકાનો કરે કે તેમાં વીસ્પેરદની ઉરવીશગાહ થઇ તેમાં સરેદ યઝતની ૨૩ તલેસમો આવીને તેઓને સ્થાપીને ૩૩ આલાતો ઉભા કરી શકે.

એમ બરસ્નુમવાળા મુવેદથીજ અગીઆરી આતશબહેરામ થાય. ત્યારે બરસ્નુમની શકિત તો પેલા સરેદ યઝતે દીન-દસ્તુરની હમકારીથી પેલા પાવ મહેલ મારફતે આપી એટલે એક પાવ મહેલમાંથી એક આશવન દીન-દસ્તુરની પરવાનગીથી બરસ્નુમની શકિત મેળવીને પછી બીજે ઠેકાણે તે શકિતથી ૩૩ આલાતો ઉભા કરી શકે. એમ પાવ મહેલ મુળ છે જેમાં સરેદ યઝત અને તેના હમકાર દીન-દસ્તુરની દસ્તુરી-ફરમાન ચાલે છે. સરેદ યઝત હમેશાં ૨૩ તલેસમો સાથે રહીને તેઓને દીન-દસ્તુરની હમકારીથી ચલાવે છે. આ પાવ મહેલ તેમ આ સરેદ યઝત અને તેવણ સાથની ૨૩ વીસ્પેરદની તલેસમો અમર છે તેમ સરેદના નાયબ અશવન દીન-દસ્તુરનું જાયપણું સીલસીલો એટલે તે સીલસીલામાંથી થતા દીન-દસ્તુરોનું ઉભા થવુંબી અમર છે. ત્યારે જો આવી પાવ મહેલની રચના હોય તો તે કદી નાશ પામેજ નહિ. પણ જો તેમાંની દસ્તુરીને જાહેર દસ્તુર સામેના બંદ ઉઠાવ્યાથી તોડે તો-યા યસન દરૂજી કરે તો તે પાવ મહેલ ઉપર-તે યઝતી જલ્વા ઉપર એજાબ પડે. ત્યારે બરસ્નુમવાળો મુવેદ પોતે સરેદ યઝત અને તેના જાહેર હમકાર દીન-દસ્તુરનો બીજો તાત્કાલીક હમકાર થયો; ત્યારે જોઇ શકાશે કે જેમ પાવ મહેલ અમર છે તેમ દીન-દસ્તુરની દસ્તુરીબી અમર છે. જાયનશીન દીન-દસ્તુર તેની જીંદગી લગી સરેદ

યઝતનો હમકાર છે જ્યારે બરસ્નુમવાલો યઓઝદાથ્રેગર તેની બરસ્નુમની હાલતમાં સરેદનો અને તે દીન-દસ્તુરનો હમકાર છે, માટેજ તે બરસ્નુમ-વાલાએ દરેક ક્રીયામાં તે જાહેર નાયબ દીન-દસ્તુરની રજા લેવીજ જોઇએ, અને જો તે તેમ નહી કરે તો તેની કીધેલી ક્રીયાને તે સરેદ યઝત કબીબી ચલાવે નહિ. ભલેને જાયનશીન બુરો હોય અને પોતાની અંદરના બરસ્નુમને કાયમનું સચેત નહી રાખતો હોય તો તે વીષેનો જવાબદાર તે છે. પણુ તે નર મરાતબ થયલો મુળ ચાર બરસ્નુમવાળો હોઇ તેનામાં તે દસ્તુરીનો સીલસીલો થોકાયો છે માટે અહિંયાં તો સીલસીલાની વાત છે. જરતોસ્તી દએનમાં સીલસીલો મુળ છે જેને ઇલ્મ્યતમાં તનાસુલ કહે છે જે મઝદયસ્નાન એટલે દાદારના પેવંદની જુક્ત છે. જે કોઇ દસ્તુરીને તરછોડે તે તનાસુલ અને મઝદયસ્નાનને એટલે દાદારના-અમશાસ્પંદોના-સરોશના-જરતુસ્ત્રના-જાએનશીનોના પેવંદને-હોકમને-દસ્તુરીને તરછોડે. જો-સરેદ યઝતને તરછોડે તો પછી આલાતોની જાગૃતી પરગટ અને બરસ્નુમ ગાહની જાગૃતી-તઇયાર થવું અને નવગરેહની દ્રુજને પકડવાની શકિત ઉભી થાયજ નહિ એટલે આલાતો નીરથક થાય.

ત્યારે આતશબહેરામ અગીઆરી પાવ મહેલ કરવા હોય તો નર અશવનની દસ્તુરી પહેલે જોઇએ કે જે પછીથીજ દસ્તુરીનો સીલસીલો થાય. જો ફસલી રીતના નવાજ પાવ મહેલ ઉભા કરે તો તે પાવ મહેલના સરેદ યઝતને છાજનો નાયબ દીન-દસ્તુર નર અશવનજ હોય તે સત્યતા ખુલ્લી છે જેને કોઇબી ના પાડીજ સકે નહિ. આજે ફસલી રીતનો રોજ માહનો અમલ નવોજ કરવો હોય તો તેનો કરનાર **નર અશવનજ** હોય, કેમકે મીનોઇ ગાતૂમાંથી દાદારનો અમશાસ્પંદનો-સરોશનો-જરથુસ્ત્રનો તેવણુના જાયનશીનનો-જમાનના છેલ્લા રાએનીદારનો હોકમ-દસ્તુરી મેળવી-સરેદ યઝતનો હમકાર થઇ ગેતીમાં પાવ મહેલ કરવા બીજો કોઇ મકદુર ધરાવી શકેજ નહી. પછીથી તેના સીલસીલાના આથ્રવનો ઉતરતા પ્રકારના એટલે અષ વગરના પણુ મરાતબવાળા મુળ ચાર બરસ્નુમવાળા અને તરીકતથી ચાલનાર મામુલી તોરના હોય તો તે ચાલે. ત્યારે જ્યાંબી પાવ મહેલ હોય ત્યાં સરેદ યઝત ૨૩ તલેસમો સાથે હોય અને ત્યાં દાદારનો સીધો સંબંધ હોય જેનો દેખીનો છેડો પ્રથમ અશવન દીન-દસ્તુરના જાએનશીનમાં રહે. ત્યારે સારાંશ આ થયો કે:

(૧) દાદાર અહુરમજદથી અમશાસ્પંદોથી સરોશ યઝતથી એટલે કુલ યઝતોથી અશો જરથુસ્ત્રથી અને તેવણુના જાયનશીનો જે બધાઓ

અદ્રષ્ય ભુવનમાં છે કે જેઓના આવા સીલસીલાને દસ્તુરીનો સીલસીલો હોકમ ચલાવવાનો સીલસીલો કહે છે તેવા તે દસ્તુરીના સીલસીલા વગર એટલે દાદારથી એવા સીલસીલામાં ઉતરેલા હોકમ વગર સરેદ યઝત જેવણુ તે હોકમના ઉઠાવનાર છે તેવણ ગેતીમાં પાવ મહેલ ઉભો કરવાની રજા આપેજ નહિ. એટલે ટુંકમાં એમ થયું કે દસ્તુરીના સીલસીલા વગર ગેતીનો પાવ મહેલ હોયજ નહિ એટલે ગેતીમાંના તે મહેલમાં હરવેસ્પ આગાહ-આલમના શાહ આવેજ નહિ-એટલે હરવેસ્પ આગાહનો મહેલ થઇ શકેજ નહિ એટલે તે હોકમના સીલસીલા વગર ઉરવીશ ગાહ થઇ શકેજ નહિ.

(૨) ત્યારે પાવ મહેલની અદ્રષ્ય રચના ખુદ પોતે ઉપરની દસ્તુ-રીના રાખનાર બજાવનાર સરેદ યઝતના નાયબ ફેરસ્તા વગર અને તેવ-ણુથી થયલી વીસ્પેરદની ૨૩ તલેસમો વગર હોયજ નહી.

(૩) પાવ મહેલનો આવો સરેદનો ફેરસ્તો મીનો અદ્રષ્ય હોવે તેનો જાહેર નાયબ દીન-દસ્તુર રહે કે જેવણુમાં પછી દાદારથી ઉતરતી દસ્તુરી કરાર પકડે, એટલે જેવણુ સરેદના તે નાયબ ફેરસ્તાના હમકાર થઇ ગેતીના પાવ મહેલની તલેસમોને આ જાહેર આલાતોમાં જાહેર કરવા ઉમેરવા ગુણુવા હોકમ આપે અને જેવણુને આધીન થવેજ સરેદ યઝત પાવ મહેલની તલેસમોની સ્વીચ ખોલે કે બંદ કરે. એમ દીન-દસ્તુરની દસ્તુરી વગર પાવ મહેલની ઉપયોગીતાને ચાલુ કરી શકાયજ નહી, ભલેને તે દીન -દસ્તુર ગમે તેવો હોય પણુ સીલસીલાની જાહેર દસ્તુરીનો તે છેડો થવા માટે લોકોએ તેને દસ્તુર મંડળની સંમતીથી માન્ય રાખ્યો છે, જે બધાના તે માટેના મીઆ ચાલ્યા એટલે દસ્તુરીનો છેલ્લો છેડો તેવણુમાં સીલ થયો. જે કંઇ ગેરવર્તણુક તેનાથી થશે તેનો તે માલીક થશે, દાદાર તેને પુછશે -તેની સામેનું માનવતું બંદ દાદારની દસ્તુરી સામેનું બંદ થયું.

(૪) વીસ્પેરદના પાવ મહેલવાળા સરેદના ફેરસ્તાના જાહેર હમકાર દીન-દસ્તુરની દસ્તુરી-હોકમથીજ સરેદ યઝતનો નાયબ ફેરસ્તો બરેશ્નુમ ની શકિત બરસ્નુમ લેનારમાં ચલાવી શકે. એટલે બરસ્નુમ જે એક શકિત છે તે-દસ્તુરીની શકિત જે દીન-દસ્તુરમાં થોકાય છે તે દીન-દસ્તુરી વગર હોયજ નહિ.

(૫) આવી દીન-દસ્તુરની દસ્તુરી વગર ૩૩ આલાતોમાંના આત-શના મુળ આલાતનો મુળ અધીકાર તે બરસ્નુમવાલા મુવેદને મલી શકેજ

નહી અને તેવા બરસ્નુમથી મળેલા અધીકાર વગર તે ખુબનો ધણી થઇ શકેજ નહી.

(૬) ખુબના ધણીની ખુબે રવાનની શકિત વગર બાકીના આલાતો જોર પકડી શકેજ નહી એટલે તે ૩૧ જાહેર ચીજો પેકી પાવ મહેલની ૨૩ તલેસમોને પોતામાં સમાવી શકેજ નહી-પરગરૂ થની વખતે તે વીરપેરતુનો પાવ મહેલનો જલ્વો ત્યાં યજશ્તે ગાહમાં જાહેર થઇ શકેજ નહી, યજશ્નેનું કેહર્પ થઇ શકેજ નહી. ત્યારે ૩૩ આલાતોમાંના મુળ આલાત આતશનો જાહેર હમકાર તરીકે બરસ્નુમવાલો મુવેદ જોઇએ કે જેવણ વગર આતશે-દાદગાહ-આદરાન-વરેહરાન પોતાનો જોમ ઉત્સાહ રાખે નહિ. ત્યારે બરસ્નુમના કાયદા જે જમાનામાં ભંગ થતા હોય તે જમાનાના આતશો ઉપર પાવ મહેલ ઉપર ભાર હોય, જેથી કુદરતનો ઇનસાફ ગેતીમાં કદુવા પાંથરે જેની અસરથી અનીતી પંથરાય અને તેવા મુવેદોમાંથી આશ્મોઘો જન્મે. ત્યારે

| | |
|---|---|
| ૧. પાવ મહેલની હયાતી એટલે અણદીઠ રચના | આ ત્રણ મુળ છે. જેઓ તેને માને નહી તેઓએ જરથોસ્તી ક્રીયા માર્ગથી દુર રહેવું કેમકે તે વગર તે બધું બુતપરસ્તી તરીકે ગણાય. |
| ૨. દસ્તુરીની શકિતના સીલસીલાની જાહેર દીન-દસ્તુરમાં રહેલી હયતી | |
| ૩. બરસ્નુમની શકિતની હયાતી | |

હવે ત્યારે ખુલ્લું થયું કે કોઇગી ઠેકાણે આતશબહેરામ અગીઆરી નવીજ કરવી હોય તો તેની સાજશની માટે આ ત્રણ ચીજો જોઇએજ: (૧) પાવ મહેલ જે અદ્રષ્ય છે માનો યઝી છે તે માંહેલી ફેરસ્તાઇ શકિત પોતે તેના જાહેર હમકાર (૨) દીન-દસ્તુર મારફતે (૩) બરેસ્નુમવાળા મુવેદોની કારસાજીથી તે દરેમહેરોને ઉભા કરી શકે. આ મુળ સિધ્ધાંતજ છે જે આજે માન્ય તરીકે છે. પણ **'નવા આલાતો બનાવવા કરવા'** એવા જે દસ્તુર સાહેબોના હસ્તલેખો છે તેઓ કહે છે કે **બરસ્નુમવાલો મુવેદ નહિ હોય** તોબી એટલે ભાગેલા બરસ્નુમવાળો મુવેદ હોય તો-તે ભાગેલા બરસ્નુમવાલો મુવેદબી અમુક રીતે પોતે પોતામાં ખુદની ખુદીથી **બરસ્નુમ**ની શકિત લાવી શકીને આતશબહેરામ અગીઆરી દરે-મહેર કરી શકે-પણ મુળ શર્ત એ છે કે રોજ માહનો અમલ જુનોજ જોઇએજ જોઇએ એટલે કેડેગા તે બરસ્નુમને સમુ કરવા માટેનો જુનો પાવ મહેલ અને દીન-દસ્તુરીનો સીલસીલો અને બરસ્નુમની શકિત હયાત

હોવાજ જોઇએજ. ત્યારે ખુદની ખુદીથી બરેશ્નુમની શકિતને અમુક અમુક રીતે ખેંચી લાવીને–એમ હયાત પાવ મહેલ જે જુદે ઠેકાણે છે ત્યાંના પાવ મહેલના સરેદ યઝતના ફેરસ્તાના હમકાર થઇને પાવ મહેલની રચના તેવણુ મારફતે નવી જગાએ જમાવીને પછી તેવણુ ૩૩ આલાતો અમુક રીતે કરી શકે છે તેને આજે નવા આલાતો કરવા કરીને કહે છે. આ બાબદમાં ત્યારે પાવ મહેલ અને તે માંહેલા સરેદ યઝતનો નાયબ ફેરસ્તો અને વીસ્પેરદની ત્રેવીસ તલેસમો અને તે બધાનો જાહેર અધીકારી દીન-દસ્તુર તો છેજ. **સીરફ બરેશ્નુમજ તે મુબેદોમાં તુટેલી હાલતમાં છે એટલે મંદ થયલી હાલતમાં છે તેને જાગૃત કરવાનું રહેલું છે.**

હવે ત્યારે બરશ્નુમની શકિત સામા બરેશ્નુમ આપનારની ગેર-હાજરીમાં કઇ રીતે લેવી તેની વીગત આજે હયાત છે. આ વીગતમાં ત્યારે ઉપર કહયું છે તેમ પાવ મહેલ, દીન-દસ્તુરની દસ્તુરી અને બરશ્નુ-મની શકિત દુરદરાજ હયાત છે એમ માન્ય રાખેલુ છે કે જયાંથી તેઓને નવી દુરની જગાએ ખેંચીને કામે લગાડવાના છે.

## જુદા જુદા હસ્તલેખોમાંના નવા આલાતો બનાવવાની મુળ સમજ નીચે મુજબની છે કે જેથી બરશ્નુમ નવું સ્વતંત્ર ખુદની ખુદીથી થઇ શકે છે તે વીષે:—

ઉપર બરશ્નુમ શું છે તેનો ટુંક ચીતાર જોયો. માનવના (૧) તન મનની શુધ્ધના થઇ (૨) માનવનું કેહર્પ આઝાદ નીરમળ થઇને તે માંહેલું રૂવાન બંદદરોશની બેડીથી આઝાદ થાય અને શરીરના મનને વશ કરી શરીરમાં તે રવાન પોતાનું રાજ કરે ત્યારે બરશ્નુમની શકિત તે આશ્રવનમાં બરશ્નુમગાહ અને નવગરેહો અને બરશ્નુમ આપનાર તરફથી તેને મળે છે. બરશ્નુમની શકિત પ્રાપ્ત થાય ત્યારે રૂવાન જે તનમાં બંદમાં છે-ઉંઘમાં છે તે બંદ ઉકેલીને જાગૃત થાય છે. રૂવાન જયારે ૮૧ ગણું જોર વધુ પ્રાપ્ત કરે ત્યારે તેવું જાગૃત થાય છે. બરશ્નુમની ક્રીયા જો બરાબર રીતસર કાયદાસરની થઇ હોય તો રૂવાન ૮૧ ગણું જોર મેળવી બંદદરોશની બેડી ઉકેલી જાગૃત થાય છે. આ મુળ સિધ્ધાંત છે કે જેની ઉપર બરશ્નુમ તુટેલા મુબેદો પોતે પાવ મહેલ અને દસ્તુરી અને બરશ્નુમની શકિતની હાજરીમાં કઇ રીતે ખુદની ખુદીથી એટલે બરશ્નુમ આપનારની ગેરહાજરીમાં તે બરશ્નુમની શકિતને પોતામાં દાખલ કરાવી શકે એટલે બરેશ્નુમ લઇ શકે તેનો મુળ મદાર રાખેલો છે. આ મુદ્દાની

ઉપરજ આજના હસ્તલેખોમાં ક્રીયાઓ આપી છે કે જેથી તે આથ્રવન પોતાની ખુદીથી બરશ્નુમ મેળવી શકીને જુના પાવ મહેલ અને કદીમ ચાલી આવતી દસ્તુરીની જુફ્તીથી આલાતે ઉભા કરી શકે છે.

ત્યારે જો કોઇ દુરદરાજની જગાએ કે જ્યાં જતા મુબેદોના બરશ્નુમ અવાવ થતા હોય તેમ વળી નીરંગ-વરસ-રખ્યાના-છજેલા આવના આલાતે રદ થતા હોય અને જો ત્યાં અગીઆરી આતશ્બહેરામ ચાલુ રોજ માહે બનાવવા હોય તો આવી રીતે ત્યાં નવા આલાત થઇ શકે:-

પહેલે બે જોડ મુબેદો જેઓ હયાત પાવ મહેલમાં બરશ્નુમ લઇ કામ કરનારા શાએશ્તા મુબેદો હોય અને જેઓ દીન-દસ્તુરીની આણુમાં હોય તેઓ તે જગાએ જાય. જાય ત્યારે પાણી ઉપરથી જવે કે બીજી અડચણોથી તેઓના બરશ્નુમ અવાવ થાય છે અને બરશ્નુમ લેવાનો સામાન નીરંગ-આબ-રખ્યાબી રદ થાય છે. તેઓ પહેલે એક જગા જે મુકરર કીધી છે તેને સાફ કરાવે-મામુલી સાધનોની રીતે તે જગાને સાફ કરે-પછી ત્યાં જશન કરે. જશન કરવા અગાઉ મામુલી આતશ કે જેને એક દીનદાર જરતોશ્તીની રાધણીમાંથી લાવ્યા હોય તેની ઉપર પહેલે પોતે આતશની નીયાએશ કરે. પછી સરોશની ક્ષ્નુમન લઇને દસ્તુરી પઢીને નઇયત બાંધે કે ફલાના પાવ મહેલ અને દસ્તુરીની આણુથી હમો અહિંયાં દરેમહેર કરવાના છીએ. પછી પાછી આતશની નીયાએશ કરી જશન કરે. પછી આ આતશને રોશન રાખ્યા કરે અને તે ઉપર દરરોજ ગાહે ગાહે આતશની નીયાએશ્ન કર્યા કરે.

પછી અગીઆરીને કાયદેસર બાંધવાની શરૂ કરે જેમાં ભુલ કરે નહી. આતશ પાદશાહનો કોહ ચાર કશનો કરે, તેની અતરાફમાં ઉરવીશ ગાહનો વીભાગ અમુક કશનો કરે, તેની આસપાસથી બીજો વીભાગ કરે-અને જરાક દુરથી અમુક કશો સાથના બરશ્નુમ ગાહ કરે. ઉરવીશ ગાહમાં કાયદેસરની પાવીકતો હીડોળાઓ અને આલાતોનો સામાન ઉભો કરે, દાડમડી-ખજુરી-બકરી-વરસીઓ વીગેરે વીગેરે સઉ તઇઆર કરે કે જે કરવું તદ્દન મામુલી અને જાણીતું છે.

આમ થાય છે ત્યારે સાથે સાથે પેલી બેઉ જોડ (કે ત્રણ જોડ) જેબી હોય તેઓ કે જેઓના બરશ્નુમ તુટેલા છે તેઓ ખુદની ખુદીથી પોતાના તન મનને શુધ્ધ કરી જોરાને-જાનની ખેરદ વધારી કેહપને આઝાદ કરી રૂવાનને એકયાસીગણું જોમ આપવાની તરતીબ કે જે બીજો

ખુપનો ધણી બરશ્નુમથી આપે તેવી તરતીબ છે તે કરવાની શરૂ કરે છે. પહેલા તન-મનની શુધ્ધતા લાવી અઝદને મજબુત કરીને અંદરના જાનને જોર આપી જોરાને-જાન ખીલવવા એટલે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદની પ્રાપ્તી કરવા તેઓ **નવ** યા **નવxનવ** દીવસો લગી ૩૦ વખત ગોમેજ લગાડી તેને ૩૦ વખત ખાકથી ખુશ્ક કરીને ત્રીશ મરતબે પાણી રેડી નાહે. આ વખતે નાહવાની બાજ લીએ. અને જયારે નાહી રહે ત્યારે કુશ્તી બાંધવાની નીરંગ ભણવા અગાઉ મીથ્ર કરે મનમાં ભણે કે **'ઝદન નસસ જદાર દીવો દ્રુજ પાક્ષીએ તન અષો રૂવાને ખીશ'** પછી કુશ્તી બાંધે. પછી ફરીથી કુસ્તી કરી ફરજયાત કરે તેમાં પતેત કરે અને ૧૦૧ નામનું સ્મરણ અનેક વખતે કરે. યશ્ત નીઆએશ ભણી બા તરીકત રહે-એમ નવ યા નવxનવ દીવસ કે જયાં લગી અગીઆરી બંધાતી હોય ત્યાં લગી કરી રહે. આમ કરવે તે મુબેદો કે જેઓએ અગાઉ બરશ્નુમ લીધેલું હવે ભંગ થયું છે તેઓના તન-મન શુધ્ધ થઇ જાન ખીલે એટલે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની શુધ્ધ થાય, **વીર**ની હીમ્મત આવે, પુરી હોશ અને ખેરદ આવે. આગળા લીધેલા બરશ્નુમોની કંઈક રહી ગયલી અસરો તાજે થઇને રૂવાન પોતે **બંદદરોશ**ને ઉકેલવાની હોંશ મેળવે. પણ તેનામાં શકિત નથી. તેને તેનામાં છે તેથી વધુ ૮૧ ગણી શકિત મળે તો તે રૂવાન પોતાનો બંદ ખોલવા સરોશની પનાહ મેળવે. માટે હવે તેઓ રૂવાનને તેવું ૮૧ ગણું જોર આપવાની તરતીબ શરૂ કરે છે. અસલમાં તો બરશ્નુમવાળા મુબેદોથી તે ૮૧ ગણું જોર મલતું પણ હવે તો તેઓ નથી માટે ખુદની ખુદીથી તે ૮૧ ગણું જોર ગ્રહણ કરવાની તરતીબ તેની ખીલેલી **વીર-હોશ-ખેરદ** આપવા પ્રેરણા કરે છે. અત્યાર લગીમાં અગીઆરી કાયદેસરની કશોવાળી બંધાઇ રહે છે અને બધા વાપરવાના આલાતોની સામગ્રી તૈયાર કરી રાખે છે.

## આતશે દાદગાહની સાજેશ્ની કરવા અગાઉની તૈયારીઓ.

પછી તે મુબેદો જયારે પોતાના રૂવાનને ૮૧ ગણું જોર આપવા યજશ્ને કરવાની શરૂ કરે છે **તે પહેલાં** તેઓ પેલા ત્યાં રોશન રાખેલા આતશ કે જેની ઉપર દરરોજ ગાહે ગાહે આતશની નીયાયશ્ન ભણે છે અને જેના ઉપર તે મુબેદો સરોશ બાજ ભણીને ગાહે ગાહે દસ્તુરી પઢયા કરે છે, તે આતશ ઉપર આતશની નીઆએશ કરી દસ્તુરી પઢીને પછી મામુલી રીતે તે ઉરવીશ ગાહને પાવ કરવા માટેનું જશન કરે છે અને બધા આલાતોને મામુલા રીતે પાવ કરવા પોતે પાંચ તાઅની બાજ લઇ

તે બધાને માટે સરોશની બાજ ધર્યા કરે છે. એમ તેઓની તોફીક મુજબ પાંચ તાઓના અમલથી ધર્યા કરીને પછી પેલા આતશને તખ્તનશીન કરવાની શરૂઆત કરે છે.

તે મુબેદો પોતાના દીન–દસ્તુરની ઇજાજતથી તે આતશને નવ પાહડી-આમાંથી ચલાવીને રીતી પ્રમાણેની ક્ષ્નુમન લઇને ગાળે. અને તેની ઉપર સરોશનની ક્ષ્નુમનથી યજશ્ને–વીસ્પર્દ–વંદીદાદ ભણે તેમ સીરોજાની ક્ષ્નુમનથી યજશ્નેના ભણતરો ભણી જાય છે. જેમ તેઓને તોફીક મળે તેમ કરે. આમ તે આતશમાંના મીનો ચૈતન્ય નામે મીનો કરકો–વાજીશ્ત–ઉરવાજીશ્ત–સ્પેનીસ્તને જાગૃત કરી તેને આથ્રો અહુરમજદ પુથ્ર તરીકેનો કરી નાખે. આ વખતે તે આતશ તલેસમાતીક ગતી ગ્રહણ કરતો હોવે તે આતશની તરફ કુદરતમાં રહેલા ખરેનો આકર્ષાય છે. અને તે આતશની બરેહને તે ખરેનો વધારીને તે જગાને ખરેખરી ઉરવીશ ગાહ કરીને બીજે બધે ઠેકાણે તેહગી પાંથરી દે છે. તે આતશમાં મીનો કરકો સચેત થયલો છે. કવએમ ખરેનો તે મીનો કરકો આતશની જુફ્ત છે માટે તે કવએમ ખરેનો તે આતશ તરફ ખેંચાય છે તેમાં આવી ચઢે છે અને તે આતશનો સંબંધ છેક મીનો કરકો લગી કરાવે છે. પછીથીજ બીજા ખરેનો ઉતરે છે. આ ખરેનોના જોર ઉપર તે આતશની અઇપિમાં સરેદ યઝતનો ફેરસ્તો તે તલેસમોને આણુશે. તે આતશની ઉપર દસ્તુરીની આણુ તો છેજ. હવે તે દસ્તુરીનો સીલસીલો તે આતશમાં આવી ચઢે છે એટલે સરેદ યઝતનો નાયબ ફેરશ્તો ત્યાં તે આતશની તેહગી તરફ ખેંચાઇને વીસ્પેરદની ત્રેવીસ તલેસમોને ત્યાં લાવીને તે આતશની અઇપિ કે જેમાં હવે ખરેનો પડે છે તેવી અઇપિમાં લાવીને પાવ મહેલનો જલ્વો રચવાની શરૂઆત કરી રહે છે. આ વખતે બરસ્નુમની શકિત પેલા જુના પાવ મહેલમાંની વીસ્પે-રદની ત્રેવીસ તલેસમો સાથે ત્યાં આવી ચઢે છે. એવી રીતે આતશે દાદ-ગાહ તખ્તનશીન થઇ રહે છે કે જેવણુના ખોઆનની નીચેના કશમાં આરમઇતી પોતાનાં હમકારો સહીત આવી ગાહામ્બારના પ્રવાહો અને કવએમ ખરેનોનો સંબંધ કરી આપે છે.

## બીનો નાવરની યજશ્ને કરવા માટેની તૈયારી માટે આલાતોને સરોશની બાજથી ઇજીને વરસની વીટી કરવાની શરૂઆત.

આપણે ઉપર જોયું હતું કે તે મુબેદોએ તન–મન પાક કરીને જોરાને–જાન ખીલવીને રૂવાનને ગફલતમાંથી બેદાર કરીને પોતા ઉપરની બંદદરોશ ઉકેલવાની હોશમાં આણેલું છે. તેઓ પોતામાંના તે રૂવાનોને

માટે સરોશની પનાહ મારફતે [redacted] ૮૧ ગણું જોર મેળવવા ઇચ્છે છે કે જેથી તે રૂવાનો બંદદરોશને ઉકેલીને સ્વતંત્ર થાય. જે કામ બરશ્નુમ આપનારા મુબેદો કરી આપી શકે છે તે કામ તેઓ પોતાના ખુદના તન-મનથી ઉભા થયલા આતશના આલાત અને ત્યાં રહેલી દસ્તુરી અને બરશ્નુમની શકિતને જોરે શરૂ કરે છે. આને માટે તે મુબેદો પોતાના રૂવાનને માટેની યજશ્ને કરવાની શરૂઆત કરે છે કે જેને મીનો નાવરની યજશ્ને કહે છે. આ યજશ્ને કરવા માટે જોઈતા બધા આલાતોમાંના આતરે-દાદગાહ અને હયાત પાવ મહેલમાંના સરેદ યઝતના નાયબ ફેરસ્તા સાથની ૨૩ તલેસમો-વીસ્પેરતુની હાજરી તો ત્યાં થઇ છે તે ઉપર જોઇ ગયા. તે આતરે-દાદગાહમાં સરેદ યઝતના ફેરસ્તાની શકિત તે બધી તલેસમો સહીત આવી છે એટલે દસ્તુરી અને બરશ્નુમની શકિતઓ ત્યાં આવી ચઢી છે. પણ તે મુબેદોમાં તે પાવ મહેલની સીરફ આણુ છે અને તે મુબેદોથી ઉપર કહેલી રીતે ઇજાયલા તે આલાતો ઉપરથી તેવણુની આણુ છે. તે મુબેદોમાં તેમ તે બીજા આલાતોમાં આતરે-દાદગાહ માફક તે તલેસમો સાથની સરેદની શકિત ઉતરી નથી. જયારે તેઓના રૂવાનોને ૮૧ ગણું જોર મલશે કે જયારે બરશ્નુમનો પાત્ર તેઓમાં આવશે, ત્યારે સરેદની શકિત તેઓને મળશે કે જે પછીથી બીજા આલાતોમાં તે તલેસમોને તે બરશ્નુમ પામેલા મુબેદો જોડી આપશે. ત્યારે હવે તે મુબેદો પોતાના રવાનોને ૮૧ ગણું જોર આપવા યજશ્ને કરવાની શરૂઆત કરે છે. યજશ્ને કરવા માટેના આલાતો ત્યાં થયા છે જો કે આતરે-દાદગાહજ પકકા છે-બીજા મામુલી કાચા છે. પણ આવા મામુલી આલાતોમાંથી પણ વરસ બાંધેલી વીટી ત્યાં થઇ નથી. જો કે વીટી છે તેમ વરસીઆજી છે, પણ વરસીઆજીમાંથી વરસ કાપીને વીટી ઉપર લપેટીને તે વીટીને પકવેલી નથી કે જે પછીથીજ તે વરસ બાંધેલી વીટીનો આલાત થઇ રહે. ત્યારે હવે તે મુબેદો કે જેઓ પોતાના રવાનની યજશ્ને કરવા માંગે છે તેઓ આટલી ખોટ પહેલે પુરી કરે છે. વરસની વીટી કરીને પકવવાને માટે તેઓને રખ્યા જોઇએ-વરસીઆજીને તૈયાર કરવા જોઇએ અને જોર કાઢવી જોઇએ માટે તે બધું એક પછી એક કરી રહે છે. પહેલે તેઓ ખુપ લઇ આતશના ખુઆનને ધોય છે; આતશની નીઆએશ્ન કરી દસ્તુરી પઢે છે. પછી ચમચો કે જેથી રખ્યા લેવાની છે તેઓને અને રખ્યા મુકવાના વાસણને સરોશ બાજથી ઇજે છે. પછી અપ વહીસ્તની ક્ષ્નુમન લઇને બે ઇજેલી ચમચે થોડીક રખ્યા લઇને પેલા પાવ ઇજેલાં વાસણમાં મેલે છે. એમ રખ્યા તૈયાર કરે છે.

હવે વરસીઆજીમાંથી વરસ લેવાના છે. માટે હવે વરસીઆજીની પુછડીના બાલ કાપવાનો પ્રયોગ શરૂ કરે છે. વરસીઆજીને કાયદાસર નહવાડીને જેમ ઉરવરામ લે છે તેવી તરતીબથી પુછડી સાફ કરીને પછી ત્રણ બાલો નોખા કરી પેલી પાવ વીટીમાં આણે છે. પછી જાણીતી ક્ષનુમન ભણતાં અષેમ આગળ આવતાં ત્રણ બાળો કાપે છે. પછી અંદર જઈ તે ક્ષનુમન પુરી કરતા વીટીએ લપેટીને કુશ્તીના ગાંઠ માફક બાંધે છે. આમ વરસ બાંધવાની કીયા પછી વરસ પકાવવાની કીયા શરૂ થાય છે. પહેલે કાયદા પ્રમાણે ઉરવરામ અને ખજુરીની પાતરી–જીવામ લાવે–અઇવ્યાઓંઘ્રહનને વણે. પછી પાંચ તાએ લઇને તે જીવામને અઇવ્યાઓંઘહનને તેમ બધા આલાતો વરસની વીટી–કાઢેલી રખ્યાને સરોશ બાજ પઢીને ધજે. પછી વરસ પકાવવા માટેનું વરસનું પરઅરૂ કરે છે, એટલે આલાતોને હીંડોલા ઉપર ચોકસ રીતે ગોઠવે છે અને રીત પ્રમાણે જોર કાઢે છે. ખાસ સાત પુલ્યાં રાખેલાં હોય તેઓમાં બે જોરનાં હોય. આ પુલ્યાંમાં જોર કાઢેલા આવના કતરાઓ નાખે છે. જોરનાં પુલ્યાંમાંના આવમાં રખ્યા નાખીને તેને આતરે–દાદગાહની ગરમ ભેભટ ઉપર ઉપર કહેલી સરોશ બાજની રીતે પાવ કીધેલી પાવ સાનસીએ રીત પ્રમાણે ભણતા મેલે છે. પેલી બાંધેલી વીટીને પછી રીત પ્રમાણે તે પાવ સાનસીથી પકડી તે ભેભટ ઉપરના આવનાં રખ્યા સાથનાં પુલ્યાંમાં માંથ્રો ભણતાં ભણતાં બોરે છે અને પછી રીત પ્રમાણે માંથ્રો ભણતા ભણતા પેલા હીંડોળા ઉપરના આવના પુલ્યામાં બોરીને સાફ કરે છે. રાખને એમ ધોઇ નાખીને રેવાજ મુજબ વરસને પકવી રહે છે. આમ કરી રહે ત્યારે વરસ પકાવેલો કહેવાય. એવી રીતે વરસને લઈ વીટી ઉપર વીટાળીને પકવે અને ફરીથી તેની ઉપર તેમ બીજા બધા આલાતોની ઉપર સરોશની બાજ ધરે. આવી રીતે વરસનો આલાત અને બીજા આલાતોને કરી રહે છે.

હોમસલીઓનેબી એમ તૈયાર કીધી છે. તેઓએ હોમસલીનેબી લઇને તેની ઉપર સરોશની બાજ કરીને તેઓને ઇજેલી હોવી જોઇએ. કહેવાની જરૂર નથી કે હોમસલી દરવંદો પાસેથી મેળવી શકાય છે માટે તેઓને ચાલુ રોજ માહ પ્રમાણે ઇજીને પછી ૧૩ મહીના ૧૩ દીવસ અને ૧૩ કલાકોના શુમાર લગી રાખીને પછીથીજ વાપરે છે. આટલો વખત નહી વાપરવા માટેની ઇલમ્યતી હકીકત આમ છે કે હોમ દરવંદો પાસેથી વેચાતો લેવાય છે જેથી દરવંદોનો પાસ તે હોમમાં રહી જાય છે, જેને બહાર નીકલતા આખી મોસમ વીતે તેટલો વખત એટલે ૧૩ મહીના, ૧૩ દહાડા, ૧૩ કલાક થઇ રહે છે. દરવંદોની વાસ્ના તે હોમસલીમાં આટલો વખત લગી

રહી જાકે છે તેનાં કારણોમાં રવીના સ્વાનું કારણ મુળ છે. રવીના સ્વાઓ ઘણાં કુદરતી કામો કરી રહે છે, જે કામો પેદા કરવાને લગતા, નાશ કરવાને લગતા રહે છે, તેમ જગતની ચીજોને એક બીજા વચ્ચેનો સમાગમ કરાવવાને લગતાબી રહે છે. જગતની ચીજોને એક બીજાની સાથે સમાગમમાં લાવતા એટલે હોમસલીને તેના વેચનાર દરવંદોની સાથે સમાગમમાં લાવતા તે તે ચીજોનું ખોરેહ એટલે હોમસલીનું અને તે દરવંદ વેચનારાનું ખોરેહ તેઓ બેઉ એક એકને મળે છે. એમ ઉતરતા પ્રકારનું દરવંદનું ખોરેહ ચહડતા પ્રકારના હોમના ખોરેહ સાથે મળવે તે હોમ અભડાય છે. તે એક એકનો સમાગમ કરાવતી સ્વાઓની અમુક ગતી એક એકના ખોરેહ લઇને એટલે દરવંદનું ખોરેહ લઇને એક એકમાં એટલે તે હોમસલીમાં વાસો કરે છે. આવા સ્વાઓ જેઓ એક એકનું ખોરેહ લઇને એક એકમાં વાસો કરે છે તે એટલે હોમસલીમાં તે દરવંદના ખોરેહને તે સ્વા લઇને તે હોમસલીમાં વાસો કરે છે તે સ્વાઓ ૧૩ મહીના ૧૩ દહાડા ૧૩ કલાક લગીમાં ત્યાંજ રહે છે જેથી તે ખોરેહની અસર તેટલા વખતમાંથી હોમમાંથી નીકલી જતી નથી. ૧૪ મહીના પછી તે અસર તે હોમમાંથી નીકલી જાય છે. એ અસર કેમ નીકલી જાય છે તેને માટે સમજાવે છે કે જે વખતથી હોમસલીમાં રવીના સ્વાઓએ તે વેચનારના ખોરેહ લઇ તે સલીમાં વાસો કીધો તે વખતનો રવી ભ્રચક્રની તે પોઇન્ટથી આખું ભ્રચક્ર ફરીને પાછો ત્યાં આવીને ૩૦ ડીગ્રી–૧૩–કળા–૧૩ વીકળા આગળ વધી જાય ત્યારે રવીએ તેટલા ભ્રચક્ર ફરવામાં અને ૩૦ ડીગ્રી આગળ વધવામાં એટલે ૧૪ મહીનામાં જે સ્વાને નીચે મોકલેલા ઇન-ફેસાલ કીધેલા તેઓને ૧૪ મહીનાથી પાછા પોતા તરફ ઇતેસાલ કરે છે–ખેંચે છે, જેથી તે સ્વા જે બદખોરેહ સાથે હોમસલીમાં રહયા છે તે સ્વાઓ તે ખોરેહ સહીત બહાર નીકળી જાય છે.

આવી હોમસલી લેવાય છે જેને ફરીથી સરોશ બાજથી ઇજે છે. એમ હવે બધા આલાતો ઇજાઇને તેયાર થઇ રહયા એટલે તે જોડ કે જે તન–મન શુધ્ધ થયલી જોરાને–જાનવાલી થયલી છે તેમાંના રાથ્વી મીનો નાવરની યજશ્ને કરવા માટેનું પરગરૂ કરીને જોતીની પાસે તેના રૂવાન માટેની મીનો નાવરની યજશ્ને કરાવે. એમ જે જોતી થાય છે તે ખુપનો ધણી થાય છે. પછી પેલા રાથ્વી થયલાનેબી ખુપનો ધણી કરાવવાની શરૂઆત કરે. પેલા બધા આલાતોને ફરીથી સરોશની બાજથી ઇજે. પેલા વરસને રખ્યાને રદ કરે. નવેસરથી ઉરવરામ–જીવામ લઇ અઇવ્યા-ઓંઘહન વણી ઇજીને ઉપર કહયું છે તેમ રખ્યા કાઢી વરસને કાપીને

પકવે. પછી ફરીથી તે બધા આલાતો ઉપર સરોશની બાજ ધરીને યજે. પછી તે જે ખુપનો ધણી થયલો છે તે બીજાને તેવો કરવા મીનો નાવરની યજશ્નને માટેનું પરગરૂ કરે અને તેની પાસે પોતાના રૂવાનની મીનો નાવરની યજશ્ને કરાવી તે બીજાનેબી ખુપનો ધણી કરાવે. આમ બેઉ જણા પોતાના રૂવાનની યજશ્ને કરે છે ત્યારે તેઓનું રૂવાન તે યજશ્નેથી સરોશની ધીમી મદદ મેળવીને ૩ ગણું જોર મેળવી રહે છે. એમ બરેશ્નુમની શક્તિ મેળવવા માટે જોઇતા રૂવાન માટેના ૮૧ ગણા જોરમાં સીરફ ત્રણગણું જોર મેળવી રહે છે. (જાણવું કે આટલુંબી કયારે થાય કે જયારે તે કરનારાઓ આગળના બરશ્નુમવાળા હોય અને પાવ મહેલ અને દસ્તુરીના તાબાના હોય અને દરૂજીએ-હીખ્રથી અને બુઝી અને બીજી જાતજાતની દ્રુજીથી પરહેઝ હોય એટલે દરરોજ કંઇ દહાડી ખોડે અને ધોબીને ત્યાં ધોએલા કપડાં પહેરે-અને એવી રીતના કંઇ ધોત્તા ધાતા થવાનું નથી. અહિંયાં તો બાલ કરતાં બારીક તરીકત દરેક રીતની પાળવાની છે. સીરફ પીસાબ કરવા જાય તો ત્યાંથી અરધે કલાકેથી બહાર અવાય છે કેમકે છેલ્લું ટીપું જે અરધે કલાકે સેજારરૂપમાં બહાર પડે છે ત્યાં લગી થોભવાનું છે. માટે તેટલા વખત પછીથીજ બહાર અવાય છે વીગેરે વીગેરે).

આમ એક જોડ ત્રણગણું જોર મેળવી રહીને પછી તેઓ પેલી બીજી જોડ કે જેબી તન-મન અને જોરાતે-જાનની શુદ્ધતા મેળવી રહી છે તેને પોતાની ત્રણગણી મેળવેલી રૂવાનના જોરની શકિત આપવા બરશ્નુમની રૂઢીમાંથી ચલાવે. બરશ્નુમ ગાહ તો થયલી છે અને ત્યાં બરશ્નુમની શકિતબી ઉપર જોયું તેમ આતશના આલાત થતી વખતે આવેલી છે. હવે ત્યારે બરશ્નુમ આપવાનો સામાન આલાતો નામે નીરંગ-આવ-રખ્યા નીરંગ દીનના ગોમેઝની ગેરહાજરીમાં તાત્કાલીક રીતે તૈયાર કરે. તેઓ ઉપર કહયું છે તેમ ફરીથી (૧) રખ્યા કાઢે (૨) વરસીઆજીનો નીરંગ ઝાલે-તેને નીરંગ દીનના નીરંગ તરીકે લીએ અને (૩) કુવામાંથી ચોખ્ખું પાણી કાઢે તેને પાવ આવ તરીકે લે. પછી તે ત્રણેની ઉપર સરોશની બાજ પઢીને તેઓને યજે. પછી પેલી બીજી જોડ નવ દહાડાની વીધીમાંથી પસાર થાય અને છેલ્લે દસમે દહાડે બરશ્નુમની ક્રીયામાંથી પસાર થાય. આ વખતે રવાનની ત્રણગણી શકિત મેળવેલામાંનો એક જણ નવગરેહ લઇને કાયદેસર બરશ્નુમ ગાહને તૈયાર કરીને પછી પેલા નાહન લેનારાને રીત પ્રમાણે ક્રીયામાંથી પસાર કરાવે છે. તેના માથા ઉપર નવગરેહને મેલે છે ત્યારે તે લેનારાઓમાંની દરૂજી તે નવગરેહમાં જાય છે ખેંચાય છે. પણ તે નવગરેહ આલાતનું પુરૂ જોર રાખતી નથી માટે

તે દરૂજી ગાંઠોની અંદરથી જઇને ગાંઠોને જીતીને ધીમે ધીમે તે આપ-નારામાં પેવસ થઇ જાય છે. બીજો જણુ સગ દેખાડે ત્યારેથી તે જણુથી અભડાય છે. એમ તે ત્રણુની શકિત મેળવેલાઓ તે બે બરશ્નુમ લેનારાઓને તે પોતાની રૂવાન માટેની ત્રણુગણી શકિત આપીને તે લેનારાની ગોમેઝગીથી અવાવ થઇ જાય છે માટે તે બરશ્નુમ લઇને ત્રણુ ગણી રૂવાનની શકિત લીધેલી નવી જોડ હવે તેઓથી દુર રહે છે. આ અવાવ થયલી જોડ ઘણી બારીક તરીકતથી રહીને પોતામાંની તે ત્રણુગણી રૂવાનની શકિત રાખવાની લાયકાતને ટેકવી રાખે છે. જોરાને-જાનને વધુ પ્રબળ બનાવવાની ખાસ વીધી જે અપાય છે તે કર્યાજ કરે છે.

## નાહન લેનારા મુએદામાં બરશ્નુમની શકિત ઉભા થવાના તબકકાઓનો ખ્યાલ.

હવે પેલી નવી જોડ તે મેળવેલી રૂવાનની ત્રણુગણી શકિતને પોતામાં પકડી રાખીને વધુ ત્રણુ પેદા કરવા તેઓ બેઉ ઉપર કહયું છે તેમ પોતાના રૂવાનની યજશ્નેને કરીને ખુપના ધણી થવાની તૈયારી કરે છે. દરેક જણ ખુપના ધણી થતી વખતે બધા આલાતોને સરોશની બાજથી દરેક વખતે ઇજયાજ કરશે. આગલા વરસને રદ કરે છે અને નવો વરસ કરે છે. એમ તે બેઉ જણા દરેક પોતપોતા માટે રી રખ્યા-વરસ ઉપર કહેલી વીધીથી નવાજ કરશે. દરેક વખતે આલાતો ને સરોશની બાજ ઇજયાજ કરશે. એમ તે બેઉ વારાફરતી વરસની વીંટીનો આલાત બના-વીને ઉપર કહયું છે તેમ બેઉ જોતી રાથ્વી અવાર નવાર થઇ બે મીનો નાવરની યજશ્નેઓ કરી ખુપના ધણી થશે. આ વખતે તેઓને રવાનની ત્રણુગણી શકિત મળે છે. ત્રણુગણી આગલી બરશ્નુમથી મળેલી અને બીજી ત્રણુ મીનો નાવરની યજશ્નેથી ખુપના ધણી થવે આવી. એમ ૮૧ માંથી છગણી શકિત ઉભી થઇ. હવે આ છગણી શકિત મેળવેલાઓ પેલી આગલી રદ થયલી જોડને અગાઉની માફક બરશ્નુમ આપવાનો સામાન અગાઉની માફકજ તૈયાર કરે છે. નવી રખ્યા બનાવે છે-નવો નીરંગ ઝાલે છે-નવું આબ કાઢે છે-તેઓને સરોશ બાજથી ઇજે છે. પછી પેલી આગલી રદ થયલી જોડને બરશ્નુમ આપે છે. આ વખતે બરશ્નુમ આપતી વખતે નવગરેહનું જોર જો કે આગળ કરતાં વધુ છે છતાંથી દુજી પકડી શકે તેવું નહી હોવે તે છની શકિતવાળાઓ અવાવ થઇ જાય છે. તેઓની રૂવાન માટેની છગણી શકિત પેલા બરશ્નુમ મેળવતા-ઓને મલી રહે છે. આ નવા અવાવ થયલાઓ આગલી અવાવ થયલી જોડની માફક સખત તરીકતમાં રહીને પોતાની લાયકાતને ટેકવે છે.

**હવે છની શકિત મેળવેલા** તે છને સાબેત કરીને બીજી ત્રણગણી શકિત મેળવવા ઉપર કહયું છે તેમ પાંચ તાએ કરી **નવી રખ્યા-નવો વરસનો આલાત** કરીને દરેક વખતે આલાતોને સરોશની બાજથી ઇજયા કરી ઉપરની માફકજ કરી રહીને પોતપોતાની રૂવાનની બે યજશ્ને કરીને ત્રણગણી શકિત વધુ મેળવે છે એટલે હવે તેઓના રવાનોને **છ+ત્રણ=નવગણી શકિત મળી.** હવે તેઓ પેલી રદ થયલી જોડને બરશ્નુમ આપવા આગળની માફકજ રખ્યા-નીરંગ-આવ તૈયાર કરી ઇજી રહે છે. પછી પેલી છની શકિતવાળા રદ થયલાને બરશ્નુમ આપીને તેઓમાં પોતાની કીધેલી રૂવાન માટેની **નવગણી** શકિત આપે છે. આ વખતેબી ઉપર કહેલે કારણે તે નવની શકિતવાલા બરશ્નુમ આપતા મુબેદો રદ થાય છે. હવે પેલા નવગણી શકિત મેળવેલા તે શકિતને રૂવાનમાં સાબેત કરી વધુ ત્રણગણી મેળવવા ઉપર જેવો પ્રયોગ કરીને **બારગણી શકિત** પોતાના રૂવાનોને આપે છે. પછી ઉપર કહયું છે તેમ બરશ્નુમ આપવાનો સામાન તૈયાર કરીને પેલી નવગણી શકિતવાલી રદ થયલી જોડને બરશ્નુમ આપીને પોતાની બારગણી શકિત તેઓને આપે છે. પાછા તેઓ ઉપર કહેલે કારણે રદ થાય છે કેમકે **નવગરેહ**માં તલેસમોનું જોર ઉતર્યું નથી. તેઓ પછી ઉપર મુજબ ક્રીયા કરી વધુ ત્રણગણી શકિત મેળવીને **૧૫ ગણી શકિત** મેળવીને પછી (૧૫=૧+૫=૬) છના અએદાદનો પાવર પોતાનાં રૂવાનને આપી રહે છે.

## બરશ્નુમની શકિતનો પહેલો ઠેકો; વરસીઆજીને ઇજવાનો સમય.

**આ વખતે તેઓ પેલી બારગણી શકિતવાલી રદ થયલી જોડને બરશ્નુમ આપવાનું મોકુફ રાખીને તેઓ બેઉ એક પછી એક ત્રણ દહાડા લગી સરોશની યજશ્ને કરીને પોતે ૧૫+૩+૩+૩ =૨૪ ગણો પાવર રૂવાનને આપે છે.** આ **૨૪ ગણા પાવરમાં** ૨+૪ =૬ ની શકિતનો ભેદ રહેવે હવે તેઓ **વરસીઆજીને ઇજવાની** એટલે છ ગેવરાની કરવાની ક્રીયા શરૂ કરે છે. જેમ રેવાજમાં છે તેમ છ દહાડા લગી ક્રીયા કરીને પોતે ૨૪+૧॥+૧॥+૧॥+૧॥+૧॥+૧॥=**૩૩ ગણો પાવર** પોતાના રૂવાનને આપે છે. આ ગેવરા વખતે વરસીઆજીમાં તેમ તે મુબે-દોમાં બેઉમાં પાવર વહેંચાવે દરેકના રૂવાનોને એટલે વરસીઆજીના રૂવાનને તેમ તેઓના રૂવાનોને દોઢગણો પાવર મળે છે. આ વખતેબી તે **મુબેદોને ૩૩=૩+૩=૬, છના અએદાદની શકિત મળી રહે છે.**

## તે મુબેદોમાં બરશ્નુમની શકિતનું ચલીત થવું–આગળ વધવું

હવે પછીથી તેઓ પેલી બારગણી રૂવાનીક શકિત મેળવેલી પણ થયલી મુબેદની જોડને બરશ્નુમ આપવા માગે છે. આટલા વખત લગી તે થયલી જોડ પુર પરહેજગારીમાં રહીને નવું બરશ્નુમ લેવા માટેની તઇઆ કરી રહે છે. પેલી રૂવાનની ૩૩ ગણી શકિત મેળવેલી જોડ હવે બરશ્નુમ આપવાનો સામાન ઉપર કહયું છે તેમ ઉભો કરીને સરોશ બાજથી તેએ ઇજીને પેલી બારગણી રૂવાનીક શકિતવાલી ૨૬ થયલી જોડને બરશ્નુમ આ છે. તે બારગણીવાલીમાં જેઓ વધુ ગણું જોર લેવા તૈયાર થઇ રહેલા તેઓને પછી ૩૩ ઘણું જોર મળે છે. પણ પેલા આપનારાઓ હવે કંઇક–વધુ નહિ–અભડાય છે કેમકે હજુરબી **નવગરેહ** મજબુત થય નથી. પેલા ૩૩ ગણું જોર મેળવેલા હવે ઉપરની રૂઢી મુજબ પાંચ તા લઈ અગાઉની માફકજ નવો વરસ ઉભો કરીને તેઓને અને આલાતે સરોશ બાજથી ઇજીને મીનો નાવરની યજશ્નેઓ છુટી છુટી કરી રઈ પોતે હવે ૩૩+૩=૩૬ ગણો પાવર મેળવે છે. હવે ૩૬ ગણા પાવર ૩+૬=નવની શકિત આવી એટલે કમાલ્યત તરફ જવાનો રસ્તો ખુલ્યો મ હવે તેઓમાં બરશ્નુમનો પાવર ખેંચવાની શકિત વધેલી અને વધેલી આ વધતીજ રહેશે–થશે એમ નકકી થયું કેમકે નવનો કમાલ્યતનો અએદ આવી ઉભો છે.

## બરશ્નુમની શકિતનો બીજો ઠેકો.

તેઓ આગલી જોડને બરશ્નુમ આપવાનું મોકુફ રાખીને હવે તે બેમાં દરેક ત્રણ ત્રણ સરોશની યજશ્ને કરે છે અને એમ ૩૬+૩+૩+૩=૪ ગણો પાવર મેળવે છે. પછી તેઓ પેલી ૩૩ ગણી પાવરના ૨૬ થયલાએ નવું બરશ્નુમ આપવાની તૈયારી કરે છે. પેલા ૨૬ થયલાઓ ત્રણ દહા લગીમાં ઘણીજ પરહેજગારીથી રહીને નવો પાવર મેળવવા તૈયાર રહે (નોંધવું કે દરેક યજશ્ને વખતે નવોજ વરસ પકે, નવીજ અઇબ્યાઓંઘ –જીવામ થાય–દરેક વખતે આલાતોને સરોશ બાજથી ઇજે, દરેક વખત બરશ્નુમના સામાનને નવોજ કરીને પછી સરોશની બાજથી ઇજે). તેઓને એટલે ૩૩ વાલા ૨૬ થયલાને બરશ્નુમ આપીને દસ દીવસ વીધિમાંથી પસાર કરાવે જેથી તેઓ **૪૫ ગણો પાવર મેળવે છે.** પે બરશ્નુમ આપનાર જોડ હજુરબી ૨૬ થાય છે કેમકે હજુરબી **નવગરે** હુજની સામે ટકી શકતી નથી. હવે પેલી ૪૫ ગણી મેળવેલી જોડ ઉ મુજબ નવો વરસ બનાવીને યજશ્ને કરીને ત્રણગણી શકિત વધુ મેળવ

૪૫+૩=૪૮ ગણો પાવર મેળવે છે. આ વખતે તેઓમાં (૪૮=૪+૮=૧૨=૧+૨=૩) ત્રણ અએદાદની શકિત એટલે અધીકારની શકિત આવી પુગે છે. હવે સરેદ યઝત તેઓને પેલા આતરે-દાદગાહમાંની તે આદરની અંદર રહેલી તલેસમોનો અધીકાર આપવા માંગે છે.

## મુબેદોમાં બરશ્નુમની શકિત આવવા માટેનો ત્રીજો ઠેકો.

માટે હવે તેઓ દરેક જણ ફરીથી ત્રણ દીવસ સરોશની યજશ્ને કરે છે અને એમ ૪૮+૩+૩+૩=૫૭ ગણો પાવર મેળવી રહે છે. આ વખતેબી તેઓને (૫૭=૫+૭=૧૨=૧+૨=૩) ત્રણના અએદાદનું જોર અધીકાર મળે છે. હવે પછી તેઓ પેલી **૪૫ ગણા પાવરવાલી** રદ થયલી જોડને ઉપરની રીતી મુજબના બરશ્નુમ આપે છે. તે બરશ્નુમ લેનારા તેને માટે તઇયાર થઇ રહે છે. બરશ્નુમ લેનારાઓ જેઓ ૪૫ ગણા પાવરના રદ થયલા હતા તેઓને આ નવા બરશ્નુમથી પેલા આપનારાઓનો ૫૭ ગણો પાવર મળે છે. હજુરબી તે આપનારાઓને રદ થયલા ગણે છે કેમકે હજુર **નવગરેહ**નો આલાત પરીપકવ થયો નથી. પછી તેઓ ૫૭ નો પાવરને સાબેત કરવા પોતાના રૂવાનની ખુપ ઉપર કહયું છે તેમ કરીને ૫૭+૩=૬૦ ગણો પાવર મેળવી રહે છે.

## મુબેદોમાં બરશ્નુમની શકિત મેળવવા માટેનો ચોથો ઠેકો.

સાઠગણો પાવર મેળવીને પછી ફરીથી ત્રણ સરોશની યજશ્ને કરીને ૬૦+૩+૩+૩=૬૯ ગણો પાવર મેળવી રહે છે એટલે તેઓને (૬૯=૬+૯=૧૫=૧+૫=૬) છના અએદાદનું જોર મળે છે. હવે તેઓ ૭ ગાહામ્બારની ગતીએ પુગવા જેવા ઠાડે છે. માટે હવે તેઓ છેલ્લુ બરશ્નુમ આપશે. તેઓ હવે બરશ્નુમ આપવાનો સામાન ઉપરની રીતે ઉભો કરે છે અને પેલી ૫૭ ગણા પાવરવાલા રદ થયલા જેઓ પરહેજગારી રાખી વધુ પાવર લેવા તૈયાર થાય છે તેઓને તે વડે બરશ્નુમ આપે છે. બરશ્નુમ આપ્યા પછી તેઓને ફરીથી રદ તરીકે ગણે છે કેમકે હજુર નવગરેહ દુજથી મહાત થયા કરે છે. પેલાઓ બરશ્નુમ લઇને ૬૯ ગણો પાવર મેળવે છે. પછી તેઓ પાંચ તાએની ખુપ કરીને ઉપર કહેલી રીતે પોતપોતાના રૂવાંનોની યજશ્ને કરી ઉપર કહયું છે તેમ દરેક જણ ખુપનો ધણી થાય છે. આ વખતે તેઓમાં ૬૯+૩=૭૨ ગણો પાવર આવે છે એટલે (૭+૨=૯) નવના અએદાદની કમાલ્યતે આવી પુગે છે.

## મુએદ્દામાં બરશ્નુમની શકિત મેળવવા માટેનો પાંચમો ઠેકો–છ ગાહામ્બારની શતિકની પ્રાપ્તી થવાનો સમય.

તેઓ હવે દરેક જણા ફરીથી સરોશની ત્રણ ત્રણ યજશ્નેઓ કરી રહીને પોતે ૭૨+૩+૩+૩=૮૧ ગણો પાવર મેળવીને નવના અએદાદની કમાલ્યતે પુગે છે. હવે તેઓ પરીપુર્ણ થયા. તેઓમાં બરેશ્નુમને ખેંચવાનો પાવર આવવે બરશ્નુમની શકિત આવી રહે છે. આ બરશ્નુમના પાવરની ઉપર હવે તેઓ પોતાની ગેતી ખરીદ કરે છે. પછી તેઓ તેજ નાહનને સાબેત રાખી એટલે તેજ નાહન ઉપર નીરંગદીન કરે છે. આ વખતે સરેદ યઝત તેઓમાં આતરે–દાદગાહ માંહેલી ૨૩ તલેસમોનો સંબંધ કરાવીને તેઓ મારફતે બધા આલાતોમાં તે ૨૩ તલેસમોનો સંબંધ કરાવી રહે છે. આમ નીરંગ દીન કરી રહી ઇજેલો નીરંગ દીનનો નીરંગ પાવ આવ કરી રહીને પછી તેઓ પેલી ૬૯ ગણા પાવરવાલી રદ થયલી જોડને તે નીરંગ દીનના ઇજેલા આલાતોથી બરશ્નુમ આપે છે. આ વખતે આલાતો પરીપુર્ણ થયલા હોવે બરશ્નુમ ગાહના તે ખાકના આલાતમાં તેમ નવગરેહ બધામાં સરેદની ગતીથી તલેસમો જામે છે એટલે પેલા ૬૯ના પાવરવાલાઓ ૮૧ ગણું જોર મેળવીને બરશ્નુમ પામે છે અને પેલા આપનાર સાહેબો અવાવ થતા નથી. પછી આ નવી જોડ તેજ બરશ્નુમ ઉપર પોતાની ગેતી ખરીદ કરીને તેજ નાહન ઉપર નવી નીરંગ દીન કરે છે. આગલી થયલી નીરંગ દીનના આલાતને રદ કરે છે, આ બીજી વખતની નીરંગ દીનનો આલાત પછી સાબેત થઇને કામે લાગે છે. આમ આલાતો બનાવી રહે છે જેઓને નવા થયલા આલાતો કહે છે.

પણ ઉપર જોયું તેમ અહિંયાં નવું જે કંઇ છે તે બરશ્નુમ છે જે ખુદની ખુદીથી પણ જુના પાવ મહેલ અને જુની દસ્તુરી અને જુના બરશ્નુમની શકિતઓથીજ થયલું છે. પછી તુરતજ આદરાન સાહેબને પરથાવવાની ક્રીયા થવી જોઇએ કેમકે દાદગાહને પોતામાં પેલી તલેસમાતીક ગતીઓને લાંબો કાળ રાખવી ભારી પડે છે. માટે તેવણુને પાદશાહ સાહેબોનો રાદ પેવંદ જોઇએ છે તે જલદીથી કરી આપવો ઘટારત છે. **અનકરીબ આવી રીત**–તેમાં કંઇક ફેરફારો સાથે આજે મહેરજી રાણાના કુટુંબીઓની પાસેના હસ્તલેખોમાં તેમ બીજે ઠેકાણે તેમ કદીમી સાહેબોની પાસે છે. કદીમી સાહેબો જેઓએ દાદીશેઠના આતશબહેરામ ઇજ્યા તેઓએ એવી રીતથી ઘણીજ પરહેજગારીથી ઇજેલા છે. તે સાહેબો તો અમલદાર હતા–નીરંગવર કરવા જેવી કંઇક શકિત રાખતા હતા માટે તે

સાહેબોએ દાદીશેઠના ફરમાનથી સ્થાપેલા પાદશાહના તખ્ત નીચે એક ઘર તલેસમ બાંધેલો હતો કે જેથી તે પાદશાહ શાદમાન અને સચેન અને પુરા રથેશ્તાર હોઇ દુઆને ઘણી જલ્દીથી ફીરોઝગર કરાવી શકતા હતા. પણ અજ્ઞાનતાના દેવે આજે તે તલેસમનો ભંગ કીધો છે કેમકે જ્યારે તે પાદશાહને વગર કારણે-દુન્યાની શોભણુ શાભણુના ખોટા ખ્યાલથી ભમી જઇને જ્યારે ઉંચકવામાં આવ્યા હતા ત્યારે તે ખોઆનને તોડયો હતો એટલે તે તલેસમ બરબાદ ગઇ છે. આ ખરેજ કમનસીબી છે.

ત્યારે આ સંસ્થાઓ તો કાયદાસરનીજ છે. દસ્તુર મુલ્લા ફીરોજે ઇરાનમાં બરશ્નુમ લીધેલા હતા. તેવણ ઇરાનમાં નાવર મરાતબ થઇને ઇરાનની દસ્તુરીનાં કેહપ'ને પોતાના દમમાં ઉશ્તાનમાં જોડેલો હતો. તે કદીમ પાવ મહેલની અને તે માંહુલા સરેહના ફેરશ્તાની અને તે કદીમ બરશ્નુમની શકિતઓથી કાયદેસરનું કામ કીધેલું હતું જેની ઉપર ખોટી રીતે આંગળી કરવે ગુનાહ ઉભો થાય છે. પણ જો રોજ માહ નવોજ ધારણ કરવો પડે તો તે રોજ માહનો અમલ કરવો પડે છે-માટે અપવન નરની જરૂર પડે છે. તેવા કોઇબી અશવનથી થયલા તે નવા રોજ માહ ઉપર બંધાયલા પાવ મહેલ અને ફેરશ્તા અને દસ્તુરી વગર-ઉપર કહેલી જુના પાવ મહેલની રૂઢી વાપરીને જો કોઇ નવા આલાતો ઉભા કરવાનો દાવો કરે, તો તે માણસ ગેરકાયદે કામ કરીને રેતીના પાયા ઉપર મકાન બાંધવાની શેખી કરતો કહેવાય. કદી જો એમ રેતીના પાયા ઉપર મકાન તે કરે તો તે મકાન ખરેજ વળતા આવતા કેશાશી વટોલ્યાથી તુટી પડી જોતીઓને દાબી નાખે.

## યસ્ન દરૂજીથી કોમ ઉપર ઉતરતા આપો શું વહેમ છે?

કેટલાક સાહેબો કહેવા નીકળે છે કે ફસલનું કામ કરવું પુન્ય છે. તેઓ એમબી કહે છે કે અશવનથીજ ફસલનો આલાત થાય. ત્યારે જો ગેરકાયદે સાધારણ માણસ ખોટી રીતે ફસલ કરે તો તે પુન્ય કઇ રીતે કહેવાય ? ઉપરની વીગતો એટલા માટેજ જણાવેલી છે કે જેથી યસ્ન અને યસ્નની સંસ્થાઓ વીગેરે શું હોઇ શકે તેનો ખ્યાલ આવે. એવા ખ્યાલ વગર આગલા સુધારક સાહેબો આવી બધી યસ્નની રૂઢીને રેડ ઇન્ડીયન ડેન્સ કહેતા હતા. તેઓ નહી સમજવે તેમ બોલતા હતા માટેજ ઉપર કહેલો ટુંક ઇન્તેખાબ આપવાની જરૂર જોઇ છે. તે સુધારક સાહેબોને તો પોતાની માન્યતા મુજબનું કહેવા માટેનો ધન્ય ઘટે છે. પણ દીનદાર થઇને અથવા થવાનો દાવો કરીને પાવ મહેલ વગેરેને નહી માનવું તેમાં શો

પુન્યનો પાવડો ખેંચવાનો છે. પેલા સુધારક સાહેબોનો તો રસ્તો ખુલ્લો થશે કેમકે તેઓ અંતકરણને જબાન ઉપર લાવેલા. જે સાહેબો ખોટી રીતે અગીઆરી બંધાય તેમાં કંઇ બીનબોજુ જેવું કોમને શ્રાપ મળે તેવું જોઇ શકતા નહી હોય, તો તે સાહેબોની આગળ ઓજરબાહીથી હમો બહેરામ અને તીર યશ્તમાં એ ખોટી રીતે દીની ચીજો સાથે વર્તણુક કરવાના વળતા બદલાનો ચીતાર જે આપેલો છે તે રજુ કરીએ છીએ. બહેરામ યશ્ત ૧૭ માં કરદાના ૫૦ થી ૫૪ ના ફકરાઓમાં કહે છે—અહિંયાં ઉપયોગી વાકયોજ લઇશું :–'**બરેસ્મ હે સ્તેરેનયેન અઇરયાઓ દંઘહુાવો**' ઇરાન દેશનાઓ બરસમ પાથરે એટલે અમુક યરન અમુક રીતે કરે. '**પસૂમહે પચયેન અઇરયાઓ દંઘહુાવો અઉરૂષેમ વા વોહૂ ગઓનેમ વા કાચિત વા ગઓનનાંમ હુઓમો ગઓનેમ**': ઇરાન દેશનાઓ તેને માટે (તે પુન્યના કામને માટે–તે કામ શું છે તે જોવાની આ જગા નથી) સફેદ રંગના, ભલા રંગોતોના રંગવાલા, અથવા રંગોમાંના કોઇ હામોઇ કરવા માટેના એકતાન થવા માટેના રંગવાળા પસુને પકાવે. પછી આ પકાવેલી યરનની ચીજની વ્યવસ્થા માટે કહે છે કે તેઓને ચોકસ જાતના લોકો અડેબી નહી તેમ ખાએબી નહી એટલે યરનની ચીજનો ગેરબંદોબસ્ત નહી થાય. પણ જો થાય તો શું થાય—શું આફત આવે માટે કહે છે કે '**હમથ અઇરયાબ્યો દંઘહુબ્યો વોઇઘનાઓ જસાઓન્તિ, હમથ અઇરયાબ્યો દંઘહુબ્યો હુએન ફ્રપતાઓન્તિ, હમથ અઇરયાબ્યો દંઘહુબ્યો જન્તાઓન્તે, પન્ચસઘ્નાઇ સતઘ્નાઇશ્ચ, સતઘ્નાઇ હજંઘરઘ્નાઇશ્ચ, હજંઘરઘ્નાઇ બએવરેઘ્નાઇશ્ચ, બએવરેઘ્નાઇ અહાંક્ષ્તઘ્નાઇશ્ચ.**" "તેથી, તે ક્રીયાની ચીજ જે ઉમદા છે તે બરબાદ કરવે, ક્રીયા વીગેરે જે ઉમદા છે તેને ગેરકાયદે કરવે ઇરાન દેશના ઉપર સંકટો આવી પડે–એકસરખી રીતે લશ્કરોના હોમલા થાય, એકસરખી રીતે ઇરાન દેશના લોકો પચાસથી સોગણા—સોથી હજાર, હજારથી દસ હજારગણા, દસ હજારથી અગણીતગણા માર ખાય." આવો ચીતાર ક્રીયાની એક મ્યઝદને બરબાદ કરવાનો આપેલો છે જે દાખલો કાયદા વીરૂધ દીની કામો કરવે શ્રાપનો વળતો જવાબ આવે છે તે બતાવવા પુરતો છે.

ત્યાં **પસુપચ**ની ક્રીયામાંનું હોમોગોન ગોસ્પંદનું **ગોશ્ત** **ખએતવોદથ**ના સામાન તરીકે કેટલુ અમુલ્ય છે તે બતાવેલું છે કે જો કદી માની લેવો કે તે ચીજ વ્યર્થ જાય એટલે બીજાઓ ખાય તો ઇરાન દેશ ઉપર આફત આવે એટલે યરનના મહાલની સાથે જે કોઇ ચેડાં કાઢે તો શીક્ષા પડે

એમ દીનમાં ખુલ્લી શાહદત છે તે નોંધ ખુલ્લી બતાવેલી છે. એક માણુસ આલાતો નહી માનીને તેથી દુર રહે તો તેનો ગુનાહ એકગણો છે, પણ નહી માનનારો થઇને જો ખોટી રીતે સીલસીલા વગર આલાતો કરવાની યસ્ન કરે તો તે યસ્ન સાથે ચેડાં કાઢે–ના, તે યસ્નની દીનની ધાતકી મશ્કેરી કરે છે કે જે ખરેજ શીક્ષાપાત્ર છે; અને શીક્ષાપાત્ર નથી એમ કહેવું–કહેવડાવવું ઓર ગુનાહભરેલું છે.

**પાવ મહેલ જેવું કંઇજ નથી એવો ઇનકાર કરનાર આલાતોને પથ્થર અને ધાતુની મુરતીઓની ઉપમા આપે છે તેનો તેઓને કંઇ ખ્યાલ આવે છે કે? પેગામ્બરની મીનોઇ ભુવન ઉપર બાંધેલી ગાતૂ છે તેની નોંધ ગાથામાં છે. ગેતીમાં પેગામ્બર સાહેબ પહેલે ફાવતા નથી કેમકે તે મીનોઇ ગાતૂ માંથી ગેતીમાં ગાતૂ બાંધવાની ઇષો–ક્ષથ્ર તેઓને નહિ મળેલી–ગેઉશ ઉરવાની તેવા અધીકારની માંગણી–તે અધીકારનું મળવું ગેતીમાં દીનનું જામવું–વીગેરે બાબદો ગાથાની છે તેનો સંક્ષેપ ખ્યાલ.**

આગળ જાહેર થયલાં નાનાં ચોપાન્યાંમાં અદ્રષ્ય ભુવન ઉપર 'ગાતૂ' =નુરોના કેહપવાળો જદવો ગીનો પાવ મહેલ છે અને તેનું જગતમાં આવવું થાય એટલે જગતમાંનો પાવ મહેલ તેની સાથે સીધ્ધા સંબંધમાં રહે તેની નોંધ જે ગાથા ૨૮–૫ માં છે તે આપી ગયા છીએ. હા ૨૯ માં ગેઉશ ઉરવા જગતની નવરચના કરવા માટે જરથુસ્ત્રની માંગણી કરે છે. જરથુસ્ત્ર ઉતરે છે પણ નવમાં ફકરામાં કહે છે તેમ સપ્પર પહેલા તેવણ જગતમાં ફાવતા નથી કેમકે તેવણને 'ઇષો–ક્ષથ્ર' યઝતોનો અધીકાર અને મદદ મલ્યા નથી, એટલે મીનોઇમાંની ગાતૂમાંથી ગેતીમાં તેવી ગાતૂ પાવ મહેલ બાંધવાનો અધીકાર અને મદદ મલ્યા નથી, અને તેથી તેવણ ગેતીમાં ફાવતા નથી, માટે તેવો અધીકાર–મદદ જરથુસ્ત્રને આપો એમ ગેઉશ ઉરવા દાદાર પાસે દુઆ કરે છે. પછી તે અધીકાર અને મદદ મળવે ગેતીમાં પાવ મહેલ બંધાય છે જેમાંથી આશીશો ઉતરવે દીન ચાલે છે અને દ્રેગવોદબીશ અએષેમેમ બુરાઇઓમાંથી થયલા અએષેમને વાદાયોઇત તેવણ પાછો હટાડી શકે છે. એવા ગુહય ભેદો ગાથામાં છે. વળી વીસ્પેરદના ત્રીજા કરદામાંની શાહદત જે પાવ મહેલની અંદરની શકિતઓ વીષેની છે તેણી આગલા લખાણમાં ટાંકેલી છે જેની વધુ સમજ નીચે આપી છે. અગીઆરી આતશબહેરામમાં ઉરવીસગાહ નામની જગા છે જેમાં આતરે–દાદગાહને તખ્ત નશીન કીધેલા રહે છે અને જયાં આગળજ એટલે તે ઉર-

વીસ ગાહની પાક વાતાવરણમાં અને તે દાદગાહની અંદરજ તે પાવ મહેલની અણુદીઠ શક્તિઓ તલેસમો નામે વીસ્પેરદ અને સરોશ યઝતનો નાયબ ફેરેસ્તો છે અને તે આતશ મારફતે પછી બરશ્નુમને જોરે મુબેદને મળીને તે મુબેદ મારફતે આલાતોમાં તે બધી શક્તિઓ કરાર પકડે છે તેનો ખ્યાલ લીધો છે. આ ઉઝ્વીસ ગાહ શબ્દમાંના 'ઉઝ્વીસ'માં પાછા ફરવું-સંકોચીન હાલત-માંથી ઉરૂ કરીને દાદાર તરફ મોકલવાનો અર્થ છે. આવું કરવાની મારફત તરીકે પાવ મહેલ છે જેના જાહેર આકાર તરીકે આલાતો છે. ત્યારે ઉરૂ કરીને બસીત કરીને ઉપર મોકલનાર ચીજ કંઇ પથ્થર કે ધાતુની સીરફ નહીજ હોય પણ તે બધામાં યઝતી સીલસીલો છે એમ કોઇ'ની સહેજે જોઇ શકે. ખાલી પાણી કીધી અને પથ્થરો મુક્યા અને ધાતુનાં વાસણ કીધાં અને દાડમડી-ખજુરી રાખી તેથી કંઇ ઉઝ્વીસ ગાહ થાય નહી, પણ ઉરૂ કરી-ણુરી કેરદારને તોડીને સંકોચીન હાલતને બસીત કરીને ઉપર મોકલનાર યઝતી શક્તિ રહેણી જોઇએ, અને એમ છે તેનો એક વધુ દાખલો ગાથા હા ૫૦-૫ નો જોઇશું અને યજશ્ને-વીસ્પદ-વંદીદાદમાં ભણાતા અનેક તેવાં સુત્રોમાં એક સાધારણ સુત્રનો ભેદ ખોલીને તે સત્યના જોઇશું. પાવ મહેલ છે-યઝતી સીલસીલો, યઝની પ્રભાવ છે કે જે કીયા વખને ખીલે છે તેનો અને તેનાથી ગેતીની ઉપર આશીશો ઉતરે છે-કોમ ઉપર જીવતાં ગુજરેલાં ઉપર આશીશો ઉતરે છે તેનો સાફ સાફ ઇશારો ગાથા હા ૫૦-૫માં છે. ત્યાં કહે છે કે:

**આરોઇ જી ક્ષ્મા મઝદા અષા અહુરા-હયત યુષ્માકાઇ માંથ્રાને વઓરાઝથા**

**અઇબિ-દેરેશ્તા આવીષ્યા અવંઘહા-ઝસ્તાઇશ યા નાઓ ખાથ્રે દાયાત**

તે **'માંથ્રાન'** એટલે માંથ્રને કાયદસરની રીતે યશ્નમાં ભણનારો કે જેમાં **'રાસ્ત અવસ્તા'** નામના અને **'નર્મ નસ્ક'** નામના આથ્રવનના ૧૬ ગુણોમાંના ગુણોવાલી શકિત રહે છે તે નર કે જેણે યસ્ન કરવા જીંદગી અર્પણ કરીને તેને પોતાનો મીનોઇ ધંધો બના-વેલો છે તેવો શખ્સ જેને **માંથ્રાન** કહે છે તે નર **'હયત'**=જ્યારે એટલા સાટે **મઝદા અહુરા**=અએ દાદાર **યુષ્માકાઇ**=તારે માટે (જે તુંને અર્પણ થયલો છે એટલે તારી યજશ્ને કર્યા કરે છે તેને) **અષા**=અશો-ઇથી (સજ કરી) **આરોઇ**=(યજશ્ને કરી બજાવવાની) પુર્ણતામાં તેને લાવી લાવ્યા કરીને, **આવીષ્યા**=અને તેટલા માટે ખરેખરની **અઇબિ-દેરે-**

**શ્તા: અઇબિ**=ઘેરો ઘાલતી આસપાસ ફરી રહેતી '**ફેરેશ્તા**'=મજબુત યઝતી જલ્વાની **અવંઘહુ**=મદદ એટલે યઝતોની હાજરી તે ક્રીયામાં લાવી આપી **વઓરાઝથા**=તેને એટલે ઉશ્વાખ્મ=ઉશ્તા અનંત ખુશાળી જે યઝતોને છે તેવી લાવી આપશેજ લાવી આપવાને બંધાયલોજ છે **યા**=કે જેથી **નાઓ**=હમુને '**ખાથ્રે**'=તે આશીશોમાં તે કરમબક્ષેશોમાં રહીને સત્સંગ મેળવવાનું '**દાયાત**'=મળી શકશેજ—હમુને તેથી આશીશો મળશેજ. અહિંયાં યસ્ન વખતે '**અઇબિ-ફરેશ્તા**'=આસપાસથી ઘેરો ઘાલતી સખત એટલે નહી ડગે તેવી એટલે યઝતી **અવંઘહુ**=મદદ મળે છે—ક્રીયામાં યઝતો હાજર રહે છે અને તેથી **ખાથ્રે દાયાત**=આશીશો કરમબક્ષેશો મળે છે તેનો ખુલ્લો ઇશારો છે. આ ફકરાની પહેલવી સમજ બગ નસ્કમાં આવી રીતે છે: '**અઇઘ્ મૂન્ યઝિશ્નઈ યઝદાન વ બીહૂન્યેન્**' જે કોઇ યઝતોની યજશ્ને કરે છે **અહીનશ્ અઉશ્વાખ્મનીહ્ ઇ મિન્ યઝદાન્ વલ્ નફ્શા પદ્વસ્ત્ ચેહેવૂનેદ્**=તે યજશ્ને કરનારના પોતામાં યઝતને લગતી ખુશાલી જોડાઇ રહે છે આવી રહે છે. **હુનાફ્રાઇ**=ત્યારે આમ ઠર્યું કે **રશિશ્ન ઇ યઝદાન અઓબશ ચેહેવૂનેદ્**=યઝતોનું આવવું તે ક્રીયા આગળ થાય છે. અહિંયાં યજશ્ને ગાહમાં ઉશ્વીસ ગાહમાં પાવ મહેલનો જલ્વો છે તેનો ભેદ આપેલો છે એમ કોઇબી જોઇ શકશે.

વીસ્પર્દના ત્રીજા કરદામાં જાતજાતની તલેસમાતીક શક્તિઓ છે તેનો ઇશારો આગલાં ચોપાન્યાંમાં કીધો છે. ત્યાં કહ્યું છે કે જોતી—આતરવક્ષ વીગેરે શબ્દો ખાલી ઇનસાનોનો અર્થ રાખતા નથી પણ તલેસમાતીક તેવી શક્તિઓ અને તેવી શક્તિના અધીકારી મુબેદોનો અર્થ રાખે છે. આજ અર્થ છે તેની ખાત્રી કરાવનાર અનેક વાકયોમાંનું એક ઘણું સાધારણ વાક્ય લખીશું. યજશ્ને વંદીદાદમાં ઘડી ઘડી જોતી પઢે છે કે **યથા અહૂ વઇરયો જઓતા ફ્રા મે મ્રૂતે.** જોતી કહે છે: **યથા**=જેમ **અહૂ**=તે સાહેબ-તે કુલમુખ્તાર એક સાહેબનો **વઇર્યો**=હોકમ જગતમાં ચાલી રહે છે તે ભેદ **જઓતા**=અએ જોતી '**મે**' =હું ભણનાર જોતીને હું ભણનાર માટે **મ્રૂતે**=કહેશેજ. અહિંયાં જોતી પોતે જોતીની પાસે દુઆ કરે છે જે ઉપરથી સાફ માલમ પડે છે કે **જોતી**ની શક્તિ તે પાવ મહેલમાં છે જેનો અધીકારી મુબેદ તે પેલો જોતી તરીકેનો છે તે તે જોતીની શક્તિ પાસે દુઆ ચાહે છે. પછી પેલો **રાથ્વી** જવાબ આપે છે કે:

**યથા અહૂ વઇરયો યો જઓતા ફ્રા મે મ્રૂતે.** 'યો'=તે ખાસ જઓતા 'મે'=મને હું રાથ્વીને માટે તે **યથા અહૂ વઇર્ય**નો એટલે જગતમાંના તેના હોકમનો ભેદ **મ્રૂતે**=કહેશેજ. અહિંયાં **યો જઓતા** એટલે સામો અધીકારી જોતી આથ્રવન નહી પણ પેલી **જઓતા**ની શકિત છે તે એમ દક્ષ્ત કરે છે ખરેખર actual point out કરે છે બતાવે છે. પછી પેલો જોતી કહે છે ખાત્રી આપે છે કે **'અથા રતૂશ અષાત્ચીત્ હચ ફ્રા અષવ વીદ્દવાઓ મ્રઓતૂ'**: 'રતુશ'=તે સરદાર -તે અહૂનો પ્રતીનીધી-તે શકિત કે જે જોતી તરીકે છે તે કે જેવણુ **'અષાત્ચીત્ હચા'**=અશોઇની પુઠેજ રહેલા છે-જે અશોઇના અમલદાર છે જેવણુ **ફ્રા**=આગળ લઇ જનાર **અષવ**=અશોઇમાં વધારનાર **વિદ્દવાઓ**=પુરઆગાહ જાણકાર છે તેવી તે જોતીની શકિત **મ્રઓતૂ**=ખરેખર તે બધું કહેશેજ-શીખવશેજ. આવા આવા અનેક વાકયોને જે કોઇ બરાબર રીતે ઉકેલશે તો ઉશ્વીસ ગાહમાં પાવ મહેલ છે-ત્યાં વીસ્પેરદની ૨૩ તલેસમો અને અંતર તલેસમો છે જેમાં જોતી આતરવક્ષ વીગેરેની તલેસમો છે તે બધું સહેલાઇથી જોઇ શકશો. જે સાહેબો પાવ મહેલ છે તેમાં યઝતી સીલસીલો છે તે બાબદનો ઇનકાર કરે છે તેઓ જરતોશ્તી દએનની મુળ યસ્નને લગતી આવી અશોઇવાલી યઝતી કેહપ'થી શણગારાયલી સંસ્થાને બુતપરસ્તીની લેવલ ઉપર યા એક જાતના જુઠાણાના ઢોંગ ઉપર લાવી મુકવાનો અઝીમ ગુનાહ કરે છે તે નોંધવું. પાવ મહેલ દસ્તુરી અને બરશ્નુમની જે ગુહ્ય વીગતો ઉપર આપી છે તે બધાને માટે દીનમાં અનેક નોંધો છે તે નોંધો ઉપર કંઇબી વીચાર કર્યા વગર શક લઇ જવો તે ખુદનાં જીવતાં તનના જીવ ઉપર અને તે જીવની શકિત જેને જોરાને-જાન કહે છે તેની ઉપર અને પોતામાંના કેહપ' અને રૂવાનની હાજરી ઉપર શક લઇ જવા જેવું યા તેઓની હયાતીનો ઇનકાર કરવા જેવું છે. માનવમાં રૂવાન છે અને તે યઝતના જેવું માનને] પાત્ર છે એમ કોઇબી ના પાડી શકેજ નહી કેમકે પોતાના રૂવાનને યઝતની માફક અનેક ઠેકાણે અવસ્તામાં આરાધેલું છે; જો કે તે પોતે માણુસ જે જડતાનો છે તે તો મુજી-ગુનાહગાર હોય-આશમોઘ હોય, છતાંબી તેનામાં રૂવાન છે અને વળી તે આરાધના લાયકનું છે-એમ એવીજ રીતે અગીઆરી આતશબહેરામમાં પાવ મહેલ છે-દાદારનો જદવો ગાતૂ છે એટલે દાદારના કેહપ' સાથના તુરો છે, છતાંબી જેમ કેટલા મુબેદ સાહેબો આજે કહેવા નીકળે છે તેમ મુબેદો તે પાવ મહેલની અંદર યસ્ન-દરૂજી કરતા હોય અને તે પાવ મહેલના જાહેર તનરૂપ

આકારો નામે આલાતો તરફ બેઅદબી કરતા હોય-ક્રીયાઓમાં ખામી કરતા હોય તો તેથી પાવ મહેલ નથી એમ કોઇ કહી શકે નહી. યજશ્ને કરે છે ત્યારે પાવ મહેલની શકિતથી ત્યાં દરેક યજશ્ને માટેનાં કેહર્પો અને તે કેહર્પોમાંની હોમીક શકિતઓ થઇ રહે છે. જો યજશ્નેમાં ખામી આવે તો તે કેહર્પોમાં ખામી આવે અને તેથી બહુ બહુ થાય તો તે પાવ મહેલ ઉપર ભાર પડે-બીજું કંઇ નહી થાય. એનો પાડાવાલાના વાંકને માટે પાડાને શીક્ષા કરવા જેવું થયું. આજે કેટલા દસ્તુર સાહેબો પોતે મોબેદ હોવાનો દાવો કરીને કહે છે કે સાહેબો હમો બધુંજ આલાતોનું બરસ્નુમનું જાણીએ છીએ; બધું ઠીકાઠીક છે કંઇજ નથી. હમો કહીએ છીએ કે તે ગમે તે હોય, પણ તેથી પાવ મહેલ નથી પાવ મહેલમાં યઝતી તલેસમો નથી એમ ઠડતું નથી. તમો સાહેબો તેથી પાવ મહેલનો-તે માંહેલા યઝતી સીલસીલાનો ઇનકાર કરી શકો નહી. જેમ માનવ ગુનાહ કરે છે-છતાંબી તેનામાં રૂવાન છે-ના છે એટલુંજ નહી પણ યઝતની માફક સ્તુતીપાત્રતું છે, તેમ મુબેદોની ગમે તેવી યસન દરૂજી હોય છતાંબી તે પાવ મહેલ છે, ના-છે એટલુંજ નહી પણ પોતાની યઝતી ગવની જાત પ્રમાણે પોતાને લગતાઓનો ભાર ખમી રહે છે અને જયાં લગી આશીશો કુદરત તરફથી મળે છે ત્યાં લગી આપીને પછી જયારે આશીશોથી ઉલટી ગતી તેને મળે છે ત્યારે તે શ્રાપને બનતા લગી તે પાવ મહેલમાં પોતામાં પકડી રાખીને પોતાનાઓને તેમાંથી મુકત કરવાની સ્તુતીપાત્ર કોશેશ કરી રહે છે. ત્યારે પાવ મહેલમાં ભાર બરદાર શકિત છે. તે પાવ મહેલ કંઇ મારવા યા તોડવા યા આગ લગાડવા આવતો નથી-તેની ગવની ખેરદમાં તેવું હોઇ શકેજ નહી. તે પાવ મહેલ તો ભાર ખમી ખમીને આશીશો આપવા અને શ્રાપો હોય તો તેઓને બાઝ રાખવાની ભાર બરદાર ગતી રાખે છે. પણ કુદરતનો હદ+ ઇનસાફ તે પાવ મહેલ તરફ બેઅદબી કરનારને શીક્ષા કરે છે. તેઓને પેટે હોમ યસ્તમાં કહે છે તેમ મુઢ આશમોઘ ખરાબ ફરઝંદોનો જન્મ આપે તે વાત જુદી છે. જેમ માનવનો જીવ-જાન કે જેને અવસ્તામાં બઓદંઘહ તરીકેની એક મરતબે ઓળખે છે એટલે યઝતી જાતની ચીજ તરીકે ઓળખે છે તે જીવજાન માનવના જડ તન અને તેના જાતજાતના અબખરા મળમુત્રનો ભાર તેમ તેવા તનના મનના બુરા હવસોનો-વિચારો-બોલો કર્મોનો ભાર ખમી રહીને જયાં લગી બને ત્યાં લગી તે જડ તનને જીવડાવ્યા કરે છે અને ત્બએવને કાપ્યા કરે છે, તેમ તે પાવ મહેલબી પોતાના યજમાનોના બઓદાંગ એટલે જીવ માફક તે યજમાનોની બેઅદબીનો

ભાર ખમી રહે છે-માટે તે પાવ મહેલ નથી-પાવ મહેલ ખરાબ થયો એમ કહેવાય નહી-પાવ મહેલ તો પાકજ છે પણ તે ઉપર ભાર છે અને તે ભાર લાંબો વખત રહેવે તે પાવ મહેલ નીર્થક થાય એટલે તેઓની વીસ્પેરદની શકિતઓ ઉપર ગીનોઇ ગાતૂમાં ખેંચાઇ જાય એમ કહેવાય. આવું બનવું હજારથી વધુ વર્ષેબી બનતું નથી તે નોંધવું.

વળી બરશ્નુમને માટેબી એમજ સમજી લેવું. બરશ્નુમ લેતા મુબેદો બરશ્નુમ લેવાના નવ દહાડામાં અને લીધા પછીથી ગેરવતણુકો કરે-કરતા હોય તો તેથી એમ નથી ઠરતું કે **બરશ્નુમગાહ-નવગરેહ** વીગેરેના આલાતો કે જેમાં સરેદ યઝતની-પાવ મહેલની-વીસ્પેરદની ત્રેત્રીસ તલેસમોમાની અમુક અમુક રહી છે તે બધું નકામુ થયું. માટે આજે બરશ્નુમ નથી એમ નહી કહેવાય. બરશ્નુમ તો છેજ-બેરેઝ ઉંચાઇની ગતી અપાવનાર પાવ મહેલની તલેસમ તો છેજ, ભલેને તેની ઉપર ભાર પડતો હોય તે વાત નોખી છે. એવીજ રીતે દસ્તુરીનુંબી સમજી લેવું. દસ્તુરીમાં હોકમ બરદારીનો અર્થ છે. દાદાર અહુરમજદ કંઇ માણસ નથી માટે દાદારના હોકમની તસવ્વર માનવના હોકમ જેવી લેવી નહી. માનવની આગળ તો ગુણ અવગુણ ગુપ્ત રહે છે માટે તેઓ માનવને ભાવવાચક લાગે પણ દાદારની આગળ તેઓ તો ખુલ્લા દેખીતા આકારરૂપના છે. માનવની જોવાની કોતાહીથી તેઓ ગુણરૂપના ભાવવાચકના થાય. એમ દસ્તુરી હોકમબરદારી કંઇ ભાવવાચક નથી પણ તેનું કેહર્પ છે અને તે કેહર્પ જે દાદારનો અમશાસ્પંદ વીગેરેનો ખાદમ છે તેનો સંબંધ છેક ગેતીના દસ્તુર લગી થાય છે. દીન-દસ્તુર મરાતબ તો હોય છેજ માટે બરશ્નુમવાળો તો રહે છેજ માટે તે દસ્તુરીના કેહર્પનું ઉશ્તાન તે દીન-દસ્તુરમાં બંધાય છે, ભલેને પછી તે દીન-દસ્તુર બરશ્નુમને નહી સાચવતો હોય, છીવતું નહી રાખતો હોય અને એમ તે દસ્તુરીના કેહર્પ ઉપર એબાબ પાડતો હોય તેનો જવાબદાર તે દસ્તુર છે, એમ દીન-દસ્તુરીનું કેહર્પ સરેદ યઝતના દય મુબેદ તરીકે છે. ઇરાનમાં જે જાતજાતના આકારો પથ્થર ઉપર કોતરેલા આજે દેખાય છે જે બધાને આજે ફ્રોહર તરીકે ખોટી રીતે ઓળખે છે તે બધાએ આવા જાતજાતના કેહર્પો છે. દીન-દસ્તુરીનું કેહર્પબી તેમાંથી આજે દેખાડી શકાય એમ છે. એમ દીન-દસ્તુરની દસ્તુરી વાશેબી મોટા ભેદો છે. એવી રીતે જોતાં દસ્તુરીનું ભણતર કંઇ નકામુ જેવું નથી. એમ ત્યારે દસ્તુરીનું કેહર્પ અને બરશ્નુમની શકિત-તે શકિતના અમાનતદાર વીગેરે તો આજના જમાના પ્રમાણેના છેજ. જેમકે આજેબી બસ્તે કુશ્તીઆનો જમાના પ્રમાણેના છે અગાઉબી હતા પણ તેઓના રૂવાનો તો

ધણે કે થોડે દરજજેના યઝત માફક પુજ્યપાત્ર છે, ભલેને આજનાઓ નકામા હોય. એમ આજના આલાતો અને પાવ મહેલોનો સંબંધ લેવાનો છે. આજે ધણાંથી ગરીબ મુબેદો છે જેઓ બરશ્નુમની શકિત ધરાવી શકે છે માટે દીન ઉપર ખોટી રીતે આંગલી કરવી નહી. દીન કે જે ખુદ કેહર્પવાળી મીનો અશીશવંધહ યઝતમાંથી થતો એક ફેરસ્તો છે અને એવીજ રીતની તેને દેખાડી છે તે દીન અને તે દીનની પાવ મહેલની વીસ્પેરદની સરેદ યઝતના ફેરસ્તા સાથની સંસ્થા કે જે ગેઉશ ઉરવાની માફક જાતજાતના પાપોનો ભાર ખમે છે તેઓને ખોટી રીતે બદનામ કરી તેઓના તેવા મહાન પરોપકારી કામની પ્રસંશા કરવી તો બાજુએ રહી પણ તેઓની અવગણના કરીને તેઓને અપમાન કરવાની જોખમદારી ઉભી કરવી ખરેજ ધણું જણુન છે એમ દરેકે ખુબ ગોખવું. માનવમાં જેમ રૂવાન છે તેમ જાન છે જાનની સાથે જોરાને-જાન છે તે બધું છે એટલે માનવ અર્ધ યઝની થવા જેવો છે, છતાંબી તે બદમાસ થાય છે તેથી કંઇ તેઓના જાન-તેઓના રૂવાન કે જેઓ તેના જડતાના તન મનનો ભાર ખમે છે તેઓને બદમાસ કહીને તેઓના તે દુખ ઉપર ડાહમ દેવાના નથી. આટલી નોંધ પાવ મહેલ માટે અને તે મહેલનો ઇનકાર કરતા તે સાહેબો માટે બસ થશે.

## ગેતી ઉપરના જુદા જુદા પાવ મહેલોની વચ્ચે રહેલા સંબંધનો ગુહ્ય ભેદ.

કુદરતમાં મીનો ગાસ બંધાયલી છે જેની અસરને ગેતીમાં લાવવી જોઇએ તે ભેદ ગાથા હા ૨૮-૫ માં છે તે જોયો છે. આ મીનો ગાસને જરથુસ્ત્રનાં કેહર્પથી દાદારે ઉભી કરાવેલી છે જેની વીગત **નીકીઝ**ની છે. કાળી બાજુની કુદરતે બુરા આશમોઘોના બુરા વીચારોને જોરે **દ્રેગવોદ્દબીશ અએષેમેમ** જેને **તુરેબ્રાદવક્ષ**થી કહે છે તે બાંધેલો છે, જેની નોંધ ગાથા હા ૨૯-૨ માં છે. અસલમાં તો **ગવ** નામની કુદરત થઇ છે જેની હકીકતી યઝતી શકિતઓને ગેઉશ તષન અને ગેઉશ ઉરવા કહે છે. આ ગવની કુદરતનું કેહર્પ છે જેમાં વીસ્પેરતુઓ એટલે ૩૩ રતુઓ કામ કરે છે અને જેમાં યાઇર્ય યઝત અને અહુરદાતની દસ્તુરી બેઉ જુફ્તમાં હમકાર રહીને તે વીસ્પે રતુઓના નાયબો થઇ રહે છે અને કુદરતની કાળી બાજુનો ભાર ખમીને સફેદ બાજુને ચલાવ્યા કરે છે. પણ જયારે કુદરતની કાળી બાજુએ ઉપર કહયું છે તેમ **તુરેબ્રાદવક્ષ** બાંધીને ગેઉશો ઉપર પુશ્કળ ભાર કીધો ત્યારે ગેઉશોના તે ભારને ઓછો કરવા તે તુરેબ્રાદવક્ષ-અએષમને રોકવાની હીકમત વજુદીમાં આવી, જેને અંગે મીનો

ગાસ થઇ કે જેમાં વીસ્પેરતુની ૨૩ તલેસમો અને તેઓની ખીશ્કારીને ચલાવનાર સરેદ યઝત અને અહુરદાતની દસ્તુરી ઉભા થયા.

આ મીનો ગાસમાંથી જયારે પેગામ્બર સાહેબે ગેતીની ઉપર સપ્પર પહેલો પાવ મહેલ બાંધ્યો ત્યારેજ ગેતીમાંની બદીને તેવણ રોકી શકયા. આની નોંધ ગાથા હા ૨૯ માંના ફકરાઓમાં છે. ત્યારે પેગામ્બર સાહેબે ગેતીની ઉપર પાવ મહેલ બાંધીને દસ્તુરી અને સરેદ યઝતના નાયબને ઉભા કીધા હતા. પછીથી નર અશવનોએ તેવા અનેક પાવ મહેલો બરવખ્તના અમલ ઉપર કીધેલા હતા. ત્યારે મુળ મીનો ગાસ તેની વીસ્પેરદની ૨૩ તલેસમો તેઓના ચલાવનાર મુળ સરેદ યઝત અને અહુરદાતની દસ્તુરીમાંથી ગેતીની ઉપર અનેક શાખાઓ થઇ હતી. આ બધી શાખાઓ ગોયા તે મુળ દરયાવમાંથી નીકલતી નદીઓ હતી. જેમ નદીઓ દરયાવમાં પડે છે તેમ તે બધી ગેતી ઉપરની ગાસો તે મુળ ગાસના દરયાવમાં પડતી. પણ તેઓ તે મુળ મીનો ગાસના દર-યાવમાં પડે તે અગાઉ તેઓ બધી ગેતી ઉપરની ઉંચ જગા નામે અઇર્યમન વએજમાં મલી એક થઇનેજ બધી તે મુળ ગાસમાં પડતી હતી. આ અઇર્યમન વએજની તે મુબારક જગામાં (૧) કવએમ ખરેનો, (૨) સઓકે મઝદદાત (૩) આપો દાઇત્ય (૪) આપો અરદવીસુર અનાહીત અને બીજી અનેક મીનો બરકકત નામે વીસ્પાઓ અષઓને રતૂઇ રહયા છે. ત્યારે ગેતી ઉપરના દરેક પાવ મહેલોના આવા સંગમથી તે બધા પાવ મહેલોની વીસ્પેરતુની રચનાઓ-ફેરેસ્તાઓ અને દસ્તુરીઓ એક એક સાથે મલી રહીને એક એકને તેઓની ઉપરની મુશ્કેલીઓ વખતે મદદ કરતી હતી. જો એક પાવ મહેલની ઉપર તે માંહેલી યસ્ન દરૂજીથી ભાર પડે અને તે ભારને ઉકેલનાર કોઇ અશો દીન-દસ્તુર અમલદાર હોય નહી તો ગેતી ઉપરના અઇર્યમન વએજના ઉપર કહેલા સંગમમાંથી મદદ મળતી હતી. આથી એક પાવ મહેલમાંની દસ્તુરી બીજા પાવ મહેલના દસ્તુરીનો અધીકાર લઇ શકતી હતી અને ક્રીયાઓને સરંજામ ઉતારી શકતી હતી. પણ જયારે પાવ મહેલો સનદ થયા ત્યારે તે સનદ થયલા પાવ મહેલો પોતે પોતાની ખુદીથી સંગમ કરે એવી આવશ્યકતા થઇ નહી. પણ તેઓની દસ્તુરી અને તેઓની ફેરસ્તાઇ શકિતઓને ગેતી ઉપરના કીનારે-કશીમાં રહેલા ફસલના પાવ મહેલો પોખ્યા કરે છે અને ઉપર કહેલા સંગમથી થતી નેઆમતો આપીને તે બધાની મરામતી કર્યા કરે છે. પણ જો પાવ મહેલ અને દસ્તુરી હોયજ નહી તોપછી તેવી મીનો મદદ આવેજ નહી. કીનારે-કશીમાં રહેલા ફસલના પાવ મહેલો તે બધી સનદ થયલી દસ્તુરી

અને ફેરસ્તાઓને પોતાની ગીરેથી એક એકને મેળવે છે એટલેજ તે બધી સનદ થયલી દસ્તુરીઓ ફેરસ્તાઓ અને વીસ્પેરદની રચના હમખેશીના સંબંધમાં આવી શકે છે કે જેને સબબે એક દસ્તુરીના સ્થળમાં બીજી દસ્તુરીની આણુવાળુ બરસ્નુમ કારગર થઇ પડે છે. જો આજે રેવાજ પ્રમાણે પાવ મહેલ બાંધે તો તે સહેજે બંધાય છે. ગમે તેવી કાસરીઅત હોય, 'દસ્તુરીએ ઇન જમાન'ના જેવી ગફલતીઓ હોય, તો પણ ત્યાં વીસ્પેરતુ અને ફેરસ્તો તો થશે કે જેના હમકાર તરીકે તે મુળ દસ્તુરી પુગી શકે છે. આવા મહેલોને ઉપર કહેલી મીનો બરકકત મળવે તેઓનો બચાવ સમારકામ થઇ રહે છે. પણ જો ફસલનાં નામનો આલાત કરવાની પહેલાં પાવ મહેલ અને તે માંહેલી વીસ્પેરતુની રચના અને ગમે તેવીબો દસ્તુરી હોયજ નહી તોપછી ત્યાં કંઇજ નથી; સીરફ પથ્થરો અને ધાતુઓના પુટલાઓ છે તોપછી તેઓની ઉપર ઉપર કહેલી બરકકત આવી પડેજ નહી. પણ જે મુબેદો પોતાના બરસ્નુમને બીન કાયદેસર રોજ બદલીને કાપી નાંખે તો ખરેજ તે બરસ્નુમ કે જેને અમુક પાવ મહેલ સાથે સંબંધ છે તે બરસ્નુમની ઉપરનો આબાબ તે પાવ મહેલને પુગેજ.

આજે જો કોઇ શહેનશાહી મુબેદ કદમી થવા માગે અને તેને માટે તે કદમી દસ્તુરીને આધીન થઇને બરસ્નુમ લીએ તો તેથી તેના જુના શહેનશાહી બરસ્નુમ ઉપર આબાબ પડતો નથી, કેમકે ઉપર જોયું તેમ તે બધાજ સનદ થયલા પાવ મહેલોની રચનાનો સંબંધ કીનારે-કશીના પાવ મહેલોથી થઇ રહે છે, જેથી જુદા જુદા અધીકારો હમખેશીમાં રહી શકે છે અને એક અધીકાર બીજા અધીકારની સાથે મુખાલેફીમાં રહેતો નથી માટે અધીકાર બદલવામાં ખટરો પડતો નથી.

પાવ મહેલ વીસ્પેરતુ અને દસ્તુરીને લગતી આવી આવી ગુહય વીગતોની અજ્ઞાનતામાંજ આજે 'યસ્ન'ની ઉપર ચુંથણા પડે છે. દીન-દસ્તુરોમાં આવું જ્ઞાન નહીજ હોવે તેઓ તેવા પાવ મકાનમાં બજારી કરવાના કમનસીબ ભોગ થઇ પડે છે અને દુન્યાની સગવડને ખાતર તે મીનો એવાનોને અગવડમાં મુકીને પોતાનું પુન્ય ઘટાડીને કોમ ઉપર પડતા આશીશોના વરસાદની અછત કરીને કોમમાં બદી થવાની આવશકયતા પેદા કરી આપે છે.

**બહેદીનોને અપાતું બરશનુમ, તેમ મુબેદોને અપાતું બરશનુમ-એઉની જુદી જુદી મતલબો; કોઇનેબી બરશનુમ આપવા માટે બરશનુમવાળા ખુપ સાથના મુબેદો જોઇએજ જોઇએ તેમ નીરંગ દીનનો ગોમીજ અને આવ જોઇએજ જોઇએ, જે વગર બરશનુમ હોઇ શકેજ નહિ તેને માટે વંદીદાદ અને મનુશ્ચીહર અને જાતસ્પરમ વચ્ચેનો વાદવીવાદ.**

ઉપર બહેદીનોને બરશ્નુમ આપવાનો ઇશારો કીધો છે. બરશ્નુમ આપવાથી કેહર્પની સુક્ષ્મતા થાય છે તે ઉપર જોઇ ગયા છીએ. જયારે માણસ રીમન થાય છે એટલે જયારે માણસ કોઇ-નસાના સંબંધમાં આવવે પોતાના કેહર્પ ઉપર નસાનો ભાર મુકે છે ત્યારે તે માણસના રૂવાન ઉપર બંદદરોશ વધુ ઘટ થાય છે-રૂવાન વધુ પરદામાં ગીરફતાર થાય છે એટલે રૂવાનની રય લાંબો વખત લગી મંદ રહે એમ થાય છે. આને લીધે તે માણસને બરશ્નુમ આપે છે કે જેથી તેનાં કેહર્પમાંનો નસ-દ્રુજનો ભાર ઓછો થાય અને તે કેહર્પમાં બેઠેલા રૂવાન ઉપર વધુ આજાબ જે પડેલો તે વીખરાઇ જાય. બહેદીનની મતલબ ત્યારે બરશ્નુમ લેવા માટે પોતાની અંદરના કેહર્પને અઝદને અને પોતાના આતરે-વોહુ-ફ્રીઆનને, અઝદમાંના જાનને નસાના ભારથી આઝાદ કરવા માટેની છે. જો તે બધી ચીજો ઉપર આજાબ પડે નહી તો પુરૂષાર્થ કરવામાં તેને ખલલ પડે નહિ. બહેદીનને કંઇ પોતાના રૂવાન માટેની યજશ્ને કરીને યઓઝદાહની શકિત જે મુબેદીના પરમાર્થ માટે મેળવવી જોઇએ તે મેળવવાની નથી. બહેદીનને બરશ્નુમ કેહર્પની, અઝદની, જાનની અને પોતાના આતશે વોહુ ફ્રીઆનની સુક્ષ્મતા આપે છે. મુબેદનેબી તે બરશ્નુમ તેવી સુક્ષ્મતા આપે છે પણ તે મુબેદને પછી પોતાના રૂવાનના ભાનને છેક દાદાર લગી લઇ જવાનું છે માટે તેને માટે તો રૂવાનની યજશ્ને કરવાની છે-માટે તેને તો ચાલુ રોજ માહ ઉપરજ મુસ્તકીમ રહેવાનું છે, કેમકે યજશ્ને કરવા માટેનો પાવ મહેલ તે રોજ માહની ઉપરજ રહેલો છે, કે જે વગર યજશ્ને થાયજ નહી, અને રોજ માહ બદલે તો તે પાવ મહેલ તેને લાગે નહી એટલે તે પોતાના રૂવાનની યજશ્ને કરી શકે નહી. બહેદીનને માટે જુદોજ મામલો છે. બહેદીન જો ફસલી રોજ માહ પોતે ધારણ કરવા માંગે તો તે પોતાના કેહર્પ-અઝદના આતશ જાનને આગલા રોજ માહના બરશ્નુમથી સ્વચ્છ કરીને પછી નવા રોજ માહની નઇયત બાંધી શકે માટે નવા રોજ માહ ભણી શકે પોતાના

જાન-આતશ કેહર્પ-અઝદને સુક્ષ્મ કરવા તેને ત્રણુ નાહનો લેવા પડે. પછી તે કોઇબી જાતની નઇઅત બાંધી શકે. પણુ મુબેદને માટે તો બાંધેલીજ નઇઅત જે ચાલુ પાવ મહેલમાં છે તેજ લેવાની છે, કેમકે તેજ નઇઅતના પાવ મહેલ વગર તેનાથી પોતાના રવાન માટેની યજશ્ને થઇ શકે નહી. બહેદીન પોતે પોતાના કેહર્પ-અઝદ-આતશને સ્વચ્છ કરીને કોઇબી પાવ મહેલની દુઆ ખેંચી શકે-કોઇબી પાવ મહેલના આશીશોના વરસાદમાંથી તે નેઆમતનો શુભ પાક ઉગાડી શકે. મુબેદને તો તેજ પાવ મહેલના અનુયાઇ થવાનું છે માટે તેને તો રોજ માહ ઉપર સાબેત રહેવાનુંજ છે. એમ ત્યારે બહેદીનો અને મુબેદોના બરશ્નુમ લેવા માટેની નેમ તદ્દનજ જુદી છે તે નોંધવું. અસલ ઇરાનમાં શહેનશાહત વખતે તેમ અરબોના વખતમાં પહેલી કેટલીક સદીઓ લગી બહેદીનો જીંદગીમાં અનેક વખત બરશ્નુમવાલા નાહનો લેતા હતા. મુબેદો તો દર છ છ મહીને બરશ્નુમ લઇને પોતામાં બરશ્નુમની શકિતનું જોમ રાખતા હતા. બેહદીનો બરશ્નુમ લઇને જે કંઇ નસદુજ વ્યવહારમાં તેઓના કેહર્પ-અઝદ, જાન આતશને લાગ્યા હોય તેને સાફ કરાવતા હતા. મુબેદો તો હરહમેશ ક્રીયા માર્ગમાંજ, પાવીકતમાંજ રહેતા હતા એટલે તેઓને જાહેર દુન્યાની નસાની આલુદગીમાં પડવાનો મોકો રહેતોજ નથી જ્યારે બહેદીનો જાહેર સંસારમાં રગડાતા હોવે તેઓ નસા દુજના ભોગ હરહમેશ થયા કરતા હતા. વંદીદાદમાં ત્યારે નસાની આલુદગીથી પાક થવાની જે તેહકીક છે તે ત્યારે બહેદીનો માટેની છે તે નોંધવું.

વંદીદાદ પરગર્દ નવમાં મુવેલાં તનને અડકીને રીમન થયલા માણુસને અસલ જેવો રીમની રહીત કરવાની તરતીબ વીષે લખેલું છે. ત્યાં તેને બરશ્નુમ આપવા ભલામણુ કીધેલી છે કે જેથી તેને અસલ જેવી રીમની રહીતની હાલત મલી શકે. તે નવમી પરગર્દના પહેલવી તરજુમામાંના ૩૨ મા ફકરામાં બરશ્નુમ માટેની વીગત આપી છે તેમાં કહે છે કે બરશ્નુમ આપનાર મુબેદો ખુપના ધણી હોવા જોઇએ એટલે બરશ્નુમવાલા અને પોતાના રૂવાનની યજશ્ને કીધેલા હોવાજ જોઇએ. અને તેઓ બરશ્નુમનું નાહન જે આપે તેને માટે નીરંગ દીનનો નીરંગ અને પાવ આવ હોવાજ જોઇએ. બહેદીનો જાહેરી આલમમાંના સંસારમાં રગડાતા હોવે તેઓનેજ મુવેલાને અડકવાનો પ્રસંગ મળે માટે બહેદીનોજ એવી રીતે રીમન થાય. મુબેદોને માટે એવો પ્રસગ ઉભો થતો નથી. અહિંયાં ત્યારે બહેદીનોને બરશ્નુમ આપવા માટેની તેહકીક છે. જો બહેદીનો માટે બરશ્નુમના કાયદા આટલા સખ્ત હોય તો પછી મુબેદો માટે તો ઘણુાજ

સખત હોય તે સમજી શકાય તેવું છે. બહેદીનોને બરસ્નુમ આપવાના કદીમ રીવાજમાં ફેરફાર નહીજ થાય તેને માટે માનુશચહેર નામના દીન-દસ્તુર જેવણ અરબોના અમલ વખતે ૩૦૦ હીજરીની એતરાફના વખતમાં થયલા તેવણુની વસીઅતો આજેબી આપણી પાસે છે, અને તેવણુ અને તેત્રણના નાના ભાઇ ઝાતસ્પરમ વચ્ચેનો વાદવીવાદબી આપણી પાસે છે, જેમાંથી એમજ કહયું છે કે બરસ્નુમ આપવા માટે **નીરંગ દીનનોજ નીરંગ** અને **પાવ આવ** જોઇએજ જોઇએ. પણ જો બરસ્નુમ આપનાર મુબેદોની જોડમાંનો એક જે કુતરો પકડે છે તે ખુપનો ધણી નહી થયો હોય એટલે તેને પોતાના રૂવાન માટેની યજશ્ને નહી કીધી હોય તો તે ચાલે. પણ તે જોડમાનો તે મુળ મુબેદ જે નવગરેહથી કશો દોરીને બરસ્નુમ ગાહ તૈયાર કરશે અને પેલા બરસ્નુમના નાહન લેનારને બરસ્નુમ આપવા પાંચ પથ્થરાની ઢગલી ઉપર બેસાડીને નવગરેહથી તે નીરંગ દીનનો તરો અને આવ આપશે તે ધણી તો ખુપવાળોજ એટલે પોતાના રૂવાનની યજશ્ને કીધેલોજ જોઇએ. પણ 'અફરગ' જેવા દીન-દસ્તુરો તો કહે છે કે નાબેઉ મુબેદો જે કુતરો પકડે તે, તેમ જે નાહન આપે છે કશ દોરે છે તે બેઉજ ખુપના ધણી એટલે પોતાના રૂવાનોની યજશ્ને કીધેલા હોવાજ જોઇએ. એમ ત્યારે દીનમાંની આ શહાદત ખુલ્લી છે કે બરસ્નુમ આપવા નીરંગ દીનનો તરો અને આવ અને બરસ્નુમવાલા ખુપ સાથના મુબેદો જોઇએ, એટલે એમ અર્થ થયો કે બરસ્નુમ ગાહ કે જેમાં બરસ્નુમની શકિત હોય અને જેમાં નવગરેહોબી બરસ્નુમની શકિત સાથનીજ હોય અને મુબેદબી બરસ્નુમની શકિત સાથનોજ હોય-આટલું હોય તોજ બરસ્નુમ આપી શકાય. ત્યારે આજે જે સાહેબો ફસલી રીતે બરસ્નુમ આપવા માગે છે તેઓએ ત્યારે બરસ્નુમની શકિત ઉભી કરવીજ જોઇએ અને તે ઉભી કીધેલી બરસ્નુમની શકિતને બરસ્નુમ ગાહમાં તેમ નવગરેહમાં તેમ દીન-દસ્તુર જે થયા છે તેઓમાં આરાસ્તે કરવીજ જોઇએ અને તે આરાસ્તે થઇ છે તેની નીરંગવરથી જાહેર દુન્યામાં ખાત્રી કરાવી આપવીજ જોઇએ. જો એવી કંઇબી તઇયારી વગર અમથુ નામનું ઓઠુ ઉભું કરીને મુબેદોને ફસલી રોજ માહ ભણાવીને સાધારણ વરસીઆના તરા અને નળના પાણીથા યા કુવાના પાણીથી કે જેમાં બરસ્નુમની શકિત જેવું છેજ નહી તેથી બરસ્નુમ આપે તો તે બધુ દીનના આ મોતેબર હોકમ પ્રમાણે ચાલેજ નહી માટે તે તો એક જાતનો ફારસજ કહેવાય. ઇઠોતેર રેવાયતમાં અને બીજે ઠેકાણે જે ખુદની ખુદીથી બરસ્નુમ આપવા કહેલા છે તેમાં તો ઠેઠ બરસ્નુમની શકિત છે કે જે શકિતને તે મુબેદ કુદરા-

જથી ક્રીયા મારફતે ખેંચીને બરશ્નુમગાહ નવો આરાસ્તે કરીને-તેમાં તે દુરદરાજની બરશ્નુમની શકિત આણીને તે બરશ્નુમને પછી ધીમે ધીમે લેશે તે વાત કે જેની સમજ અહિંયાં આપી છે તે હકીકત તદ્દનજ નોખી છે તે ખુબ ધ્યાનમાં લેવું ઘટારત છે. ફસલી રોજ માહવાળા સાહેબોએ તો નીરંગવરના બળે અદ્રષ્ય ગાતુ-મીનોમાંના પાવ મહેલમાંથી તે બરશ્નુમની શકિત દસ્તુરીના કેહપની સાથે નવા થવાના પાવ મહેલ મારફતે ઉભા કરવાના છે તે મુળ વાત ધ્યાનમાં રાખવાની છે. જો એવી ક્રીયા વગર ફસલી રોજ માહવાલાઓ બરશ્નમની રીતે જે કંઇ ક્રીયા કરે તે નકામી જેવીજ બચ્ચેઆલેકા ખેલ જેવીજ થાય કેમકે ત્યાં બરશ્નુમની શકિતજ નથી. ત્યાં કંઇજ નથી ત્યાં તો પથરાઓ છે તે નોંધવું.



## A

## જરતોશ્તી દએનની ત્રણ મુળ સંસ્થાઓ આતરે વરેહરાન, આતરે આદરાન. આતરે દાદગાહ જેઓને માને આતશાન કહે છે તેઓની ટુંક સમજ. આતરે વરેહરાન અને આદરાન માટે આતશ કદે નામ ઇસલામી દુન્યામાં ચાલુ થયું છે તેની પુરવારીઓ. દાદગાહ શબ્દમાંજ કતનો અર્થ છે તેની સમજ.

જરથોશ્તી દએનની મીનો સંસ્થાઓને લગતા આતશોના ત્રણ મુળ નામો છે જેઓને **'આતરે દાત્યોગાહ,' 'આતરે આદરાંન'** અને **'આતરે વરાહરાન'** તરીકે ઓળખે છે. આ બધા આતશોના મકાનોને પહેલીમાં **માને આતશાન** તરીકે સામાન્ય રીતેગી ઓળખતા હતા. પણ ઇસ્લામી જમાનમાં **આતશ કદે** શબ્દ માને આતાશાનને બદલે વાપરાયો છે. જરતોશ્તી દએનની ગુહયતા જે આ આતશોના મકાનોને લગની છે તે ગુહયતા જયારે આજે આપણને ખબર નથી તો મુસ્લીમોને તે કેમજ ખબર હોય. માટે કોઇગી આતશની સંસ્થાને તેઓ આતશનાં ઘર તરીકે ઓળખે એ સ્વાભાવીક છે. જેમ મુરતીનાં ઘરને બુટખાને કહે છે તેમ આતશનાં ઘરને તેઓ આતશ કદે તરીકે ટુંકમાં ઓળખી ગયા છે. પણ આપણા જરતોશ્તીઓમાં તો જે દરજ્જો તે આતશનો હોય તે દરજ્જો બતાવવાનો છે. આપણે કંઇ મુસલમાની તોરે આતશોની તરફ જોતા નથી. પણ આપણી મરયાદા દ્રષ્ટિ જુદીજ છે તે શું છે?

આતશ કુલ જગતમાં પ્રસરેલો છે. રજેરજના પાયામાં આતશ છે માટે આતશ દરેક જાતની અખ્તીનો ભાર ખમે છે. **જેમ ગેઉશ ઉરવા કુદરતની માતા છે તેમ રજેરજની માતા તરીકે આતશ છે.** આતશ ત્યારે રજેરજને આખરે મુકિતએ લઇ જશેજ. જયારે આતશ પોતાની આસપાસ **તલેસમ** ઉભી કરી શકે છે ત્યારે આતશ પોતાને અપાયલું તે કામ-ફ્રશો-ગર્દ કરવાનું કામ એટલે તે રજને મુકિતએ લઇ જવાનું કામ સરળ રીતે બજાવી શકશે. તલેસમ એટલે તે રથવ્ય ચક્ર-તે ગાહ-કે જે દાત=કાયદા પ્રમાણેની હોય. તલેસમમાં ત્યારે બુરાઇને દુર કરીને ભલાઇનો કશ ઉભો કરવાનો અર્થ છે. આ કશવાળી જગાને દાત્યોગાહ કહે છે. ત્યારે જે ચીજને **દાત્યોગાહ** તરીકે ઓળખે છે તે ચીજમાં તલેસમો હોય એટલે **દાત**=કાયદાસરની વર્તણુક હોય એટલે રથવ્ય ચક્ર હોય. આવી રીતે **આતશ** કે જે ઘરને લગતો હોય કે બહારનો હોય કે જેના ઉપર આજાબ હોય તે આતશને જો આજાબ રહીતનો

કરીને રાખે તો તેમાં મંદ રીતે રહેલા **આથ્ર અહુરહે મજદાઓ પુથ્ર** પોતે જાહેર થઇને તે આતશને તલેસમાતીક કરી નાખે છે. આવા આતશને **દાત્યોગાહ**નો આતશ કહે છે. એમ છે માટેજ વંદીદાદ પરગર્દ આઠમાં **આતશ** જયાં જયાંથી આજાબમાં હોય ત્યાંથી તેને લઇને તેને **દાત્યોગાહ** કરીને પુન્ય લેવાનું ફરમાન છે. આ રીતે જોતા બાડી પીવાનો ગુનાહ છે કેમકે મોંહની ફુંકથી તે આતશ કંઇ દાત્યોગાહ થાય નહિ. એમ આતરે દાદગાહમાં જયારે તલેસમો ઉભી થાય છે ત્યારે તેને દાદગાહ તરીકે ઓળખે છે. એવીજ રીતે દખ્મામાંથી તલેસમો રહે છે માટે દખ્માનેબી દાદગાહ તરીકે ઓળખે છે. આતરે દાદગાહની અંદર તલેસ્મો રહે છે જેની વીગત ઉપર જોઇ છે.

પણ આતરે દાદગાહની તલેસમ **આતરે આદરાન**ની ઉપર પોતાનું જોર રાખે છે. આતરે આદર કુદરતનો તે આતશ છે કે જે નીસ્તીની રજેરજને પોશણ આપે છે. નીસ્તીની રજેરજને તનોમંદ હાલતમાં આણવા-ભોગવટો કરીને પાર પડે ફ્રશો-ગર્દ પુગે તેવી હાલતમાં ઉભી કરવા **ચાર અનાસરો, છ ગાહામ્બારો** અને **વીસ્પ અષઓને સ્તુઇ** એટલે બીજી બરકકતો કામે લાગે છે. આ બધી શકિતઓ નામે ચાર અનાસરો, છ ગાહામ્બારો, બીજી નેઆમતો જગતની રજેરજની ચીજોને તનોમંદ હાલતમાં ઉભી કરે છે જેઓને આ આતરે આદર છેલ્લી નેમે પુગવાની મદદ કરે છે. આ બધી ઉપર કહેલી ગાહામ્બાર વીગેરેની શકિતઓ કે જેઓની ખીશ્કારીઓથી તે રજેરજ થઇ રહે છે તે ખીશ્કારીને આતરે આદર પકવે છે. જેમ ફળ કાચુ હોય તેને ગરમી પકવે છે તેમ આતરે આદર આ બધા છ ગાહામ્બારો, અને બીજી બરકકતના કામોને પુર્ણ કરે છે. રજેરજમાં જે આતશ છે તે આતશની ઉપર ત્યારે ચાર ગાહામ્બારો અને બીજી બરકકત પડીને તે રજને ઉગાડે છે; પણ આતરે આદર તેને જુવાન કરીને તેને નેમી આપેલો વખત પસાર કરવાનું જોમ પુખ્તપણું છેલ્લે આપે છે. એમ આતરે આદર જગતના ખુણે ખુણે પસરીને કામ કરી રહે છે. આતરે આદર કે જે મીનો કરકોનો ઉતરતો ભાગ છે તે વગર ત્યારે જગત હોઇ શકેજ નહિં. આ આતરે આદરને લગતા દુન્યવી તલેસમાતીક આતશને આતરે આદરાન કહે છે, જેવણુ ત્યારે આતરે દાદગાહમાં રહેલી વીસ્પેરદની તલેસમોની ખીશ્કારીને કે જે વરનમાં કામ કરી રહે છે તેઓને પુર્ણ રીતની કારગર ફ્રત્તેહમંદ કરી શકે છે. એમ છે માટેજ આતરે દાદગાહની ઉપરની કીયાઓને સરંજામ કરવા આતરે આદર જોઇએજજ. પણ આતરે આદર પોતાનું આવું જોર હસ્તી અને મીનોઇના આતશોની ઉપર રાખી શકે

છે. હસ્તી તથા મીનોઇના આતશો દાદાર અહુરમજદના આતશમાંથી સીધા નીકળે છે. તેઓ હસ્તી નીસ્તીની કુલ જગતને માટે જેમો cosmic space કરી આપે છે. ત્યારે દાદારનો દમ ઉશ્તાન એટલે દાદારનો મિથ્ર આ આતરેમાં છે, આ આતરેથી હસ્તીની ખીશ્કારી થઇ રહે છે, જેને ગામ રાન્યો સ્કેરેતીમ તરીકે ગાથામાં ઓળખે છે, જેને પહેલવીમાં ગાવે-અઝ તરીકે ઓળખે છે. ટુંકમાં આતરે આદરને મદદ કરનાર કુદરત તે હસ્તીના મીનોઇના આતરો છે. હસ્તી અને મીનોઇના આતરો વગર આતરે આદર જગતના ખુણે ખુણે પસરીને જગતને મદદ કરી શકેજ નહિ. આ બધા હસ્તીના આતરોને આતરે વરેહરાનમાં આણેલા છે જેથી આતરે વરેહરાનને પીરોજગર-બહેરામના જુફ્ત તરીકે ગણેલા છે.

ત્યારે આતરે વરેહરાન જેવણુ પીરોજગર છે એટલે આતરે આદર ઉપર કાબુ રાખે છે એટલે રજેરજ ઉપર કાબુ રાખે છે તેવણુથીજ આતરે આદરનું જોર છે. ત્યારે આતરે આદર જેવણુ પોતે વીસ્પેરદની તલેસમો જે યસ્નમાં ચાલુ થાય છે તેઓને પકવે છે તે પકવવાનું કામ તેવણુ આતશી વરેહરાનના જોમ ઉપરજ કરી શકે છે. આતરે વરેહરાનમાં મીનોઇ અને હસ્તીના આતશો હોય છે. પણુ તેઓમાંના જે કોઇ આતશને અધીકાર મળે તેવણુના નામથી તે આતરે વરેહરાન ઓળખાય. જો આતરે વરેહરાનમાં આઝર ગુશસ્પ અધીકારી હોય તો તે આતરે વરેહરાનને આઝર ગુશસ્પનું આતરે વરેહરાન કહે. પણુ તે બધા વરેહરાનોને બહેરામના પીરોજગરી આપનાર સાહેબના તખલ્લુસથીજ ઓળખે છે. એમ આતશ બહેરામ હોય તેવણુ ગુશસ્પ કે આદર બુરઝીન મહેર કે ખોરદાદના હોય કે આજની માફકના નઇર્યોસંઘ્વ યઝતની ક્ષથ્રના હોય તે બધાઓ બહે-રામની ગતીનાજ રહે. આવું ટુંક વર્ણન આ આતરે દાદગાહ, આદરાન અને વરેહરાનનું છે. આતરે દાદગાહની અંદરની તલેસમો જેઓ ક્રીયામાં ચાલુ થશે તેઓના કેહર્પોને બાતરે આદર પકવી તૈયાર કરી ફ્રેશ્તાઇ ગતાએ પુગાડીને પછી આતરે વરેહરાનને જોરે ઉપર તેઓને હામે લઇ જઇ શકે. ત્યારે આતશની મીનોઇ સંસ્થાઓ કંઇ એક રીતની નથી, જેઓને ટુંકમાં માને આતાશાનને ખાસ નામે ઓળખતા હતા. પણુ ગેરજરતોશ્તી દુન્યા ગમે તેવી વીદવાન હોય છતાં જરતોશ્તી દએનના યસ્નની ગુહ્યતાથી બેખબર હોય તેઓ તે માને આતાશાનને આતરે કદે તરીકેજ ઓળખી ગયા છે.

વટલેલ પારસીઓ જેઓ મુસલમાન થયા હોય તેઓને દએનની

ધરનની ખુબી અને તલેસમોની ખબર કે માહેતી હોયજ નહી. જો હોય તો તેઓ ધર્મને બદલેજ નહિ. આવા મુસલમાન થયલાઓ ભલેને આતશ કદે શબ્દ મોટા આતશ બહેરામો માટે આદરાનો માટે વાપરી ગયા હોય તેનો સવાલ રહયોજ નથી. પણ પહેલવી લખાણુમાં "આતાશ કતઈક" શબ્દ તો આતરે દાદગાહને માટેજ વપરાયલો છે. આની બુરહાન પહેલવી વંદીદાદની આઠમી પરગર્દના ૭૮ મા ફકરામાં ખુલ્લી નજરે પડે છે. એ પરગર્દના ૭૪ મા ફકરામાં આતશ ઉપર નસો બલતો હોય તે આતશને પાક કરવાની વાત આવેલી છે. કહે છે કે આવા નસા–પાક આતશમાંથી નીકળતી જાહરમાંથી ચમચ ઉપર સુખડ મુકીને નવો આતશ કરવો. એમ નવ મરતબે જાહર લઇ તે મારફતે નવો આતશ કરે. કહે છે કે **'અમત્ અઇતુન્ નહુમ્ આતાશ્ અવો હમબરત્ હોમનાત્'**= એવી રીતે એમ નવમા ફેરે આતશની ઝાહર લે, **'અઇધ બઇન્ વખ-ફુન્ત્ હોમનાત્'**=એમ જ્યારે ઝાહર લેવાઇ રહે કે **'પવન્ દેન્મન્ દમીક ઝક્ બરા હના ચેહ્બુન્ત્'**=આ જમીનથા પેલી બીજી જમીન ઉપર (તેને) મેલે. **'દેન્મન્ મીન્ અવસ્તાક પઇતાક ઝક્ ચેહ્વુનેત્ આતાશ કતઈક પવન્ પીશી પવન્ પસી વખદુનેત્'**= અવસ્તામાં એ એમ જાહેર કીધેલું છે કે–ગમે તો બનતુ હોય તો **પવન્ પીશી** =પ્રથમથી (તે ગાલેલા આતશને) **'આતાશ કતઈક'** **'કત'**માંના એટલે પાવ કરીને રાખેલા તલેસમાતીક આતશ માટે **'વખદુનેત્'**=લઇ જાય એટલે આતરે દાદગાહમાં મેળવવા લઇ જાય. (એમ કરે યા) **'પવન પસી'**=પછીથી પાછળથી જ્યારે કામ પડે ત્યારે (કે જ્યારે **'કત'**વાળા આતશો બનતા હોય ત્યારે એટલે જ્યારે આતરે બહેરામ ઉભુ કરવા ૧૬ જાતના આતશોને પાદરીઆમાંથી ચલાવી તેઓને પાક કરીને **'કત'**માં **'આતશ કતઈક'** તરીકે રાખેલો હોય ત્યારે તેવા તે) **'આતાશ કતઈક'** **'કત'**ના આતશ તરફ–પાક કરીને કશ દોરીને રાખેલા આતશો તરફ (૧૬ જાતના આતશો જેઓ તૈયાર થઇને **'કત'**માં રાખેલા હોય તેઓ તરફ) **'વખદુનેત્'**=(કામે લગાડવા) લઇ જાય. એટલે આતશબહેરામમાં **નસાનો** આતશ જોઇએ તેમાં તેને કામે લે. **અહિંયાં 'આતશ કતઈક'**માં પાવ કરીને કતમાં રાખેલા આતશનો અર્થ છે. અહિંયા આતશને રાખ-વાના મકાન તરીકેનો અર્થ નથી. **કતના આતશ દાદગાહના હોય–યા આતશબહેરામ** બનાવતી વખતે ૧૬ આતશોને કતમા રાખે તેવા તે આતશો હોય. પણ આતશે આદરાન માટે અને તેવણના મકાન માટે એ શબ્દ હોયજ નહિ.

**આતશબહેરામ** બનતી વખતે ૧૬ આતશોને '**કત**'માં રાખે છે તેવા '**કત**'માં રાખેલા આતશો માટે આ '**આતાશ કતઈક**' **શબ્દ** હોય છે. પણ આતશ આદરાન કે આતશ બહેરામને માટે કે તેઓને રાખવાનાં મકાનને માટે એ આતશે કદે શબ્દ પહેલવીમાં વપરાયેલજ નથી કેમકે એજ ફકરામાં છેલ્લે કહે છે કે **વ અત્રશ આતાશ ઝકતલુન્તન અવો બુન વરારાન લા રૂશનક** એટલે શરૂઆતથી તેવા તે આતશને (એટલે ઉપર કહેલા નસાના પાક કીધેલા આતશને) **વરારાન**=આતશબહેરામ માટે રદ કરવો કે તે હમુને ખબર નથી. અહિંયાં **વરારાન** શબ્દ ખુલ્લો છે કે જેમાં તે નસાનો આતશ પાક થઇને **આતાશ-કતઈક** થઇને વપરાઇ શકે. અહિંયાંથી સીદ્ધ થઇ શકે છે કે આતશબહેરામ અને આતશ આદરાન શબ્દો ખાસ છે જેઓ **આતાશ-કતઈક**થી જુદા છે. મુસલમાનો ભલેને તે બધું એક ગણે પણ મઝદ યરનાનોની આંખમાં ફરક રહેવો જોઇએ.

મઝદયરની દુન્યામાં કે સાહિત્યમાં કે રેવાજમાં **આતાશ-કતઈક**નું નામ (જેને આજે આતશ-કદેહ તરીકે કહે છે તે નામ) આદરાનના આતશને માટે **અસલ**થી વપરાતું હતુંજ નહી તેની બીજી બુરહાન **દાદગાહ** શબ્દમાંજ છે. જેબી જગા **દાદ=દાત** કાયદેસરની હોય તેમાં પાવીકત હોય છેજ. **દાત**=કાયદા-થીજ '**કત**'=થઇને પાવ ગતી ઉભી થાય. કંઇ ખાલી પાણીથી જમીનને ધોઇ તેથી કંઇ **પાવી** થતી નથી પણ પાવીની જમીનને ચોકસ વખતોવખત ધોવી પડે તે વાત જુદી છે કેમકે '**કત**' માર્યા છતાંબી તેને પાણીથી પાવ કરે ત્યારેજ તે ખરી પાવી કહેવાય જેથી '**પઇત્યાપ**' શબ્દ તેને લાગ્યો છે કે જેમાં '**આપ**'=પાણીનો અર્થ રહેલો છે તે નોંધવું. '**દાદ**'=કાયદા પ્રમાણે થયલી જગા એટલે '**પાવીકત**'ની જગા કે જે દોખ્માની છે તેનેબી દાદગાહ એટલે કાયદા પ્રમાણેની કતની જગા તરીકે આજેબી ઓળખે છે. ત્યારે જો દખ્માની પાવીકતની જગાને **દાદગાહ** કહે ત્યારે પાવીકતની અંદરના આતશ કે જેને **આતાશ** કતઈક કહે છે તેનેબી **દાદગાહ**નો આતશ કહે એ સીધું જણાઇ આવે છે. ત્યારે અહિંયાંથી **સીદ્ધ થઇ** શકે છે કે '**આતશ કદે**'=તે દાદગાહના આતશની જગા હોય. ભલેને આતશબહેરામોનાં મકાનોને પારસી વટલેલ દુન્યા '**આતશ કદે**' તરીકે ઓળખી ગઇ હોય તેથી કંઇ **અસલ** મઝદયરની જમાનાની **સમજ** ઉપર પાણી ફરતું નથી. વટલેલ પારસી દુન્યા આતશ બહેરામ આદરાનોને **આતશ કદે** કહી જાય છે તેથીજ હવે પછીના દીનની તરફકીના જમાનામાં તે વખતના લોકોને સમજ પડી શકશે કે તે વટલેલોને

યસ્નની ગુહ્યતાની ખબર હતીજ નહિ. ભલેને જે જમાનામાં દીનના પેશ્વાઓ નહિં પણ દીનના ખાદેમો બેહદીનો દસ્તુરી આપે અને એમ ગાથામાં જણાવેલી **ઇષો-ક્ષથ્ર**=પેગામ્બરની દાદાર તરફથી મળેલી દસ્તુરીના સીલસીલાની દસ્તુરી જે અથવનોથી દીનના મુળ પેશ્વાઓથી સ્થા- પીત થઇને ચાલુ થયલી હોય તેવી **દસ્તુરી** વગર, બરશ્નુમ વગર, **પાવ મહેલ વગર, ઉરવીસ ગાહ વગર આલાતો બનાવીને પથ્થર અને ધાતુની પુજા શરૂ થાય તે જમાનામાં આતરે આદરાન કે બહેરામને આતશ કહે** કહે.

હવે યજશ્ને વંદીદાદ વીસ્પરદ વીગેરે યસ્નોને આ આતશો કઇ રીતે કારગર કરે છે તે જોઇએ કે જેમાં ગંભીર ખામી આવવે નતીજો કેવો ઉભો થઇ શકે તે દરેકે વીચાર કરી લેવાનો છે.

## આતશ બહેરામો-આદરાનોની ગુપ્ત ખીશ્કારીઓ-ગેરકાયદેસર થયલા આતશનાં મકાનોની વર્તણુકોનો ખ્યાલ-ગેતી ઉપર પડતી વબાઓનો હકીકતી ચીતાર-માનવના ચહારમ અને પુલગુઝારને આસાન કરવાની દુઆ.

આતશબહેરામ-આદરાન કીયા વખતે શું કામ કરે છે? આતરે દાદગાહ કીયામાં શું ફાળો આપે છે? આતરે દાદગાહ ઉરવીસ ગાહની વીસ્પેરતુની ૨૩ તલેસમોને તેમ સરેદ યઝતને પોતામાં રાખીને પછી પાવ મહેલ મારફતે મીનો ગાતુનો સંબંધ કરી રહે છે. જ્યારે જ્યારે યજશ્ને જેવી કીયાઓ થઇ રહે છે ત્યારે ત્યારે દરેક વખતે યજશ્નેનું કેહર્પ અને તેને લગતો હોમીક ફેરશ્તો થઇ રહે છે. દરેક કીયા વખતે ઉભા થતા આવા કેહર્પો અને ફેરશ્તાઓનું તે તે કીયાઓ થઇ રહયા પછી શું થાય? આ બધી મીનો ચીજોને આતશબહેરામ-આદરાન પોતાના રથવ્ય ચક્ર ઉપર એટલે પોતા સાથે ઉભા થયલા **પથ** ઉપર મેલીને તેઓને ગેતીના ગરોદેમાન તરફ- અઇર્યનેમ વેજ તરફ ચલાવી રહે છે. આ કામમાં સરેદ યઝત અને પેલું દસ્તુરીનું કેહર્પ મદદ કરે છે. આ બેઉ વ્યકિતઓને (સરેદ યઝત અને દસ્તુરીના કેહર્પને) ઉપર વાંચ્યું તેમ સાહેબ-દેલાનોના ફસલના પાવ મહેલોની દસ્તુરી અને સરેદની શકિતઓની મદદ રહે છે કે જેથી તે બધા યજશ્નેના અને બીજી મોટી કીયાઓના થયલા કેહર્પો પાદશાહોના તે તે રથવ્ય ચક્રો ઉપરથી રેલરોડ ઉપરથી ગરોદેમાનમાં જઇ ત્યાંના **કવએમ ખરેનો-સઓક મઝદદાત-આપો દાત્ય-આપો અરદવીસુર-વીસ્પે અષઓને સ્તુઇ** વીગેરે વીગેરેથી પોખાઇને પછી મીનો ગાસ તરફ જઇ રહે છે, આતશબહેરામ આદરાનની અનેક ખીશ્કારીઓમાંની આ ખીશ્કારી એક છે.

આ દ્રુજે-દેમાનમાં કે જ્યારે અન્ય જીરમોના લોકોનો ભારે દોર રહે છે અને ગેરરાદી વરતણુકો થઇ રહે છે ત્યારે કુદરતની કાળી બાજુ તેઓની તે વર્તણુકોમાંથી સએન દ્રુજના જીવતા ગુમારો જેઓને ગાથા હા ૨૯-૨ માં અએષેમ કહે છે તેઓને ઉભા કરી રહે છે, કુદરતની અર્ધપિને ગોયા ઘેરી નાંખે છે.

આપણે ઉપર જોયું કે આતશબહેરામો આદરાનો કીયાઓના કેહ-પોને પોતાના રેલરોડ-રથવ્ય ચક્રો ઉપરથી ઉપર લઇ જાય છે. પણ ગેતીની અર્ધપિ તો ગોયા આખી સએન દ્રુજે ઘેરી છે એટલે પાદશાહોના આ રથવ્ય ચક્રો-રેલરોડથી ઘેરાય છે જેઓની ઉપર આ સએન દ્રુજના નીરંતર હોમલા થયા કરે છે જે હોમલાની સામે બચાવ કરવાનો છે. બચાવ કરવા માટે પાદશાહોના જોતીઓની 'હુ-મનશ્ની,' 'હુ-ગવશ્ની,' 'હુ-કુનશ્ની,' અને અરેદ્રો=ભલી ભેટો અને વેરેન=પુર્ણ એતેકાદની જરૂર પડે છે. આ બધું જો પાદશાહોની મદદે નહી આવે તો સાહેબે દીલાનોની ઉપર તે બધો ભાર પડી રહે છે. જાણવું કે જુઝની દુશમનાઇ નાની રજે રજમાંથી-શરીરના અનુએ અનુમાંથી માંડી ગેતીના આ વિશાળ કુદરત નામે ગવમાં ચાલુજ છે. દરેક નાના કે મોટા સાહસોમાં ચાલુજ છે માટે યસ્ન વખતે તેવી દુશમનઇ રહે છેજ એ કુદરતનો ભેદ છે.

દ્રુજે-દેમાનની આ ગેતાનો આવો મામલો કે જેથી ગેતીની અર્ધપિમાં સએન દ્રુજનો ઘેરો રહે છે તે મામલો અને તેને પુગી વળવાની જેટને જોઇનેજ હોકમ અપાયો છે કે આવા ચાલુ જમાનામાં ગેતીના અમુક ગણત્રીના એતરાફમાં સાત આતશ બહેરામોજ જોઇએ; વધુ નહિ. કેમકે તેટલા વીસ્તારમાં રહેલા સાત આતશબહેરામોને લગતી યસ્નની વ્યકિતઓને દોરવવાનું અને તે વખતે થતા તેટલા વીસ્તારની અમુક શાકત સાથના તે સએનના હલ્લાને મારી હઠાવવાનું બની આવે એમ થઇ શકે છે. પણ જો એક પાદશાહનું વધુ કાર ત્યાં જો આવી ચઢે તો સએન દ્રુજને પુગી વળવાનું બનતું નથી અને સએન દ્રુજ ફાવી જાય છે-ગોયા ઉપર જતી બરકકતોમાંથી ગરમી મેળવી પુસ્ત થતો જઇને-વધુ તકવો લઇને ગેતીની ઉપર પોતાની અંદરથી વબાઓને આફ્તોને વધુ જોશથી અને કવખતે નીચે પાડે છે. વળી તે તે પાદશાહોના સ્થળોમાં જે કંઇ યસ્ન દરૂજીઓ થતી હોય તો તેથી ઉપરનો મામલો ઘણોજ સુહેલાઇથી બની શકે છે. પણ પાદશાહોએ પોતે સ્થાપીત કીધેલા રથવ્ય ચક્રો રેલરોડની બરકકતથી તે યસ્ન દરૂજીની ઉપર કુદરતની અસર રોશની પોતાની ચોકી મુકી શકે છે. પણ જો કંઇબી દસ્તુરીના કેહપ અને સરેદ યઝતના ફેરસ્તાના હાજરી વગરના આતશના મકાન-આતશ કદેહ જેને કહે છે કે જેમાં ઉરવીસ ગાહ હોતોજ નથી તે જો જમાનાના જુલ્મથી ઉભા થાય અને ત્યાં જો

ગેરકાયદે યજશ્ને થાય, તો ત્યાંગી યજશ્નેની અંદરની માંથ્રીક તલેસમોથી કુદરતની કાયદે તે બધી ખામીઓથી કચડાઇ ગયલું નરમ પ્રકારનું-ગેર-કાયદે પોતાને અધીકાર વગરનું એવું ઉભું કરનાર કરાવનારને શ્રાપ દેતું કેહપ તો થશેજ. યજશ્નેના કાયદાસરના કેહપમાં ક્ષથ્ર અધીકાર રહે છે સએન દ્રુજની સામે થવા તેના હાથો છુટા રહે છે. પણ આ કેહપને અધીકાર મળતો નથી તેના હાથો બંધાયલા રહે છે. આ કેહપને ઉપર લઇ જનાર રેલરોડ નહી હોવે તે કેહપ કે જે ઘણું નબળું રહે છે તે પોતાની આસાન થવા માટે પેલા રેલરોડ ઉપરજ જવા માંગે. આ વખતે કુદરતી રીતે અઠડામણુ થઇ રહે છે કે જેથી આગલા **પથ** રેલરોડ ઉપર ચાલતા મીનો બ્યવહારને ધકકો પુગે છે. આ વખતે કાળી કુદરતનો પેલો લુટારૂ સએન દ્રુજ તેઓની ઉપર મજબુત હલ્લો કરીને લુટ ચલાવીને પોતે મજબુત થઇને બુરાઇઓના થયલા ગુબારોના ગાભને પરીપકવ કરીને તેઓમાંથી ક-વખતે અને જોઇએ તેથી લાખગણા વેગે પુર જોરથી ગેતીની ઉપર તેઓને વખતે નરમ પ્રમાણમાં પડવા ધારેલી વબાઓને અગાઉથી પાડી રહીને ગેતીની ખાનેખરાબી કરી કરાવી રહે છે. આવા મામલા વખતે કુદરતની સફેદ બાજુ અને તેઓના અનુયાયી સાહેબે-દીલાનો કંઇ હાથ જોડીને બેસી રહેતા નથી પણ તેઓ ઉપર જબરો ભાર પડે છે અને કુદરતનો ઇનસાફ જે કંઇ રાહે રાસ્ત હોય તેમ પગલાં લે છે. ત્યારે કાયદેસરના એટલે દાદારથી-અમશાસ્પંદોથી-અશો સરોશથી-અશો જરથુસ્ત્રથી અને તેઓના જાયનશીનોથી તે છેલ્લા રાએનીદાર સાહેબથી જારી થયલી દસ્તુરી કે જેને ગેતીમાંના કોઇ અષવને લીધી હોય અને તેવણથી ચાલુ સીલસીલામાં શરૂ થઇ હોય તેવી દસ્તુરી સાથના પાવ મહેલના જોડાણવાળા ઉરવીસ ગાહોને અને તેઓ સાથના આતરે વરેહરાનો અને આદરાનોને મીનો ગાસ સાથે સંબંધ રહે છે જે સંબંધના **પથ**ને રેલરોડને રથવ્ય ચક્ર કહે છે. પણ એવી કાયદાસરની રચના વગરની બાંધણીઓમાં જો કે અવરતા માંથ્રો અને યરનોની અચુક તલે-સમોની બરકકતે **ચક્ર** તો ઉભુ થાય પણ તે રથવ્ય એટલે રતુના હોકમ-સરનું રહેતું નથી પણ **અરથવ્ય** હોય, જેમાં બંદોબસ્ત સાચવવાની ગતી ક્ષથ્ર નાહ હોવે ઉપર કહયું છે તેમ કોલીઝનો (અઠડામણો) થઇ રહે છે. જગ-તમાં કાયદા અને ગેરકાયદાનોજ રંગ જામેલો છે. અહિંયાં તેવો રંગ સુક્ષ્મ રીતનો જામી શકે છે. જે સાહેબો આવી બાબદોને હસવા સરખી લેખતા હોય અને કહેતા હોય કે ક્રીયાકામ અને તેઓના સંસ્થાઓ કંઇ દીનનો રહસ્ય નથી-તેઓ તો કોટલાં છે-માવો નથી, તોપછી તેઓ તેવા કોટલાને કાંય સંઘરીને ભવિષ્યની ઓલાદ આગળ પોતાનો ફેસ્તો કરાવતા હશે. ઇનસાન જો અંતઃકરણવાળો હોય તો તે અષ યઝત છે જે ફ્રશો-

ગર્દ લાવી શકે છે. પણ જો તે તેવો નહિ હોય તો અસત્યને જમાવીને ફ્રશો-ગર્દને દુર કરે છે. પોતાના અંતકરણમાં જે હોય તેમજ વર્તવું ઇનસાનનું કર્તવ્ય છે.

ગેરકાયદે કીધેલા આલાતોના પાયા વગરના મહાન ઉપર તલેસમાતીક ક્રીયાઓ થવે અદ્રષ્ય ભુવન ઉપર જે કંઇ બની રહે છે તેનો આવો કંઇક ઝાંખો ચિતાર છે. અવસ્તાની મજમુન સ્તોત યસ્ન પ્રમાણેની છે. નિયાયશ્ન ભણતા-યશ્તો ભણતા કુદરતમાં તેઓને લગતો જુદો જુદો વ્યવહાર ચાલે છે. તેમ **'યસ્ન'** જયારે થઇ રહે છે ત્યારે કુદરતમાં જુદોજ વ્યવહાર ચાલે છે. ગેરકાયદે ઉઘાડે માથે ઉઘાડે પગે-નાપાક બદને જે કોઇ ન્યાયશ્ન-યશ્ત કરે તો બાતેનમાં સ્તોતોનો મિથ્રોનો વ્યવહાર તો વધનો ઓછો થવાનોજ, પણ તે વ્યવહાર બરાબર રીતનો થાય છે કે નહી તેને માટે કુદરતે પોતાની પોલીસ-અસર રોશનીને રાખેલીજ છે. મોટા દરજ્જાના શાહોની આગળ જો ફીતુરી રીતેઅંગીજ બળવાખોરો ખરાબ મતલબે જો જાય તો શાહોના ગાર્ડો તેઓને ઓળખીને બેસી રહેશે નહિજ. પણ જો તેઓ શાહોની આગળ પોતાની તેવી બુરી વર્તણુકોનો એકરાર કરીને માફી માગવા જાય તો તેઓની સાથે તેજ ગાર્ડો જુદીજ રીતે વરતે. એમ એવીજ રીતે ગુનાહગાર માણસો પોતાની ગમે તેવી હાલતોમાં પોતાના દીલમાં પશ્ચાતાપ કરી મહેર-પતેતોથી વીર્દ કરે તેથી કંઇ પાપ થતું નથી. ના ઓર સવાબજ થાય. પણ પાક માંથ્રો જેઓ શાહોની શાન-હોરમતના ક્ષથ્રવાળા અધીકાર રાખીને મરતબો રાખનારા છે તેઓને તેઓના મરતબા મુજબજ કાયદેસરજ પઢાય. એવીજ રીતે યસ્નો ભણાય ત્યારે તે **યસ્ન**ની બાંધણીથી થતી તલેસમો તો થવાનીજ. પણ તે તલેસમો ગેર-કાયદે થવે કુદરતની પોલીસ તેઓ ઉપર પોતાનો અધીકાર ચલાવવાની જ તેમ કુદરતનો ડાકુ તે તલેસમોને પકડવા લુટવા પોતાનું જોમ બતાવવાનોજ. આવું બધું થઇ રહે છે તે બયાન કંઇ **ચસકેલાઓ**-મગજથી ગયલાઓનું નથી. તે જ્ઞાન તો જેઓને હાવીશ્તો કહે છે-દીન-દસ્તુરો કહે છે-નેક મર્દો પરદુખભંજની મર્દો કહે છે તેવા તે દીન-દસ્તુરોએ મેળવેલું અશો જરથુશ્ત્રનું અહુરમજદથી મેળવેલું છે. જાણવું કે કુદરત કમાલની કમાલ છે. તેણી રહેમદીલ છે. તેણી કાયદેસર કામ કરે છે. તેણી ભાર ખમી ખમીને દળી આપે છે. તેણી ગવાહે બઇદ છે. દરેકની પીઠ કેવી છે તે તેણી જાણીને જાહેર કરે છે તે અગાઉ તો તે કરનારનું ચહારમ અને ચીનવત ગુઝારી થઇ રહેવે તે કરનાર ખુદ બ ખુદ આગાહ થઇ રહે છે. ખોદા એવી આગાહી દરેકને જલદીથી-ભુલાવામાંથી બેદાર કરીને આપે એ દુઆ છે.



**ચર્ચગેટ સ્ટેશન સામે બાંધવામાં આવેલાં, મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ "ફસલી-આતશ-કદેહ" વિષે ધર્મ તથા રેવાજની અને ક્રીયામાર્ગીય નજરે ઉભા થતા થોડાક અગત્યના સવાલોની પ્રશ્નાવલી: તેના જવાબો સાથે.**

**લખનારઃ—ડૉકટર ફરામરોઝ સોરાબજી ચીનીવાલા,**
બી.એ , એલ. એમ. એન્ડ એસ., ઑફથેલ્મીક સરજ્યન.



## સવાલ પહેલો.

"આતશ-કદેહ" શબ્દ ઘણોજ દ્વી અર્થી ambiguous હોવાથી એનો ખરો અર્થ "આતશ-આદરાન" કે આતશ-દાદગાહ થાય છે?

**જવાબ-'આતશ કદેહ'** શબ્દનો અર્થ આતશને રાખવાનું મકાન-એમ સાધારણ રીતે કરે છે. 'કદેહ' શબ્દ પહેલવી છે અને તે ફારસીમાં એમનો એમ આવેલો છે. આ પહેલવી 'કદેહ' શબ્દ અવસ્તા 'કત' શબ્દ ઉપરથી છે. 'કત' શબ્દમાં **પાવી કીધેલી** અલાહેદી જગા કે જે બહારના અભડાતથી નીરાળી હોય એવો અર્થ થાય છે. ત્યારે 'આતશ'ને કતમાં રાખીને ઉભું કીધેલું મકાન-એવો અર્થ આતશ કદેહનો થાય. એ પહેલવી શબ્દ **'આતરે-દાદગાહ'**ના પાઝંદ શબ્દની બરાબરનો છે. આતશ કે જેને કાયદા પ્રમાણે રાખેલા હોય એટલે પાવીની અંદર 'કત' કરીને રાખેલા હોય તેને આતરે-દાદગાહ કહે છે. આ આતરે-દાદગાહ શબ્દ માટેનું પહેલવીરૂપ **"આતશ કદેહ"**=એટલે 'કત'માં રાખેલા આતશનું મકાન એમ છે.

પણ આતરે-દાદગાહ એટલે આતશ કદેહની સાથે બીજા ઉંચા મરતબાના આતશોબી રાખેલા હોય, તો તે ઉંચા મરતબાના આતશનું નામ તે મકાનને આપે. એટલે જો આતરે-દાદગાહની સાથે આતશે-આદરાનબી હોય, તો તે મકાનને આતરે-આદરાનજ કહે. **પણ જો 'આતશ કદેહ' કહે તો તે પાઝંદ આતરે-દાદગાહનોજ અર્થ બતાવે.** જેમ આ કદેહ શબ્દ કે જે 'કત' ઉપરથી છે તે 'કદેહ' આતશને લગાડેલો છે, તેમ આ 'કત' શબ્દ કદીમ ઇરાનમાં ઠંડીની મોસમ કે જ્યારે બરફને લીધે ગુજરેલાંને દોખ્મે લઇ જઇ નહિ શકાતાં હતાં ત્યારે તે ગુજરેલાં શબને રાખવા માટેનાં કતવાળાં મકાનને માટેબી

વપરાતો હતો. 'શબ'ને તેની બધી ક્રીયાઓ કર્યા પછી કાયદેસરના કતમાં અમુક મુદત લગી રાખવામાં આવતાં હતાં. ત્યારે જેમ ગુજરેલાં માટેનાં કતનાં મકાનો provisional ચોકસ અગવડને પુરા પડવા માટે રહેતાં, તેમ આતશ કદેહબી તેવેજ અર્થે-એટલે જયારે આતરે-આદરાન કે વરાહરાન નહિ થઈ શકતા હતા યા હોય ત્યારે દાદગાહ ઉભા કરીને અમુક મુદત માટે ઉભા કરવામાં આવતા હતા અને આવે છે. ત્યારે **આતશ કદેહ** શબ્દ સીરફ આતરે-દાદગાહનોજ અર્થ રાખે છે-તેને આતરે-આદરાનનો અર્થ અપાય નહિ તો પછી આતશે-બહેરામનો અર્થ કેમજ અપાય ?

જેને આજે આપણે લોકો **ઈબાદતગાહ** કહીએ છીએ, કે જેમાં આજે આતરે-દાદગાહ રાખવામાં આવે છે, તેવા આતરે-દાદગાહ સાથના ઇબાદત ગાહો આતશ કદેહ તરીકે ઓળખાતા હતા જેને **"દરે-આદર"** તરીકેબી ઓળખતા હતા. એવી રીતના **"દરે આવ"** તરીકેના ઇબાદત માટેનાં મકાનોબી અસલ હતાં. **દરે-મહેર** શબ્દ આજે જાણીતો છે. દરે-મહેર શબ્દ પાવ મહેલવાળી જગાને માટે વપરાય છે. **'મહેર'**=સત્યતા-રાદી ગતી-કુદરત એટલે પાવ મહેલનો જલ્વો. આવા પાવ મહેલનાં મકાન કે જેમાં આતરે-આદરાન હોય તેને **દરેમહેર** કહેતા હતા અને કહે છે.



## સવાલ બીજો.

જો આ "ફસલી" આતશ-કદેહને "આતશ-આદરાન" તરીકે ઓળખવામાં આવે તો, આ નવી બંધાએલી ફસલી અગીઆરી ધર્મ તથા રેવાજની નજરે કાયદેસર ગણાય કે ?

**જવાબ**-સવાલ નંબર એકમાં જણાવેલાં કારણોને લીધે આતશ કદેહનું મકાન આદરાન તરીકેનું ગણાયજ નહિ. પણ જો તેવાં આતશ કદેહને આદરાન તરીકે ગણવા માંગે તો તે રેવાજની નજરે કાયદાસરનું ગણાયજ નહિ. હાલમાં જાહેર દુન્યામાં હિન્દમાં કે ઇરાનમાં **ફસલી રોજ માહના અમલના પાયા ઉપર બંધાયલો પાવ મહેલ કે દસ્તુરી હસ્તીમાં નથી,** એટલે પછી તે ફસલી પાવ મહેલ માટે ઉભા થતા આલાતો નથી. આલાતોમાં આતશ એક આલાત છે એટલે **ફસલી રૂઢીનો**

**આતશ આજે કેઠે નથી.** આવી વસ્તુ સ્થીતી છે. ત્યારે જો કોઇ અશવન સાહેબ વરતીરંગને જોરે ફસલી રોજ માહના અમલની ઉપર નવોજ પાવ મહેલ બાંધીને નવી દસ્તુરી ઉભી કરીને આલાતો કરે, તોપછી તે આલાતો-માંનો આતશ જે ત્યાં તે અશવન સાહેબે વરતીરંગને જોરે ઉભો કીધો છે તે કયા દરજ્જાનો છે,–આદરાનનો કે વરેહરાનનો તે ખસુસજ જણાવવાજ જોઇએ, કે જેથી માલમ પડે કે નવોજ ફસલી પાવ મહેલ જે નીરંગે-વરથી થયો છે, તેમાંના આતશ પોતે આદરાન કે વરેહરાનના દરજ્જાના છે. માટે **ફસલી આદરાન તરીકે ઓળખાતાં મકાનને 'આતશ કદેહ' નામ અપાયજ નહિ.** પણ જો આતશ કદેહ નામ આપે તો તેને ફસલી કે અસલી કંઇબી નામ સાથે વાસ્તોજ નહિ હોય, કેમકે ત્યાં પાવ મહેલ નથી એટલે આલાતો કયાંથીજ હોઇ શકે? તો પછી ત્યાં કોઇબી કેલેન્ડરના રોજ માહનાં અમલનું પ્રદરશન છેજ નહિ એમ ખુલ્લું જાહેર થાય.



## સવાલ ત્રીજો.

કોઇબી આલાત બરપા કરવાની તેમજ કેબલો પરથાવવાની ક્રીયા **અનજુમનની સંમતી** તેમજ અનજુમનનાં સભ્યોની સાક્ષીરૂપી હાજરી વગર થઇ શકે કે?

**જવાબ**–કોઇબી આલાત બરપા કરવાની, તેમજ કેબલો પરથાવવાની ક્રીયા અનજુમનની સંમતી અને હાજરી વગર થઇ શકેજ નહિ. તેનાં કારણો છે: કેબલો પરથાવવો કે આલાતો ઉભા કરવા–પાવ મહેલ કરવો એ બધું દીનના **યસ્ન**ના વિભાગમાં આવે. દીનનો યસ્નનો ભાગ તેના જોતીની અમર હાલત લાવવા અર્થે થયો છે. **'યસ્ના અમૅરતાતૅમ'**=યસ્નથી અમર્ગી છે, એમ ખુદ **ગાથાના ૩૪ મા હામાં** કહયું છે.

આવી હાલત ત્યારે તે જોતીઓના સમાજની વાત થઇ. જે કંઇ જોતીઓનાં આવાં ભલાં અર્થે થવાનું હોય તેમાં તે જોતીઓની સંમતી જોઇએ, કેમકે જોતીઓએ તે બધી ઉભી થવાની સંસ્થાને ટેકવવાની છે એટલુંજ નહિ, પણ તે સંસ્થાઓને ચલાવનારના ફરમાન મુજબ વર્ત્તવાનું છે,–જોતીઓ આમ કરશે–તેઓના કાનુનોને માન આપશે, કેમકે તેમાં

તેઓનો ઉદ્ધાર છે એ બધું જોતીઓને સમજાવીને તેઓની ખાત્રી કરાવીને તેઓની સંમતી લેવાની છે. સંમતી જોતીઓ આપે છે તેને માટે તેઓને તે તે પરથાવવાની ક્રીવાઓમાં હાજરી આપવાની છે. જો કોઇબી દુન્યવી અને પોતાના સ્વાર્થ અર્થેની પોતાનાજ ભોગવટા માટેની પોતાની માલેકીની સંસ્થા હોય તો તેમાં તે માલેકની મુનસફી હોય, માટે બીજાઓને–અનજુમનને પુછવાની બોલાવવાની જરૂર રહે નહિ. પણ દીની સંસ્થાઓ ભલેને કોઇ ઝરદાર પોતાની માલેકીથી ખોલી આપે, પણ તે સંસ્થાઓ તો સમાજના ઉપયોગ માટેજ હોય, કેમકે તે સંસ્થાઓ ખોલવામાં તે સાહેબે–ઝરનો અંગતનો દુન્યવી સ્વાર્થ કે અંગતનો દુન્યવી ભોગવટો રહેતો નથી. પણ તેમાં સમાજ માટેની સગવડ રહે છે માટે તે પરમાર્થ છે, માટે સમાજની તેના ઉજવવામાં અને પરથાવવામાં સંમતી –મરજી–સામેલ થવાતું હોય છે, માટે તેમાં સમાજનો અવાજ હોય છે. આજેણી મોબેદ સાહેબો કંઇબી પાવ મહેલની મોટી ક્રીયા કરે ત્યારે તેઓ અનજુમનની તેમ પોતાના વડા દીન–દસ્તુરની રજા લે છે. એ રેવાજ અસલથી ઉતરેલો છે અને દીની કાયદા પ્રમાણેનો અને દુન્યવી વહેવારને પેશ પડે તેવો છે. આલાતો પરથાવવાનો–કેબલાઓ ઉભા કરવાનો લાહવો સમાજ માટેનો છે, માટે સમાજને તે આલાતો–કેબલાઓ તરફ ફરમાન–બરદારી ઉઠાવવાની છે. ફરમાન–બરદારી ઉઠાવવાનું પેમાન ત્યારે સમાજ અનજુમન પાસે લેવાનું છે, જે વિના ત્યારે દીની સંસ્થાઓ થઇ શકેજ નહિ. જો એક જુના રેવાજ પ્રમાણેનો આતશ કે આલાતોને પરથાવવાનો હોય તો તે લોકોની અગવડ દુર કરવા માટેજ હોય. તે લોકોને તેવી દીની સંસ્થાનો લાભ લેવા દુર જવું પડતું હોય માટેજ નજદીકમાં તે સંસ્થાઓને ઉભી કરે–એ વાત તો સમજાય તેવીજ છે. માટે તે જુના રીવાજ પ્રમાણેની સંસ્થા તે તરફની અનજુમનની સંમતીથી થઇ.

જો રેવાજમાં ચાલુ નહિ હોય તેવી સંસ્થા જેવી કે ફસલના રોજ માહ ઉપરના પાવ મહેલ અને દસ્તુરી ઉભા કરીને તેઓ મારફતે આલાતો ઉભા કરી આતશને પરથાવવાની શરૂઆત કરવી હોય, તો તેબી લોકોનાંજ ભલાં માટે હોય–માટે લોકોને તેમ થવાની મતલબ–કારણ સમજાવવાં જોઇએ. અને તેઓની પુર્ણ સંમતી નીરંગે–વરના અખતરાથી કરાવવીજ જોઇએ, એટલે તે નવા થતા પાવ મહેલ અને નવી થતી દસ્તુરીના સીલસીલાનાં ખરાંપણાંને માટેની અસાધારણ રીતની દીનની કસોટીઓ કરાવીને તેઓની સંમતી મેળવવી જોઇએ. નવાજ પાવ મહેલ–દસ્તુરીને ઉભો કરનાર તો **અષવન** હોય, કેમકે અષવનજ નીરંગે–વરનો બનાવ બનાવી

શકે. આજે રેવાજમાં ખાલી આલાત આતશ પરથાવે છે, પણ તે પરથાવવા માટેનો પાવ મહેલ કંઇ ઉભો કરવો પડતો નથી, કેમકે જુનો પાવ મહેલ અને દસ્તુરી ચાલુ છે માટે જુની રીતના પાવ મહેલમાંથી તે જુનાના સીલસીલામાંથી આલાતો અને દસ્તુરી ઉભા કરવા માટે નીરંગે-વર જેવા અસાધારણ પ્રયોગો કરવા પડતા નથી. પણ આજે જણાયલી તે આલાતો ઉભા કરવા માટેની ક્રીયાઓ કાફી (પુરતી) છે. ત્યારે આવું બધું જે કરવાનું હોય તે બધું કોઇબી રીતે લોકોની માંગણી-સંમતી-હાજરીથીજ થાય છે. પણ જો નવોજ પાવ મહેલ અને નવા સીલસીલાની દસ્તુરી ઉભા કરવા હોય એટલે નવા રોજ માહના અમલને જોરે અદ્રષ્ય તલેસમાતીક રચના કરી તેની મારફતે દસ્તુરી ઉભા કરવાની હોય તો તે તલેસમાતીક પ્રયોગને લગતી વાત થઇ એટલે નીરંગે-વરને લગતી વાત થઇ. આવા તદ્દન નવાજ અદ્રષ્ય તલેસમાતીક દીની મહાલને ઉભા કરનાર નરબી તેવોજ તલેસમાતીક હોય, જેવણ નીરંગે-વર ઉભો કરે એટલે જેવણ લોકો આગળ અસાધારણ પ્રયોગ કરી બતાવી પોતાના તે રોજ માહના અમલનું સત પુરવાર કરે. આ બધું જાહેર મીજલસોની આગળજ થાય છે, કે જેઓને અમુક મુદત અગાઉથી જાહેરનામાંઓથી બોલાવવામાં આવે છે. નીરંગે-વરનું સત બતાવીને તે નર લોકોની સંમતી અને દીલોજાનની તાબેદારી અને મદદ મેળવી શકે છે.

આમ ત્યારે કોઇબી રીતે દીની સંસ્થાઓ ખોલવા લોકોની સંમતી જોઇએ. જો કોઈ માનવ ફેરાવાન થઇ દીનની સંસ્થાને ઉભા કરવામાં ગલતી કરે, તો તે સંસ્થાની જેમ ભલાં અસર તે અનજુમનને મળે તેમ બુરી અસરબી અનજુમનનેજ મળે માટે અનજુમન તેઓને તેવા ખોટા માર્ગે જતા અટકાવી શકે. એમ ત્યારે અનજુમનની સંમતી અને અનજુમનના સભ્યોની હાજરી વગર-તેઓની ખાત્રી થયા વગર-તેઓના વિશ્વાસ વગર દીની સંસ્થાઓ ખુલી શકે નહિ.

# સવાલ ચોથો.

જો નવા ફસલી-સ્વતંત્ર-આલાત બરપા કરવા માટેની સંપુર્ણ જરૂરી ક્રીયાઓ જાહેરમાં નહિ હોય, તો પછી "આતશ-આદરાન" થઇ શકે કે?

**જવાબ**-સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવા માટેની સંપુર્ણ જરૂરી ક્રીયાઓ અને લાયકાત જાહેરમાં આજે રહયાજ નથી. માટે તેવા સ્વતંત્ર ફસલી આલાતને લગતા આતશે-આદરાન આજે કોઇથી થઇ શકેજ નહિ. ફસલી આલાત અને તે આલાતોમાંના આતરે-આદરાંન સ્વતંત્ર છે એની સમજણી આજે જાહેરમાં રહેલી લાગતી નથી. આજે જો કોઇ સાહેબ સ્વતંત્ર ફસલી આલાત અને આદરાન નવો પાવ મહેલ અને તે પાવ મહેલથી મળતી નવા સીલસીલાની દસ્તુરી વગર જુના પાવ પહેલની અંદરથી કરવા માંગે, તો પછી નાચારીએ કહેવું પડે છે કે તેઓને સ્વતંત્ર ફસલી આલાત શું હોય તેની ખબરજ નથી.

આજનો કોઇબી આલાત અને તે આલાતોમાંના આતશો તો અસલથી ચાલી આવતા બે રીતના પાવ મહેલોમાંથીજ ઉભા થયા કરે છે: એક પાવ મહેલ કદમી સાહેબોનું છે જે પાવ મંડલ તો સાસાનીઅન ઇરાનના કદીમ પાવ મહેલોમાંથી ઉતરી આવે છે. ૭૮ રેવાયતોમાં તુટેલા બરશ્નુમને બરશ્નુમ દેનારાઓની ગેરહાજરીમાં ખુદની ખુદીથી સમુ કરવાની રીત આપી છે તે રીતમાં તો બધા આલાતો-દસ્તુરી હાજર છે, કદીમી રોજ માહ પઢવાનો છે એટલે તે કદીમી પાવ મહેલ તેની જુની દસ્તુરી સાથનો હાજર છે એમ માન્ય લીધેલું છે. અને હિન્દના અન્ય દસ્તુર સાહેબોએ નવા આલાત-નવું બરશ્નુમ ખુદની ખુદીથી લઇને કરવાની જે રીતો લખી છે તેમાંબી જુના પાવ મહેલ-દસ્તુરી અને જુના રોજ માહ પઢવાનું માન્ય રાખીનેજ તેવી હકીકત લખી છે. ત્યાં નવો રોજ માહ ઉપર નવો પાવ મહેલ અને નવી દસ્તુરી પેદા કરવાની વાત આપીજ નથી જે વિષે આગળ વાંચી ગયા છીએ. એમ આજે કદીમી રોજ માહ અને દસ્તુરી પ્રમાણેનો પાવ મહેલ ઇરાનમાં તેમ હીન્દમાં છે. બીજો પાવ મહેલ શહેનશાહી સાહેબોનો છે, જે હીન્દમાં આવેલા તે બુઝર્ગવાર દસ્તુરે-દસ્તુરાંન જેવણ દહયુપતના દરજજાના નર અશવન હતા, પસે-રતુના મહાન દરજજાના

નઇર્યોસંઘહ આતશની શકિત રાખનાર હતા તે રદ સાહેબ નઇર્યોસંઘહ ધવલે અને તેઓના બીજા તેટલાજ બુઝર્ગવાર સાથીઓએ હીન્દમાં નવેસરનો એટલે **ફસલી રીતનો ઉભો કીધેલો હતો તે પાવ મહેલ ફેરવાઇને આજે તેની રસમી પંચાંગ માટેની અમુક કીલ્લેબંદી સહીત ઉતરી આવેલો છે.** કોઇબી પાવ મહેલ જ્યારે નવોજ ઉભો થાય તે તો વર-નીરંગથીજ નર અશવનોથીજ થાય, જે હમેશ ફસલનોજ હોય. પણ જેમ ગાહે ગાહે અસર રોશની અને અસરે-તારીકીની ખુલ્લી લડાઇઓ થયા કરે છે જેમાં નવ મીનીટ પછી અસરે-તારીકી જીતાઇ જાય છે, તેમ દર ચાર વર્ષે કે જ્યારે એક દહાડો ઉમેરવાનો મોકકો ઉભો થાય છે, ત્યારે તે ૨૪ કલાકમાં તે કાળી બાજુનો જબરો હલ્લો સફેદ બાજુ ઉપર થાય છે, કે જેને અટકાવવા કુદરતમાંના પાંચ ગાથાઓનો સરદાર **અવર દાદગાહ સાલરોજ** બહાર પડે છે. આ વખતે આ ફસલી પાવ મહેલ જોખમાય છે માટે તે વધારાના દીવસે **વર નીરંગને** જોરે તે પાવ મહેલનો બચાવ કરવો પડે છે અને તેની જોખમાયલી ગતીને સમારવી પડે છે. પણ જો ચાર વર્ષે તે પાવ મહેલનો બચાવ કે સમારકામ નહિ થાય, તો તે પાવ મહેલની શકિત ઘટે છે, અને છેલ્લે જો ૧૨૧ વર્ષે તેને એક મહીનાની નીરંગે-વરની ક્રીયાઓથી નહિ સમારે, તો તે પાવ મહેલ નીર્થક થઇ જાય છે. પણ જો ૧૨૧ વર્ષે એમ માલમ પડે કે હવે પછીના ૧૨૧ વર્ષના તે ભવીષ્યમાં સમારવા માટેના નીરંગે-વરના મુવેદો નહિ મળશે, તો પછી નીરંગે-વરની અમુક ક્રીયાથી તે છેલ્લા અશવનો તે પાવ મહેલને અમુક જાતની કીલ્લેબંદીમાં મુકીને તે **પાવ-મહેલને** *સનદ કરે છે એટલે ભવિષ્યમાં વધુ નહીં જોખમાય એવી કીલ્લેબંદીમાં મુકીને તે પાવ મહેલને ઉશતવાર બનાવે છે-ખુશહાલ ગેઉશ ઉરવાની મનશકિતનો ભાર-બરદાર બનાવે છે. એવી સનદ થયાથી મીનો અદ્રષ્ય કીલ્લેબંદીમાં તે પાવ મહેલને મુકીને ગેતી ઉપરના તે પાવ મહેલનો તે અદ્રષ્ય ભુવન ઉપરના મીનો ગાસ સાથનો

---

* **'સનદ'** કરવું એટલે હાલત બદલાતી વખતે જે કંઇ દુખ ગેરબંદો-બસ્તી થતી હોય તેને નહિ થવા દેવું તે. એક દાખલો લઇએ. એક આબેદ જો કંઈક કારણસર એક જાનવરને હલાલ કરે ત્યારે તે આબેદ પહેલા તે કપાતા જાનવરના જાનને તેની ઇચ્છા વાસ્નાને-તેવીશીને-મન્છાને સનદ કરે છે એટલે એવી રીતે ફેરવી નાખે છે કે તે જાનવરને તેની કપાતી હાલતમાં અત્યંત સુખ બહેસ્તની હાલત માલમ પડે. એટલે તેનો જાન રડે નહિ છંછેરાય નહિ પણ ઓર ખુશ થાય.

સંબંધ આડકતરો કરી નાખે છે, કે જેથી તે અસરે-તારીકીના દર ચાર ચાર વર્ષે થતા હલ્લાની નજર ચુકાવી દેવામાં આવે છે. આવા આડકતરા સંબંધથી તે પાવ મહેલ ઉપર ૧/૩ અસરજ આવી શકે છે કેમકે મીનો ગાસ સાથે ૧/૩ જેટલોજ તે પાવ મહેલ જોડાયલો રહેલો છે. આવી રીતનાં 'સનદ' થયલાં જોડાણથી ગેતી ઉપરનો તે પાવ મહેલ દર ચાર વર્ષે થતા અસરે-તારીકીના આશેબથી નોખો રહે છે. તેનું વર્ષ ૩૬૫ દહાડાનું અને કબીસાના વધારા વગરનું થવે એટલે તેનો સંબંધ અરથ્યનો અકુદરતી થવે-કુદરતની સફેદ બાજુ સાથે તે પાવ મહેલને છુપો સંબંધ થાય છે જેથી તે (અહીરીમનની) કાળી શકિતઓ આગળ (તે કાળી બાજુને ખબર પડે નહિ તેમ-સનદ કરવાની ઉપર કહેલી કીલ્લેબંદીને લીધે) તે ૧/૩ પાવ મહેલ આપણુ માનવની માફક તે કાળી બાજુની આગળથી અદ્રષ્યજ રહે છે. આવી રીતે રસમી રીતમાં ફેરવી નાખેલા પાવ મહેલ આજે હીન્દમાં ઉતરી આવેલા છે. ઇરાનના પાવ મહેલોબી એવીજ રીતે 'સનદ' થયલી કીલ્લેબંદીના કીધેલા છે. આવી રીતના રસમી તોરના ઉતરી આવેલા હીન્દના પાવ મહેલમાંથી હીન્દના બધા જુદા જુદા ટોળાઓના શહેનશાહી આલાતો અને આતશો થયા છે. ત્યારે આજે કોઇબી શહેનશાહી કે કદીમી રોજ માહના અમલથી નવો પાવ મહેલ ઉભો થાય છે તે સ્વતંત્ર નહિ હોય, પણ તે તો ઉપર સમજાવેલાં અસલના બે મુળમાંથીજ ખેંચાયા કરે. પણ આજે જે કોઇ શહેનશાહી કે કદીમી રોજ માહને બાજુએ મુકીને ફસલના રોજ માહ ઉપર દીની સંસ્થા ઉભી કરવા માંગે, તો તેઓને તે ફસલના રોજ માહના અમલની ઉપર-ઉપર કહેલા બે પાવ મહેલોથી જુદો-સ્વતંત્ર પાવ મહેલ ઉભો કરવો પડે છે. **પાવ મહેલ એક અણદીઠ તલેસમાતીક કુદરત વસેલી રચના છે, જે અસાધારણ છે,-જે એક વખત થઇ તો હજારો લાખો વર્ષ લગી રહી શકે છે.** આવી અસાધારણ રચના ત્યારે અસાધારણ નરથી અસાધારણ માલ મસાલાથી થઇ શકે તે સમજાય તેવું છે, અને તે અસાધારણ ચીજો ખરેખરની અસાધારણ છે તેનું સત ઉભા થવા માટેનો પ્રચાર-ભોગવટો જાહેરમાં તેઓ કરાવે એટલે મોજેજા રૂપની કસોટી તેઓ ઉભી કરીને તેમાંથા તેઓ પસાર થાય એમ જાહેર આલમ આગળ પોતાનું સત બતાવે તે બધું સમજાય તેવું છે. **કદીમ ઇરાનમાં અસાધારણ પ્રયોગો ઉભા કરવાની રીતને 'વર નીરંગ' તરીકે ઓળખતા હતા.** દુન્યવી બાબદમાં તેમ દીની બાબદમાં અમુક સત્યતા બતાવવા માટે વર નીરંગના પ્રયોગો કદીમ ઇરાનમાં થતા હતા તે તો જાણીતું છે. દીનની જુદી જુદી

બાબદોમાં **વર નીરંગ** થતી હતી. લોકોને જરથોસ્તી દએન ઉપર સાબેત કરવા, તેમ જરથોસ્તી દીનની ચોકકસ ચીજમાં સત્ય છે તે જાહેર કરવા, તેમ આવી રીતના નવાજ પાવ મહેલ ઉભા કરવા, તેમ આદરોનાં જુના મકાનોને સમન્દરની રૂઢીએ સજીવન કરવા **નીરંગવર**ના પ્રયોગો થતા હતા. આજે તેવા સ્વતંત્ર પાવ મહેલ અને આલાતો અને આદરો ઉભા કરનાર અસાધારણ માનવો જેઓને અશવન કહે છે તેઓ ભી નથી-તેવા અશવનોને પેશ આવે તેવો જમાન-જમીન અને અનજુમન અને શાહેનશાહતબી નથી એટલે તેવું થવા માટેની સામગ્રીઓ નથી, તેમ તે બધું કરવા માટેની સમજ યસ્ન વીગેરે કંઇજ રહયું નથી. જેમ season=રૂતુ હોય અને તેને બરનો પાક થાય, તેમ ફસલના અમલની જયારે season રૂતુ જમાન આવશે, ત્યારે તે બધું આપોઆપ જાહેર થશે. આજે જો ચાલુ રોજ માહ ઉપરના નાહનોની અને બીજી સાધારણ ક્રીયાથી થતા નવા બરસ્નુમ મારફતે આલાતોને નવા ઉભા કરે તો તે ઉપર કહેલા અસલ પાવ મહેલ જે જમાનાઓ સૈકાઓથી અમુક કીલ્લેબંદી સહીત ચાલી આવે છે તેના અસલ ચેરાધમાંથી ઉભા થાય છે. એમ આજે સ્વતંત્ર આલાતો એટલે નવો પાવ મહેલ ઉભો કરવાનું કંઇભી છેજ નહી. **નીરંગે-વરનો પ્રયોગ એટલે 'માંથ્ર'ને જોરે અસાધારણ બનાવો રજુ કરવાનો પ્રયોગ દીની બાબદમાં તેમ જાહેર દુન્યાના ભોગવટાઓની બાબદોમાં તેમ કોર્ટ દરબાર આગળ જુબાનીનું સત પુરવાર કરવામાં બજા લાવવામાં આવતા હતા,** જેના ઇશારાઓ ખુદ ગાથા તેમ વદીદાદમાં અનેકો છે-માટે ફસલના સ્વતંત્ર પાવ મહેલ કરીને તેનું સત નીરંગે-વરથી થાય એમ બોલવું કદીમ ઇરાની મઝદયસ્નની પહેલવી સાહેબોની ખુદનીજ જબાન છે.

## એમ જયારે ફસલી આલાતો પાવ મહેલ થઇ શકેજ નહિ-ત્યારે શું થઇ શકે?

પણ આજે જો ફસલી રોજ માહ ઉપર ચાલવા લોકોની અમુક સંખ્યા ઉત્સાહ રાખતી હોય તો તે તે લોકોની અંગતની વાત થઇ. તે લોકો પોતે પોતાની અંદરના આતશ નામે આતરે-વોહુ ક્રિઆનને તે ઉત્સાહનો હદીઓ ચઢાવ્યા કરે અને એમ પોતાની અંદરના તે આતશને આતરે-દાદગાહ તરીકે ઉભો કરીને તેવા થયલા તે **આતરે-દાદગાહ** ની પાસે દુઆ માંગીને તે આતરે-દાદગાહની તરફથી દાદારની આગળ પોતાની દુઆ-ગુઝારી કરે. પણ જો એવા બધા ઉમંગી સભ્યો કે જેઓનાં તનમાંનો આતરે-વોહુ ક્રિઆન તેવા મુરાદી હદીઆથી તેઝ થયલો હોય,

તેઓ બધા એકમત થઇને એક જાહેર આતરે-દાદગાહ ઉભો કરીને પોતાના અંદરના તે આતરે-દાદગાહના હમકાર તરીકે તેને લઇને તે જાહેર દાદગાહને તેઝ કરીને તેની ઉપર ફસલના થવાની મુરાદનો અરૅદ્ર=હદીઓ આપ્યા કરે, તો તે કાયદાસરની વાત થઇ. આવી જગાને તેટલા માટે એબાદત ગાહ તરીકે ઓળખે છે અથવા 'દરે-આદર' તરીકે ઓળખે છે, જેમાં સીરફ તે આતશે-દાદગાહજ હોય-બીજું કંઇબી હોયજ નહિ. આ દાદગાહ તે બધા સભ્યોની અંદર ઉભા થયલા વોહુ-ક્રિઆનના દાદગાહની સાથે જોડાઇને તે ખાસ મુરાદને દાદાર આગળ રજુ કરવા રાતોદીન બળ્યા કરે. આવી 'દરે-આદર'માં પાવ મહેલ કે આલાતો હોયજ નહિ. ત્યાં તો તે બધા સભ્યો જેઓ અરેદ્રા તરીકે ત્યાં જાય છે તેઓની ભલી દુઆ બંધાતી રહે, અને જયારે તે દુઆ પરી પકવ થાય ત્યારે ખુદ ફેરસ્તો થઇને-દાદારની પાસેથી મંજુરી લઇને તે દુઆને બજા લાવે-એમ થઇ શકે એ મહા પુન્ય છે. પણ સવાલ એ છે કે આજે એવા 'અરેદ્રો' છે કે? અરેદ્રો એટલે તે સભ્યો કે જેઓ પોતાની અંદરના આતરે-વોહુક્રિયાનની ઉપર ફસલના જાહેરમાં ચાલુ થવાની દુઆ સાથનું સુખડ ચઢાવતા રહીને તે ખુદ પોતામાંના આતશને તે દુઆના ખુઆન ઉપર તખ્ત-નશીન કરીને ખુદ તે પોતાના આતશને આતરે-દાદગાહ તરીકે ઉભો કરે એવા સભ્યો આજ છે કે? તેઓ ભલેને જાહેરમાં એક બીજા વચ્ચે દુન્યવી લેવડદેવડમાં એકમત નહિ હોય, પણ દીની આવી બાબદમાં એક બીજા તરફ એકમતના થઇને તેવા એક વીચારના થઇ રહે. આવાઓ પોતાની તે દુઆને જોર આપવા એક જાહેર રીતનો આતરે-દાદગાહ બાંધી શકે, કે જેવણની આગળ તેઓ બધા મલીને સાથે ભણીને એકસરખી દુઆ કર્યા કરે, જેથી ખરેજ ભલું પરીણામ જલદીથી પ્રાપ્ત થઇ શકે. પણ કહેવાની અતી દીલગીરી ઉત્પન્ન થાય છે કે હમો જેઓ ફસલને માંગીએ છીએ તેઓ ખુદ પોતે પોતાની અંદરના આતરે-વોહુક્રિઆનને આતરે-દાદગાહ કરી શકીને એકમતના હમ-મિથ થઇ શકયા નહિ અને થઇ શકતા નથી, તો પછી તે માલે-ઝરના સાહેબો જેઓ આવી બધી બાબદોથી તદદનજ બેખબર છે તેઓ તેવું કઇ રીતે કરી શકે? છતાંબી એક 'દરે-આદર'-એબાદત ગાહ ફસલનાં નામે ઉભી થાય તેગી કંઇક ઠીક કહેવાય, કે જેમાં 'દરે-મહેર'નો પ્રભાવ હોયજ નહિ, પણ તે માંહે જતા માનવીઓ પોતાની તે દુઆની મહેરથી દુઆની સત્યતા-રાદી ગતીથી દરે-મહેરે-ફસલી ઉભા થવાની આવશ્યકતા ઉભી કરી શકે.

આવા એબાદત ગાહમાં ફસલના હિંગામો રસમી મુવેદ સાહેબોના

**અસલ અમલને જોરે ઉજવી** શકાય. તે રસમી સાહેબોનો **અમલ** ફસલના તે વખતના પ્રવાહોને અસલથી ૧/૩ વેગે વધુ ઝડપે ખેંચીને અસલ મુરાદને જોર આપી શકે. આજનો પાવ મહેલ તે **દરબાન** છે, તે **અસ્તો** છે, તે **ફરેશ્તો** છે, કે જેવણુ આપણી ફસલની મુરાદનું કહેણુ દાદારની આગળ લઇ જઇ શકે, તે દરબાનને જો તમે ભુખે મારશો તો તમારી તે દુઆ ફળીભુદ થઇ શકશેજ નહિ.



## સવાલ આઠ અને નવ

**નોંધ:—**(૫-૬-૭ સવાલોની બાબદોને સમજાવવાની સવળતા ખાતર પહેલાં લખવાની રજા લઉં છું. પછીથી ૫-૬-૭ સવાલો લઇશું).

જો "ફસલી" અગીઆરી બરપા કરે, તો પ્રથમ ફસલી નાહન, ફસલી બરસ્નુમ તેમજ નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા પડે; તો તે કેવી રીતે બરપા કરવા અને બનાવવા તે કોઇ ધાર્મીક શાહદતથી જણાવશો ?

**જવાબ**—ફસલી અગીઆરી બરપા કરવા માટે નવોજ પાવ મહેલ ઉભો કરવો પડે છે, તે પાવ મહેલની મંજુરાતની **નવી દસ્તુરી** ઉભી કરવી પડે છે, અને પછી નવા આલાતો અને આદરો ઉભા કરવા પડે છે, અને નવો ફસલી તોરનો **'બરશ્નુમ ગાહ'**નો ખાશ આલાત ઉભો કરવો પડે છે, કે જેમાંથી ફસલી અમલ માટેનું બરસ્નુમ અપાય. **આ બધાંને બરપા કરવાની સમજ-રૂઢી વિષે ધર્મ-શાહાદત આજે આપણી પાસે છેજ નહિ-એમ છે માટેજ આજે કદીમી તેમ શહેનશાહી સાહેબો સાફ ના પાડે છે કે ફસલ જેવું હયાત દીનમાં નથી, અને કેટલાકો વગર સમજવે કહે છે કે ફસલ જેવું દીનમાં અસલથીજ હતું જ નહિ.** પણ ફસલના ઉપર કહેલી વજેના આલાતોની સમજ અને તેઓને ઉભા કરવાની રૂઢી ભલે આજે નહિ હોય, પણ ફસલને તો દીનના સુત્રોમાં ડગલે અને પગલે વર્ણવેલા છે. પણ **ફસલ શબ્દનો અર્થ આજે ખરેખર સમજાતો નથી.** આજે તો ફસલી રીતનાં કેલેન્ડરના **રોજ માહ**ના સાધારણ અર્થ તરીકે એટલે સાધારણ દીવસ **માહ** તરીકેના સંકોચીત દુન્યાની તસવ્વરના અર્થેજ તેને ઓળખે છે. પણ ફસલ કે

જેને બરવકત કહે છે તે શબ્દ તો **ખોરદાદના હમકારો યાઇર્યં અને સરેદ યઝતોની સાથે વપરાયલો છે.**

**યાઇર્ય** યઝતની સાથે **હુષીતોઇશ** શબ્દ આવે છે. **હુષીતોઇશ** શબ્દમાં બરવકતની શકિતઓનો ખ્યાલ છે. ત્યારે બરવકતને **યાઇર્યં**ની શકિત ગણેલી છે અને ખોરદાદ અમશાસપંદના દુજને મારવાનાં કામમાં તેનો વપરાસ થઇ રહે છે. વળી બીજો શબ્દ **'ઉપયન'** છે, જેમાં ઉપરથી નીચે ઉતરીને ચાલુ થવાનો અર્થ છે, તેમાંથી ફસલના પ્રવાહો અને તેઓનાં ઉતરવાનો હિંગામોનો અર્થ છે. **અસર રોશની**માંથી તેવા ભલા પ્રવાહોનો અર્થ છે. **"રતુ-ક્રિતી"** શબ્દ કે જે ગાહોની બંદગીઓમાં તેમ અન્ય ઠેકાણે વપરાય છે, તેમાંથી બરવકતના ઉતરતા ભલા પ્રવાહોનોજ અર્થ છે. **"રતુ-ક્રિતી"**માં **'રતુ'** એટલે યઝતો અને તેઓના નાયબોનો પ્રીતથી અપાતો હદીઓ એવો અર્થ છે, જેમાં બરવખતના ભલા પ્રવાહોનો અર્થ છે અને તે બરવખતની બંદગીથી મળે છે-બરવખતે મળે છે માટે **'રતુ-ક્રિતી'**ને બરવખતની બંદગી તરીકેબી ઓળખે છે, કેમકે તે બંદગી ખુદ ભલા પ્રવાહોરૂપની છે અને ભલા પ્રવાહોને મેળવી અપાવી શકે છે.

**"યએતુશ્તૅમમ્ યજતનાંમ, હંધહનુશ્તૅમમ્ અષહે રથ્વાંમ, અઇવિનસાંસ્તૅમમ્ જધમૂશ્તૅમાંમ્ અષઑનો અષહે રથ્વો રતુ-ક્રિતીમ્ યજમઇદે":** આ વાકય ગાહોમાં તેમ અન્ય ઠેકાણે આવે છે. તેમાં કહે છે કે યઝતોની રતુ-ક્રિતી એટલે પ્રેમનો હદીઓ એટલે બરવખતે ઉતરતો પ્રવાહ-ફસલનો પ્રવાહ જે **'ઉપયન'** છે ઉપરથી નીચે ઉતરીને જગતને તાઝે કરે છે, તે પ્રવાહો-ફસલ કે જે તેને લગતી બંદગીથી મલી શકે છે તે રતુ-ક્રિતી,-જે રતુક્રિતી ખુદ અષોઇની રચનાવાળી અશોઇ આપવાના વખતને લગતી એટલે બરવખતની છે, તે રતુ-ક્રિતીનો પ્રવાહ અને બરવખત અને બંદગી બધાંજ **'યએતુશ્તૅમમ'** છે એટલે મદદ આપવામાં જોરાવર ઉત્તમ મદદગાર બલીશ્તમાં બલીશ્ત છે, **'હંધહનુશ્તૅમમ્'**=લાયકને તે લાયકના બરવકતના મોકા ઉપર મદદ આપવા ચુકે નહિ તેવાં છે, **'અઇવિનસાંસતૅમમ'**=નસીહત આપવા ઉત્તમમાં ઉત્તમ છે એટલે હવસોની ચુંગાલમાંથી દુર જવાની ખબરદારી આપનારી છે, **'જધમૂશ્તૅમાંમ'**=જ્યારે જોઇએ ત્યારે પાપ થતા અટકાવવાને વખતે વખતસર દોડી આવનારી છે,-એવી તે **'રતુ-ક્રિતી'**ને બરવખતના પ્રવાહ-બરવખતને અને તેને લગતી બંદગીને **'યજમઇદે'**=હમો એકતાન થવાનો મેલાપ કરીએ.

વળી ફ્રસલના પ્રવાહ શબ્દમાંનો પ્રવાહ શબ્દજ ખુદ અવસ્તામાં છે. સંસ્કૃતમાં જેને પ્રવાહ કહે છે એટલે વધારો કરવા માટે આગળ વધારવા માટે વહી રહેનાર ગતી કહે છે તેને વંદીદાદ ત્રીજી પરગર્દ, ૩૧ મા ફકરામા 'ફ્રવાજ્' તરીકે ઓળખે છે, જેમાં 'ફ્ર' અને 'વાજ્' એ આકારો છે. 'ફ્ર' પ્રત્યય તો 'પ્ર'=pro=forth ના જેવોજ આગળ વધારવાનો અર્થ બતાવે છે, અને 'વાજ્' શબ્દ 'વજ્'=લઇ જવું-આગળ વધવું આગળ ચાલવું એવો અર્થ બતાવે છે. પ્રવાઝમાં પ્રવાહ એટલે આગળ લઇ જનાર ભલો પ્રવાહ-ગતી ભલી અસર રોશની જે 'ઉપયન'=ઉપરથી નીચે ઉતરે છે છેનો અર્થ છે, જેને 'રતુ-ક્રિતી' તરીકે યઝતોએ પ્રેમના હદીઆ તરીકે આપેલો કહેલો છે, જેને ખેંચવા માટે બંદગી છે-માંથ્ર છે. વંદીદાદ, ત્રીજી પરગર્દ ૩૧ મા ફકરામાં કહે છે કે 'યો યઓમ્ કારયેઇતિ'= જે કોઇ અનાજને ઉગાડવા માટે ખેતી કરે-'હો અષેમ્ કારયેઇતિ'= તે માણસ અષોઇની ખેતી કરે છે એટલે કુદરતની સફેદ બાજુના હમકાર થાય છે. 'હો દએનાંમ્ મઝ્દ યસ્નીમ્ ફ્રવાજ્ વઝઇતે'=તે નર મઝદ યસ્ની દએનને પ્રવાહોથી આગળ ફ્રશો-ગર્દ તરફ ચલાવે છે, એટલે અહિંયાં કહે છે કે જે નર અશોઇને ખેડે તે નર મઝદયસ્ની દીનને પ્રવાહોની મદદથી આગળ ચલાવે. એટલે અર્થ એ થયો કે અશોઇને ખેડનાર શખ્સજ પ્રવાહોને ખેંચી શકે. અશોઇને ખેડીને પ્રવાહોને ખેંચવા માટેજ પેગામ્બર સાહેબે 'મીનોગાસ ઉભી કીધી છે. જેમ માનવ "યોમ્" અનાજને ખેડે તોજ કુદરત અનાજને ઉગાડી શકે છે, તેમ માનવ ભલાઈ કે બુરાઇને ખેડે તો ભલાઇ કે બુરાઇ થઇ શકે છે. લોકોની બુરાઇઓનાં ખેડાણમાંથી અહીરીમને 'તુરેબ્રાદ વક્ષ'ને ઉભો કીધેલો હતો, માટે જરથુસ્ત્રની પાસે દાદારે 'મીનોગાસ' હભી કરાવીને તે 'તુરેબ્રાદ વક્ષ'ની બુરાઇને રોકી છે. એમ છે માટે અહિંયાં અનાજની ખેતી-અશોઇની ખેતી અને ભલા પ્રવાહોથી દીનને આગળ ચલાવવાની ગતીનો શુમાર આપેલો છે. એટલે કહે છે કે કુદરત કે જેમાં દુઇની મારામારી છે તેમાં જેમ સ્પેનામીન એક રીતનો ભાવ ભજવે છે તેમ ધનાગીનબી તેથી ઉલટોજ ભજવે છે તેમ માનવબી ભલો કે બુરો ભાવ ભજવે છે. પણ જો માનવ અનાજની ખેતી કરે તો તે ખરેજ કુદરતની સફેદ બાજુનો હમકાર હોય. એવો પુરૂષાર્થ કરીને જે કોઇ પેગામ્બરે બાંધેલી 'ગાસ'માંની અષોઇને ખેડે, તો તે ખેડાણ થવલી અશોઇ પ્રવાહોને-ફ્રસલની ગતીને ખેંચીને જરથોસ્તી મઝદયસ્ની દએનને આગળ ચલાવે એટલે અહુરદાતની મતલબ ફ્રશો-ગર્દને નજદીક લાવે.

**એમ ત્યારે ફસલજ દએનમાં મુળ છે-અગત્યની છે-અશોઇ અને મુકિત લાવવાની છેલ્લી મુરાદ** છે તેના અનેક ઇશારાઓ ખુલ્લા તેમ ભેદી દીનમાં મળે છે. દીનમાં ફસલ ત્યારે પ્રવાહોના ભેદમાં -અસર રોશનીના ભેદમાં-રતુ-ક્રિતી, ઉપયનના ભેદમાં **'યાઇર્ય હુષી-તોઇશ'** અને **'સરેદ અષવન્'**ના ભેદમાં આવ્યા કરે છે-દેખાયા કરે છે. પણ **'દએનાંમ્ મજ્દયસ્નીમ્ ફ્રવાજ્ વઝઇતે'=મઝદીયસ્નની દીનને પ્રવાહોથી આગળ ચલાવવા અશોઇની ખેતી કરવી જોઇએ તેમ અશોઇની રીતે યોમ=અનાજ ઉગાડવું જોઇએ**-તે બધાની રીતીઓ એટલે ફસલના આલાતો પાવ મહેલને ઉભા કરવાની સમજ દીનમાં કેઠે આજે હયાત નથી, કેમકે તેવા અનાજને ઉગાડવાની season રૂતુ બરવકત આવ્યો નથી.




જો શાહદત હોય તો, નવો સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા માટે આ જમાનામાં આધાર અને અધીકાર કોગુને છે?

જો દીનમાં ફસલના રોજ માહના અમલની ઉપર સ્વતંત્ર પાવ મહેલ આલાત વીગેરે ઉભા કરવાની રૂઢીઓ જાહેર જાએજ હોય, તો તેવા ઉભા કરનારા અધીકારી કેવા હોય તેનો જવાબ ઉપર કહેલા **વંદીદાદ** ત્રીજી પરગર્દના ૩૧ મા ફકરામાંજ છે. ત્યાં કહે છે કે જે કોઇ **'ફ્રવાજ્'**=પ્રવાહોથી ફસલની ગતીથી-બરવકતના પ્રવાહોથી મઝદયસ્ની દએનને **'વઝઇતે'** આગળ ચલાવે તે નર-**યો યઓમ્** કારયેઇતિ, **હો અર્ષેમ** કારયેઇતિ=**જેમ કુદરતના હમકાર તરીકે માનવ અનાજને ઉગાડે છે, તેમ કુદરતના હમકાર તરીકે રહીને અશોઇને તે ખેડે છે.** એટલે અષોઇને ખેડે તેવો અશવનજ ઉપર કહેલા સ્વતંત્ર પાવ મહેલને ઉભો કરી શકે. અષોઇને ખેડવા માટેના મહાન પ્રયોગોને **'વર નીરંગ'**ના પ્રયોગો કહે છે, જે પ્રયોગો મગવ મર્દો અને હેરબુદોની સત્તાધારીક સંસ્થાના અધીકાર અને આશરા હેઠળ અને શહેનશાહોના હોકમથીજ અમલમાં આણી શકાય છે. મગવ મર્દો અને હેરબુદોની સત્તાની સાથે રહીને તે પછીથી તે નર અશોઇની ખેતી શરૂ કરે છે, જેમાં

જો જરાકબી કાયદાનો ભંગ થયો તો તે ખેતી થઇ શકેજ નહિ. અષવનો વગર ત્યારે **'નીરંગે વર'**નાં પ્રયોગો એટલે સ્વતંત્ર પાવ મહેલને એટલે અદ્રષ્ય તલેસમોને ઉભા કરવાની ક્રીયાઓ થઇ શકેજ નહિ અને થઇ શકીજ નથી. એવાઓને તે પાવ મહેલ ઉભો કરવાનો અધીકાર હેરબુદોની સંસ્થાઓના કાર્યવાહકો પોતેજ **શાહોની સત્તાની** રૂયે આપે છે. આ બાબદોની નોંધ અરબ ગ્રંથકાર તબરીના કદીમ ઇરાનના રોજ માહના ૧૨૧ વર્ષ થતા કબીસાના માટે આપેલાં બ્યાનમાંથી આવેલી છે. ઇરાની શાહો પોતે દુન્યા ઉપર કાબુ રાખતા હતા. તેઓને તે કબીસાને બજા લાવવા મોટો ખર્ચ અને અતી ઘણી તકલીફ પડતી હતી તેનો ખ્યાલ ત્યાં આપેલો છે અને છેલ્લે કબીસો તો તેઓ બજા લાવી શકેલાબી નહિ. કબીસાને ફસલની સાથે સંબંધ છે. ફસલના રોજ માહ ઉપર, ધસી જતા કેલેન્ડર લાવવાજ કબીસો ૧૨૧ વર્ષની રૂઢીએ તેઓ કરતા હતા. ચાર વર્ષનો કબીસો તો તેઓને માટે અશકય હતો, કે જેમાં રૂપીએ ૧૬ આની ભલા પ્રવાહો મેળવી શકતા હતા. પણ ૧૨૧ વર્ષનો ફબીસો કરતાંબી તેઓ હાંપી જતા, કે જેમાં ૨/૩ અસર મેળવી શકાતી હતી. આવી વસ્તુસ્થીતી ફસલના બરપા કરવા માટે અને તેના અધીકારી માટે છે. જો જેમ આજે ધારવામાં આવે છે કે બસ કેલેન્ડર બદલવાનું અને જુના પાવ મહેલમાંથી નવા આલાતો કરવા—એવું જો સહેલું હતે, તો તે વખતના હેરબુદોની સંસ્થાને અને ઈરાની શહેનશાહોને તે વિષેનો ખેદ અને તકલીફ અને મુશ્કેલી કાંય ખેડવા પડતા હતા? સાસનીઅન શાહો તો પરકોમના માહીતગાર expertની મદદ લેવા ચુકતા હતા નહિ, તોપછી એમ શાહના કેલેન્ડરને નકકી કરવા માટે તેઓને હજારો જણા મળી શકે એમ હતું. પણ ના, અહિંયાં તો પાવ મહેલની **મીનો સાજેશ્ની યા દરોસ્તી માટે**ના **'નીરંગે વર'**ના પ્રયોગો જે તે વખતેબી ઘણા જાણીતા હતા નહિ તેઓને **નકકી કરીને** તેવા લાયક અષવનને શોધી કાઢીને કરવા માટેનો સવાલ હતો. તે ક્રીયાઓ નક્કી થઇ શકતી હતી નહિ તેમ તેની બજાવણી માટે અષવનો મળી શકતા હતા નહિ—માટે તે શાહોને અને હેરબુદોને તેટલી બધી મુશ્કેલીઓ પડતી હતી. **સ્વતંત્ર પાવ મહેલને ફસલના અમલથી ઉભો કરવો એક વાત છે, કે જેને માટે નીરંગે વરના પ્રયોગો છે એટલે અશવનોથીજ તે થઇ શકે એમ છે.**

પણ એમ થયલા પાવ મહેલ દર ચાર વર્ષે કે જ્યારે એક દહાડો ઉમેરવાનો પ્રસંગ આવે છે એટલે **અવરદાદ સાલગાહ રોજ** આવે છે ત્યારે તે દીને કુદરતની કાળી બાજુથી તે પાવ મહેલ જોખમાય છે—માટે

**તેને દરોસ્ત કરવા માટેનો પ્રયોગ જુદીજ બાબદ છે,** જેબી નીરંગે વરના પ્રયોગોથી નર અશવનો કરી શકે છે. આમ થવાથી તે પાવ મહેલ **'મીનોગાસ'** સાથે રૂપીએ રૂપીઓ સંબંધ રાખી શકે છે.

પણ જો ચાર વર્ષ તેમ કરવું નહિ બની શકે, તો છેલ્લામાં છેલ્લા ૧૨૧ વર્ષબી તે જોખમાતા પાવ મહેલને એક મહીનાના ઉમેરાની ક્રીયાઓ પછી દરોસ્ત કરી શકાય. ૧૨૧ વર્ષની મુદત જો ચુકી જવાય, તોપછી તે **પાવ મહેલ** નીર્થક જેવો થઇ પડે છે એટલે તે માંહેલી વીસ્પેરદની શકિત મીનોગાસમાં પાછી ખેંચાઇ જાય છે. પછીથી કાંતો તે પાવ મહેલને નીર્થક થવા દેવામાં આવે યા તેને સનદ કરવા માટેની નવી કીલ્લેબંધી અમુક નિરંગવરને લગતી ક્રીયાઓથી કરીને તે પાવ મહેલને કાળી બાજુના આ સેબથી હમેશનો બચાવેલો રાખે છે કે જે વખતે રોજ માહ ફેરવાઇ જાય કબીસાનો ઉમેરો હોય નહિ. કેમકે જે દહાડે કાળી બાજુનો હોમલો સફેદ બાજુ ઉપર હોય તે દહાડે એટલે બરવખતે જો માંથ્રયસ્ન કરે તો તે માંથ્ર યસ્ન તરફ સફેદ બાજુ ખેંચાય તેજ વખતે તે સફેદ બાજુને પુઠે પડેલી કાળીબી ખેંચાય કે જે કાળી બાજુનો ભોગ તે પાવ મહેલ કે જયાંથી યસ્ન માંથ્રો થઇ રહે છે તે પાવ મહેલ કંઇબી બચાવ વગર થઇ પડે. માટેજ બરવખતની ઉપરથી ધસી જવાનું રાખેલું છે. યસ્ન માંથ્ર તો એવી મગનાટીસ અસર રાખે છે કે જેથી જબરા ખેંચાણો થાય. ખેંચાણ વખતેનો મામલો રૂડો હોય તો ઠીકાઠીક નહિ તો ફાયદો કરતા નુકશાન થાય. ત્યારે ૧૨૧ વર્ષે એક મહીનામાંની ક્રીયાઓથી તે પાવ મહેલને દરૂસ્ત કરવા માટેનું કામબી નીરંગ વરના પ્રયોગોનું અને અશવનોનું છે. ૧૨૧ વર્ષે થતી **પાવ મહેલની આવી દરોસ્તીથી તે પાવ મહેલ ૨/૩ સંબંધ મીનો ગાસ સાથે રાખીને ૨/૩ અસર લાવી આપે છે.** પણ જો તેમબી નહિ થાય તો આવા પાવ મહેલને સદાને માટે નર અષવનો નીરંગવરના પ્રયોગોની ક્રીયાઓથી સનદ કરીને મીનો કીલ્લેબંદીમાં મુકીને ઘેરી લે છે. આવી કીલ્લેબંદી ઉપરબી તે કાળી બાજુનો હોમલો આવી શકેજ નહિ માટે વધુમાં તેઓ બરવકતના કેલેન્ડરને બદલી નાખે છે કે જેથી તે વખતે થતી તેવી તલેસમાતીક ક્રીયા યસ્નો થાય નહિ અને તે કુદરતો જે લડી રહી છે તેનું ક્ષેત્ર નીચે લગી ફેલાયબી નહિ. એમ તેવા સનદ કીધેલા પાવ મહેલના અમલને માટે કંઇબી કબીસો કરવો પડતો નથી અને ઉમેરા વગરનું ૩૬૫ દહાડાનું પંચાંગ તેને માટે નકકી થાય છે. આવા સનદ કીધેલા પાવ મહેલનો **સંબંધ મીનોગાસ સાથે ૧/૩ જ રહે છે.** તે મીનો

ગાસમાંથી તે સનદ કીધેલા પાવ મહેલમાં ઉતરતી ૧/૩ અસરને તે સનદ કીધેલા પાવ મહેલમાંથી મુવેદો પોતાની ખુપ અને યશ્ન દરોસ્તીને સામટે બળે મેળવી શકે છે. **આવી રીતનો પાવ મહેલ આજે છે. એવા પાવ મહેલમાંથી ત્યારે ફસલના રોજ માહનો અમલ કરવા જવું એ નરમ શબ્દમાં બોલ્યે, તો ફસલની બુઝર્ગી ઉપર ઝાંખ લગાડવા જેવું છે.**

ત્યારે ફસલને લગતી દરેક ચીજ જે પાવ મહેલની બાંધણી માટેની કે તેના કબીસા માટેના સમાર કામ માટેની હોય તેનો આધાર નીરંગે વરવાલા અશ્રવનો ઉપરજ હોય.



## સવાલ નવમો (ખ)

જો શાહદત નહિ હોય તો, નવા સ્વતંત્ર ફસલી-આલત બરપા કરવા માટે તેમજ નવા નાહન લેવા માટે શું શું દીની ક્રીયાઓ જરૂરી છે? અને નવા વરસ્યાજી કેવી રીતે ઉભા કરવા?

ઉપર જોઇ ગયા કે આજે ચાલુ છે તેથી જુદી રીતના રોજ માહના અમલથી નવોજ સ્વતંત્ર પાવ મહેલ બાંધવો હોય, તો તેને માટે **નીરંગે, વર**'ને લગતો અમલ અને અમલદાર જોઇએ. આગળ આપણે ભાગેલા બરસ્નુમને સમુ કરીને હયાત પાવ મહેલ અને દસ્તુરીને જોરે નવા આલાતો કઇ રીતે થઇ શકે તેની હકીકતી વીગત જોઇ ગયા છીએ. હવે ફસલી રોજ માહનો અમલ નીરંગવરથી થઇને નવોજ પાવ મહેલ અને દસ્તુરી કઇ રીતે થાય તેની રૂપરેખા કંઇક જોઇએ **શહેનશાહત વખતે મગવ અનજુમનનો કારોબાર રાજદરબારના કારોબાર સાથે વણાયલો હોવે** મગવ અનજુમનના કારોબાર માટે હેરબુદોની અનેક **મકતબો-મીજલસો-સંસ્થાઓ** હતી. શહેનશાહતના જમાનામાં તો એવું "**નીરંગે વર**"નું કામ આરંભવા ઉપર કહેલા હેરબુદોની અનજુમન શહેનશાહતની રજા લઇને લોકોને તેને માટે કેળવીને સંમતી લેતા હતા, કે જેની ઉપર શાહોની રજા ચીઠ્ઠી અને મદદ મળતી હતી. હેરબુદોની અનજુમનનો એક કાએલ દીનઆગાહ વીદ્વાન નર-મગવનોના સીદ્ધા સંબંધનો સ્તોત યશ્નનો માહીતગાર ઉસ્તાદ રતુ તે કામને માથે

ઉઠાવતો હતો. આ નર ઉસ્તાદને મગુમર્દોની સીધ્ધી મદદ રહેતી હતી આ ઉસ્તાદ નવ સતુનો એટલે સ્તંભ સમાનના તે કામને ટેકવવા માટેના—ઉભા કરવા માટેના નરો અને ચારથી જેટલી વધુ મળે તેટલી મુબેદોની જોડોને તે બધાઓના જાએચામાંથી તેઓની જાત બુન્યાદ અને શુભ કેશાશ—દીની કામને ચલાવે તેવું શુભ નસીબ જોઇને ઠેડવતો હતો, પછી તે બધાઓને તે બધાને લગતી કવાએદોમાંથી—તરીકતોમાંથી strict disciplive માંથી ચલાવતો હતો. આ બધાઓમાં મુળ બે નરો રહેતા હતા, કે જે બેઉ "નરગે વર"નાં પ્રયોગોને બજા લાવે તેવા રહેતા હતા. એક નર અષવન રહેતો અને બીજો નવા પાત્ર મહેલનો મુખી દસ્તુર તરીકે થવા ધારેલો રહેતો, જે "દ્રૅગુ" તોરનો (અશોઇની નીચામાં નીચી પંકતીનો) રહેતો હતો. ત્યારે કામ ત્રણ હિસ્સે વહેંચાતું; એક હિસ્સો ખુદ તે રતુ ઉસ્તાદનો રહેતો; બીજો હિસ્સો તે નર અશવનનો રહેતો; ત્રીજો હિસ્સો તે થનારા દીન-દસ્તુરનો રહેતો.

**પહેલા:** તે નર ઉસ્તાદ લોકોને કેળવી તેઓની સંમતી લઇ—"નીરંગે-વર"થી તે જે કંઇ કહે છે તેની સાબેતી આપવા બંધાતો હતો.

પછી તે નર ઉસ્તાદ દરેમહેર માટેની એક જગાને ઠેડવતો અને તેની દરોબસ્તી મરામતી કરતો. પછી તે જગાનો તાણો પુરવા માટે પહેલે તે જગા ઉપર કશ મારવાની ક્રીયા કરીને દસ્તુરીના સીલસીલાને દસ્તુરીના કેહપની આણને તે કેહપના દમ ઉશ્તાનને ત્યાં ખેંચાતો. કશ મારી—તાણાની રૂઢીની નીશાનો કરી અમુક ઠેકાણે પોતે રૂપ્પાંની કોહાડીથી મુબારક ઇસમને જોરે જમીનને ખોદતો અને પછી અનજુમનના હાજર રહેલા સભ્યો આવાને તે જગા ઉપર કુહાડી મારી જતા હતા. આમ કીધા પછી દરેમહેર જે થવાની છે તેના સાત કશો અને તેના બરશ્નુમગાહ માટેનો કશ અને આદરાન સાહેબના કોહનો કશ અને પાવ મહેલ માટેની ઉરવીશ ગાહની અંદરના પાવીકતો વીગેરેના કશોને—ઉંબરોને વીગેર વીગેરેનો અને કુવાઓના ખોદવાની જગા માટેના વીગેરે વીગેરેના પ્લાન ઉભા કરતો હતો. તે રતુ ઉસ્તાદ ખુદ અમલદારજ રહેતો અને તેને દોરવનાર મગુ ગર્દોમાંના સ્રોશાવર્ઝ રહેતા હતા, જેવણુ તેની ઉપર—તેનાં કામની ઉપર નજર રાખતા હતા. આખો પ્લાન કાયદાસરનો થતો જતો હતો. અહિંયાં ખાસ નોંધ આલાતોના વાસણો માટેની અને બે નવ ગરેહઓની તલેસમાતીક લાકડીઓ ઉભા કરવાની અને વરસની હસ્ત ધાતની વીટી બનાવવાની લેવાની છે. વરસની હસ્ત ધાતની વીટી તે રતુ ઉસ્તાદ પોતે પોતાના અમલથી અમુક વખતે કરી શકતો

હતો. આમ બધું તે રતુને લગતું તે રતુ ઉસ્તાદ કરી રહેતો હતો. નોંધ લેવાની છે કે વરસની વીટીમાં પારાની ધાતુ લેવાનું મેળવવાનું કામ લગભગ અશકય જેવું છે. પણ તે ગીનોઇ કીમીઆનો સાહેબ તે કામ કરી શકતો હતો. ફરી જો કુવાનું પાણી ઘણું ઉંડુ રહેતું તો તે રતુ ઉસ્તાદ તે પાણીને પોતાના અસલથી વધુ ઉંચી લેવલ ઉપર લાવીને કુવા અમુક ઉંડાણનો થાય તેમ કરી રહેતો હતો.

પછી પેલા થવાના દીન-દસ્તુરને તેમ પેલા ખાસ સતુન નર અશવનને એઉને **"નીરંગે વર"** માટેના અમલો અપાતા હતા. એઉ નરો ઘણી સખત કવાએદથી અને તાકીદથી પોતાની અખીને-આસપાસની વાતાવરણને ગદમનની (પ્રકાશીત) બનાવીને તેની અંદર ખોરેહની શકિતને ઉભી કરતા હતા. અને તેની ખોરેહની શકિત આવી છે તેની ઇમતહાન સીરફ મગવ અનજુમન આગળ આપતા હતા. કહેવાની જરૂર છે કે તે એઉ નરોનાં તન મનને પહેલે ગવની ગતીના હવસોને કાબુમાં રાખે અને તખેશા-દરદોને કાબુમાં રાખે તેવા કરવામાં આવતા હતા માટે સુક્ષ્મ તન નામે અઝદને દરોસ્ત કરી તે માંહેલા *જાનને જોર આપી જાનની છ શકિતઓ નામે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદને ખેલાતા હતા જેથી તે જાન મન ઉપર કાબુ

---

* નોંધવું કે જાનને અવસ્તામાં **બઓહદંઘહ** કહે છે તેમ ફરશતા તરીકેબી ઓળખે છે. જાન ત્યારે ચઝતી ગતીવાળો રહે છે જેને **ગવ** તરીકેબી તેના ચઝતી પરમારથી ગુણને લીધે ઓળખે છે. જાન પરમાર્થ તરીકે વ્યકતીઓમાં આવીને વ્યકતીના અનુએ અનુમાં પ્રસરી રહે છે. જાન પોતે પહેલે શરીરને લગતા પાર પડેલા ભાગ નામે કેહર્પને લગતા અમુક પાર પડેલા અનાસરોનો દોરીંગ કરીને તેમાંથી સાચ્ચી ગરમી જેને હરારતે ગેરેઝીઆ જીવન શકિતની ગરમી કહે છે તે ઉભી કરે છે. આ સજીવન શકિતની પછી શરીરના દરેકે દરેક સાચા કામોને પતમાન ઉપર ચલાવીને જીવતું રાખે છે. તે ગરમી કે જે જાનનો પેવંદ રાખે છે તે, તે વ્યકિતના વિચારે વિચાર કે બોલ કે કર્મોમાં પંથરાય છે ના એટલુંજ નહિ પણ તેના શરીરમાંના જથરસમો secretions અને બહાર પડતી નજીસાતો excretion માંબી પંથરાય છે. ત્યારે જો જાનને કાબુ મળે તો જાન પોતે તે માનવના રજેરજ ઉપર કાબુ મેળવે. એમ ત્યારે અઝદ અને તે માંહેલા જાન અને જોરાને જાનને પહેલે ખીલવવાના છે કે જેથી મન ઉપર કાબુ આવે અને જાન પછી તેની પાસે ભલો પુરૂષાર્થ કરાવે. ત્યારે જાન દાદારની કરમબક્ષેશ છે માટે તે વ્યકિતને અતી વહાલી છે અઝદ નામનુ શરીર કે જેના ઘાટ ઉપરથી આપણો ઘાટ છે-કે જે શરીર ઉભુ થવામાં આપણા મા બાપે ફાળો આપેલો છે તે અઝદમાં તે જાન રહે છે માટે અઝદને પહેલે દ્રુજ પરહેજથી મજબુત કરવું પડે છે.

લાવી શકતો હતો. પછી તેઓમાં તે બેઉમાં '**અવીજે હીમ**'નો ગુણ અને શકિત આવીને આથ્રવનીના બરના પંદર ગુણો તેઓની શકિતઓ સહિત એક પછી એક જાહેર થતા જતા હતા. '**અવીજે હીમ**'ની શકિત તેઓમાં છે તેના સપ્પર પહેલી પરીક્ષા મગવ અનજુમન આગળ થયા પછીથીજ ઉપર કહેલી ખોરેહની પરીક્ષા થતી હતી. અમુક ગુણ અને શકિત આપ્યા પછીથીજ તેઓની અઇપિ '**ગદમન**' કે '**વર્ચ**'ની એટલે ચલકતી થઇને તેમાં ખોરેહનો પાવર આશીશો મેળવીને આપવાનો પાવર ઉતરતો હતો કે જેની પરીક્ષા માટે ઉપર કહી ગયા છીએ.

આમ થયા પછી ખાસ રીતનાં અમલો શરૂ થતા હતા, જેથી તે બેઉની ખોરેહમંદ અઇપિમાં **એક ફેરશતાઇ-કેહપ** ઉભું થતું જતું હતું. અમુક વખતે તે કેહપ ખુદ બોતે નવેનવ ભાગોનું

| | |
|---|---|
| તુર-રએ-ખરેનંઘહ;<br>ઝરવાન-ઉરૂ-અહુનવર<br>ઉરવાન-બઓદાંગ-ક્રવષિ | વાળું થઇ રહેતું હતું. |

આમ જે કંઇ ફેરસ્તાઇ કેહપ તેઓમાં થતા તે ૩૩ અહુ અને ૩૩ રતુઓના મોટા મોટા અમલોથી થતા હતા. આ વખતે તે નર અશવન વૃધ્ધિમાં શ્રેષ્ટ રહેતો, જ્યારે પેલો બીજો દીન-દસ્તુર થનાર કંઇક પાછળ રહેતો. જ્યારે જ્યારે તે થનાર દીન-દસ્તુરનું વૃધ્ધિમાં વધવાનું ગાલ્લુ અટકતું હતું ત્યારે ત્યારે ખાસ ક્રીયાઓ તે નર અશવન કરીને તે બીજામાં પાવરને ઉતારવા તેની સાથે હમકલામ થતો હતો જેથી તે નર અશવન અને તે થનાર દીન-દસ્તુર એક રાહ ઉપર આવતા એટલે **અમલ કરવાના પતમાન** ઉપર આવતા હતા.

પછી અમુક વખતે અમુક યરનથી જે દહાડે પાવ-મહેલ ઉભો થવાનો હોય તે દહાડાના માહના રોજના યઝતોનો પુર્ણ સંબંધ થનો. એમ યઝતોના રથવ્ય ચક્રનાં-કાયદાસરના કામ કરવા માટે ચાલી રહેતા ઉસ્તાનો-મિથ્રો તે બેઉમાં જોડાતાં. આમ જ્યારે થઇ રહેતું હતું ત્યારે તે માટેની ત્રીજી પરીક્ષા હેરબુદો અને મગવોની સમક્ષ થતી, જે વખતે અનજુમન રહેતી નહિ પણ **શાહો અને અરકાને-દોલતો** હાજર રહેતા હતા જ્યારે તે બેઉ નરો પુર્ણ ફેરસ્તો શકિત સાથના ઉભા થયલા જાહેર થતા હતા. આવી બધી લાયકાતો મેળવ્યા પછીથીજ તેઓને **નીરંગે-વરનો** પ્રયોગ કરીને પાવ મહેલની સાઝસ્ની ઉભી કરવાની પરવાનગી મલતી હતી. આટલા વખત લગીમાં તે રતુ ઉસ્તાદે પોતાનું અગયારી

બાંધવાનું તાણાનું બરસીંગો–અને બીજી ઉરવીશ્શા ગાહની પાવીનું–આતશે આદર માટેના થવાના કોહનું અગ્યારીના સાત કશે વીગેરે વીગેરે બધુ કામ બનાવવાનું–વરસની વીટી કરવાનું બે નવગરેહની લાકડી ઉભી કરવા– વીગેરેનું કામ તૈયાર કીધેલું હોય છે. સીરફ હવે તે બેઉ નરોનું પાવ મહેલને ઉભુ કરવા માટેના "નીરંગે–વર"નું અને તે થનારા દીન–દસ્તુરને દસ્તુરી મલવાનું કામજ રહેલું હોય છે.

પછી અમુકે નેમેલા દહાડે અનજુમનને ભેગી કરવામાં આવે છે. આ વખતે તે બેઉ સાહેબોમાંના તે નર અશવન 'નીરંગે–વર'નું બળ બતાવીને આતરે દાદગાહ સ્થાપે છે. પહેલાં સુખડની ઉપર માંથ્ર ભણીને તેને જોરે સુખડને સલગાવે છે. તે બેઉ નરો પોતાના નીરંગવરના બળથી તે બધી થઇ રહેતી અગીઆરીની અઇપિ વાતાવરને તેહગીમાં બદલી નાખે છે. અઇપિ એટલે તે જગાની વાતાવરણ. તેહગી એટલે તે વાતાવરણ કે જેમાં દ્રુજ રહી શકે નહિ અને જેમાં અહુનવરના ૧૦૦૧ નાળા સરોશ અને આવા યઝતની પાસબાની હેઠળ રહી શકે. જ્યારે માંથ્રના બળથી તે આતશ ઉભો થાય છે ત્યારે તે આતશ નીખાલેશ હોવે તેમાં બાતેન ચૈતન્ય નામે મીનો કરકો–ઉરવાજીસ્ત–વાજીસ્ત સ્પેનીશ્ત ઉગી નીકળે છે. આવા તે આતશના જાહેર ચૈતન્યની ઉપર જયારે વધુ માંથ્રો ભણાય છે ત્યારે તે આતશની બરેહ કે જેને ચૈતન્યથી ભરેલી છે તે તે અગીઆરીની આખી અઇપિમાં પસરી રહે છે, આવી અઇપિને તેહગી કહે છે. આવી તેહગી કે જે તે બાતેન ચૈતન્યથી થઇ છે તે તરફ મીનો કરકોના ભુવન ઉપરના ખરેનો આકર્ષાઇને તેમાં દોરાનો કરી રહે છે. તે બધા ખરેનોના દોરાનોને ઘેરનાર કવએમ ખરેનો પછી ઉતરીને તે તેહગીમાં એક મોટો કશ છેક મીનો કરકોના ભુવનથી તે જમીન લગીનો કરીને પાવ મહેલ ઉભો થવાની તૈયારી કરી આપે છે. આવી તેહગીવાલી તે અગીઆરી-માંના તે આતશવાળા ઓરડાની અંદર તે ખરેનોનો પુર દોર થઇ રહેવે તે જગા ઉરવીશ ગાહ તરીકે ઓળખાશે. આવા તે કવએમ ખરેના કશની અંદર રહેલા ઉરવીશ ગાહમાંના તે આતશને હવે તખ્તનશીન કરવાનો પ્રયોગ શરૂ થાય છે. તે નર કે જેવણ દીન–દસ્તુર થવાના છે તેવણ અમુક માંથ્રોથી 'નીરંગે–વર'નું બળ ચલાવીને તે આતશને તેના પાતરાં ઉપર– ખુઆન ઉપર તખ્તનશીન કરે છે. આ વખતે તે આતશના ખોઆનની નીચે જે કશ રહે છે તે કશમાં સ્પેન્ત **આરમઇતી દીન યઝત સાથના પોતાના છ મીનો અશીશવંઘહ, આસ્તાદ, આસ્માન, જમ્યાદ મારેસ્પંદ અનેરામ** સાથે આવીને ગાહામ્બારના કુવ્વતોને ત્યાં લાવીને

'કવએમ ખરેનો'ની ગતીને ત્યાં સાબેત કરે છે ફરતી કરે છે અને ત્યાંથી પછી પાસેનો ઓરડો કે જેમાં પાદશાહને ઉભા કરવાના છે તેવણુના ખુઆનના કશમાં તેમ તે કોહના બીજા ત્રણ કશોમાં આરમઇતી તેવો મામલો ઉભો કરી રહે છે એટલે ત્યાંબી ગાહામ્બારના કુવ્વતો અને કવએમ ખરેનોની ગતીને ફરતા કરી રહે છે. આમ આતશનું આલાત થવાની તૈયારી થઇ રહે છે. **આમ થયું છે તેની અસાધારણ બુરહાન તેવણ જાહેર કરે છે કવએમ ખરેનોનો જલ્વો ત્યાં ખુઆન આગળ એક બીજા ચલકતા આતશની માફક પ્રાપ્ત થઈ રહે છે, જે વખતે તે ખુઆન ઉપરના અફરગાનીઆં ઉપરની રકાબીમાંના આતરે-દાદગાહની આસપાસ એક બલુ ખોરેહ ઘણુંજ નુરમંદ ઉભું થાય છે, જેની અંદર પેગામ્બર સાહેબના ચાર મોટા ચેલાઓના કેહપોં યા બીજા કેહપોં થોડુંકને માટે દેખાવ દે છે.**

આમ થયા પછી તે આતરે-દાદગાહનો કશ કે જે રાખ સાથની રકાબીમાં થયો છે તે કશને મજબુત કરવાના પ્રયોગો તે બેઉ નરો નીરંગેવરના જોરે કરી રહે છે. આ કશમાં પાવ મહેલમાંની ૨૩ તલેસમો સરેદ યઝતની સાથે આવીને ઉરવીશ ગાહની તેહગીની અંદર રહીને પછી તેમાં જોડાણ કરશે. આવા જોડાણને પકડી રાખવા તે કશને મજબુત કરવો પડે છે, પછીથી કે જ્યારે પાદશાહ ઉભા થશે ત્યારે તે કશને ઓર જોર મળશે. પણ હાલ તરત તો તે દાદગાહ એકલા છે માટે તેવણને અને તે કશને હાલ તરત તાત્કાલીક જોર આપવું પડે છે. હવે આ વખતથીજ પાવ મહેલ બંધાઇ રહેવાની શરૂઆત થાય છે. તે કવએમ ખરેનોના કશમાં હવે ગીનો ગાસમાંથી વીરપેરદને તે સરેદ યઝતનો ફેરસ્તો લાવી શકશે. આ બધાઓ તે ઉરવીશ ગાહની અઇપિમાં રહીને તે આતશમાં જોડાણ કરશે માટે તે આતશને તેના કશને મજબુત લાયક કરવો પડે છે માટે તે બેઉ નરો સાથે સાથે અમુક પ્રયોગો કરી રહે છે. અમુક વખત પછી તે દસ્તુર થનારા નર વરસીઆજીને લાવીને નીરંગવરને બળે અમુક ખાસ રીતીથી ઇજીને વરસીઆજીની અઇપિમાં તે આતશમાંનું ખોરેહ અને પોતાની અઇપિમાંનું ખોરેહ મોકલીને તેવણમાં ખોરેહને પ્રદરશીત કરે છે. આ વખતે તે દસ્તુર થનાર નર અશવન પોતાનું "નીરંગે-વર"નું બળ ચલાવી વરસીઆજીની તે અઇપિને તે આતશની અઇપિ સાથે મેળવી ચલાવીને ગોયા એક બહોળી સીમા થતી જતી હોય તે બતાવી રહે છે. પોતે અને તે વરસીઆજી બેઉના નવા પાવ મહેલના જોડીઆ દસ્તુર થઇ રહેવાની આવશ્યકતા ઉભી કરે છે. ટુંકમાં આતશ-વરસ-રબીઆ અને પાવ મહેલ થવાના વીસ્તારની ગવની

ગતી સાથની અઇપિ ઉભી કરીને બધા સાતેસાત કશોને તેમ બીજા કશોને તેમાંના બરસમ ગાહના કશને અને તેમાં વપરાવા ધારેલી એ નવગરેહોની લાકડીને ઉશ્તવાર શકિતવાળા તલેસમો જે ત્યાં થશે તેને બરના કરી નાખે છે. જાણવાની જરૂર છે કે તે નર અશવન થનારા દીન-દસ્તુર કરતાં ઘણો આગળ વધેલો હોય છે. તે નર અશવનમાંની અસ્તોની ફેરસ્તાઇ શકિત પરીપક્વ રહે છે, જ્યારે તે થનારા દીન-દસ્તુરની તે શકિત તેવી મજબુત રહેતી નથી, પણ તેને લગતું કામ કરવા પુરતી રહે છે. અત્યાર લગીમાં જે કંઇ થયું તે ૩૩ અહુ અને રતુના અમલોને જોરે તે નર અશવને કીધેલું, જેમાં તે થનારા દસ્તુર સામેલ હતા. અત્યાર લગીમાં તે નર અશવનની અઇપિ જે વર્જ-ગદમનની ખોરેહમંદ હતી તેમાં તે ફેરસ્તાઇ શકિત હતી. હવે 'નીરંગે-વર'નો બીજો પ્રયોગ કરી તે ફેરસ્તાઇ કેહર્પને પોતાથી જુદું કરીને તેવણને ત્યાં થયલા ઉરવીશ ગાહમાં અને ત્યાંના આતશમાં કે જે આતશને તે થયલા વરસીઆજી અને થવાના દીન-દસ્તુર સાથે ઉશ્તાનીક અને અઇપિનો સંબંધ છે તેવા તે આતશ અને તેની તેહગીમાં મુકીમ કરે છે.

આ વખતે એક નુરમંદ જલ્વાને આતશની માફક બહાર પડીને ઉપર ઉરવીશ ગાહની અઇપિમાં કરાર થતું અનજુમન જોઇ શકે છે. તે નર અશવન તેમ તે દીન-દસ્તુર થનાર હોય તેવણુ બેઉ પોતાના ગરેબાનમાંથી માંથો ભણી વધુ ઓછા દાડેમના દાણાઓ ઉભા કરે છે-બેઉ વરસની સકીલ વીટીને પાણી ઉપર તરાવી શકે છે-વીગેરે નીરંગે-વરના પ્રયોગનું જોર બતાવે છે. અનજુમન આગળ "નીરંગે-વર"ના પ્રયોગોની બલીહારી દેખાડવાનું મહાન કામ હવે પુરૂં થાય છે.

હવે પછી હેરબુદો અને મગવોની સામટી અનજુમન એખલી રહે છે અને તે બધા ખોરેહમંદ-વર્જ અવમંદ-ગવ અવમંદો નરોના શુભ મિથ્રેનાં બળ મારફતે હવે તે નર અશવન એક મહાન પ્રયોગ કરે છે. પેલા બહાર પડીને આતશની બરેહમાં તેમ ખોરેહમાં તેમ અઇપિમાં રહેતા ફેરસ્તાને "મીનો ગાસ"માં અહુરમજદનાં તખ્ત આગળ મોકલાવાને "મીનો ગાસ"ના સરેદ યઝતથા પાવ મહેલને આરાસ્તા કરવાનો અધીકાર મેળવવાની અને સરેદ યઝતની મારફતે પેલા થનારા દીન-દસ્તુરને દસ્તુરીના કેહર્પનું જોડાણ કરાવીને દસ્તુરી મેળવી અપાવવાની મહાન ક્રીયા શરૂ કરે છે. નીરંગે વરનાં બળના પ્રદરશનની આ ઉંચી ટોચ

**છે, પણ તેમાં તેના રતુ તેમ તે ભવ્ય અનજુમનના શાહ મિથ્રો-દુઆઓની મદદ રહે છે.**

તે ફેરસ્તો શરેદ યઝતનો અધીકાર લઇને સરેદના નાયબ તરીકે પેલી આતશે-દાદગાહ અને વરસીઆજીનાં બળથી થયલી તેહગીવાળી અઇપિમાં અધીકારી તરીકે આરાસ્તે થઇ રહે છે અને પાવ મહેલની પેલી અફ્દીઓ-તલેસમોને જેઓ ૨૩ છે તેઓને મીનો ગાસમાંથી ઉતારવાની શરૂ કરે છે, વીસ્પેરતુની રચનાને બજા લાવે છે. અમુક વખતે પાવ મહેલ સજ થઇ રહે છે એટલે પાવ મહેલની આરાસ્તગી-કેહપં-રાઝ ઉભો થાય છે. પેલા ઉરવીશ ગાહની વાતાવરણમાં તે ૨૩ તલેસમો તે ફેરસ્તાની સાથે રહીને આતશે દાદગાહમાં સંબંધ જોડી રહે છે. પછી દસ્તુરીના યઝતી કેહપંનો સંબંધ પેલા થનારા દસ્તુરને કરાવી રહે છે ગોયા મીનોઇ શ્યાલ મળે છે. હવે પછીથી તે નર અશવન અને તે નર ઉસ્તાદ તખ્તાની પાછળ રહે છે અને તે દીન-દસ્તુર થયલાનો અધીકાર શરૂ થાય છે. હવે પાવ મહેલ થઇ રહયો, ત્રેવીશ તલેસમો ચાલુ થઇ. હવે તેવણુ પેલી ફેરસ્તાઇ શકિતના હમકાર થયા. તે શકિત સાથની વીસ્પેરતુની ત્રેવીશ તલેસમોને હવે તેવણુ આલાતોમાં જોડીને આલાતોને યઝત વસેલા કરી રહેવાની શરૂઆત કરે છે. પહેલા બેઉ નવગરેહોની અંદર પોતાના નીરગવરના બળથી [redacted]પોતાની સાથના અમલના ફેરસ્તાની ગતીને જોડીને પછી સરેદ યઝતના તે નાયબ ફેરસ્તાજીની હમકારીથી તે તલેસમોમાંની અમુકોને અને પોતા સાથના દસ્તુરીના કેહપંને જોડીને તે બેઉ નવગરેહોને આલાતરૂપની કરી નાખે છે. પછી પોતાના દસ્તુરીના કેહપંથી અને સરેદના ફેરસ્તાની મદદથી પોતા-માંનાં અમલનો ફેરસ્તો જેવણુમાંજ છે તેને જોરે બરસ્નુમની શકિત ઉભી કરીને હવે ખાકનો આલાત નામે બરસમ ગાહને ઉભો કરી તેમાં જોડશે. માટે હવે બરશમ ગાહની અંદર તે વીસ્પેરદની તલેસમોનો સંબંધ જોડી તે બરસમ ગાહને તઇયાર કરવાની શરૂઆત કરે છે. બરસમ ગાહનો કશ જે હવે થયો છે તેમાં પેલી બે તલેસમાતીક નવગરેહમાંની છરીવાળી નવગરેહથી પોતાનો દસ્તુરી તરીકેનો અધીકાર અમુક ક્રીયા કરતો જઇને જાહેર કરે છે-સરોશની ક્ષ્નુમન લઇ '**મીનો ગાસ**'માંની દાદાર અહુરમજદ અમ-શાસ્પંદોની અશો ફીરોઝગર સરોશની-અશો જરથુશ્ત્રની-આદરબાદ મારેસ્પંદાનની અને આદરબાદ મારેસ્પંદની મળેલી દસ્તુરીનું ઉસુલ રામ-શાહ વીસ્તાસ્પ અને પેશુ તનથા છે તે દસ્તુરીઓને યાદ કરીને શાહ ગુશ્તાસ્પ-શાહ કરખુશાહ વીગેરે કેઆની-તેમ બીજા હવાક્રિદા વંશો અને અખમની અને અસ્કાની વ શોના રામશાહોની દએ મુબેદીને યાદ કરીને સાસાન જમાનના પોતા શાહ અરદેશરની તેમ બીજા લાયક શાહોની દએ મુબેદી યાદ કરી છેલ્લી જે રામશાહી થઇ હોય તે દએ મુબેદીને યાદ કરી-પોતાની

દસ્તુરી આ બધા સાહેબોના પેશ રવોના પેશરવ અહુરમજદથી પેલા સરેદના નાયબથી તેને મળેલી છે તે જાહેર કરતા જઈને **ચાર યથા ભણતા** જઈને ઉત્તરથી વચ્ચ ખુણા તરફથી પુર્વ દીશા તરફ જઈ રહે છે. પછી મોટી નવગરેહને બરસમ ગાહની પાનીમાં ફેરવાતો જઈ નીરંગે વરના પાવરથી બરસ્તુમની શકિતને તેમાં ઉભી કરવા **ત્રણ યથા** ભણતા પુર્વથી દક્ષીણ તરફ કશ ખેંચે છે પછી **ત્રણ યથા** ભણતા દક્ષીણ દશા તરફથી પશ્ચિમ તરફ જઈ રહે છે પછી **ત્રણ યથા** ભણતા પશ્ચિમ તરફથી શરૂ કીધેલી પોઇન્ટ ઉત્તર તરફ જઈ રહે છે. એમ **૧૩ યથા** ભણીને તે કશમાં રહેલા બરસમ ગાહના ચાર અનાસરોને ગવહોમંદ કરીને આખી **બરસમ ગાહને ખાકના આલાત** તરીકે કરી રહે છે. પછીથી પહાડીઓના ૧૨) કશો મારીને ખાકના આલાતને પરીપુર્ણ કરી બરસમ ગાહને આરાસ્તે કરી નાખીને બેઉ નવગરેહોમાં પોતાની અંદરની ફેરસ્તાઇ શકિત જે તેવણની અઇપિમાંજ છે તેવણ મારફતે બરસ્તુમની શકિતને ભરી નાખે છે. આ વખતેજ **કુવાઓમાં** તલેસમ જાહેર થાય છે એટલે આબનો આલાત થઈ રહે છે.—પછી બીજા આલાતોની અંદર પેલા ઉભા થતા પાવ મહેલની શકિતઓ જે ઉરવીશ ગાહની તેહગીમાં તેમ આતરે દાદગાહમાં છે તેઓની તલેસમોની અમુક અમુકને પેલા ફેરસ્ના મારફતે જોડી રહે છે. આમ પાવ મહેલ અને આલાતોને ઉભા કરી રહે છે.

હવે મુવેદોની જોડ જે તૈયાર કીધેલી છે તેઓને બરસ્તુમ આપવાના રહયા. નવ સતુનોની વાત કહી છે. એ માંહેલા બે સતુનોથી તો પાવ મહેલ આલાતો થયા. બીજા સાતમાં ચાર સતુનો તરીકે મુવેદોની બે જોડ રહે છે. આ ચાર મુવેદોને તેઓને બરના અમલો અપાયલા છે. તેઓ નવો રોજ માહ ધારણ કરી નાહનો લઈ રહે છે. નીરંગ ખાક-આપથી નાહનો લઈ સખત નેમેલી તરીકતો પાલીને ચોકસ માંથ્રોનો અમલ કરીને પોતાની અઝદ દરોસ્તી કરીને જાનને મજબુત કરીને જોરાને-જાન ખીલવી રહે છે અને કેહપને આઝાદ કરી રહે છે. હવે તે દીન-દસ્તુર તે બેમાંની એક વધુ આગળ વધેલી જોડની પાસે નીરંગ દીન કરાવવા માંગે છે. તેઓને બરસ્તુમ આપવાની તરતીબ હવે શરૂ થાય છે. આ જોડના ઉરવાનોને ૮૨ ઘણું જોર આપવે બરસ્તુમની શકિત તેઓમાં ઉભી થશે, કે જે પછીથી નીરંગ દીન-ગેતી ખરીદ વીગેરે થઈ શકે. હવે ૨૧) ગણુ જોર દીન-દસ્તુરને નાહનો ઉપર રચાયલા અમલો મારફતે અપાવીને પછી તેઓની પાસે મીનો નાવરની યજશ્ને કરાવવાનું શરૂ કરે છે. તેઓ પાસે પહેલે વરસની વીટી તઇઆર કરાવવા વરસને લેવડાવીને પકાવવાની તઇયારી કરાવે છે. પાંચ તાએ કરાવીને રખ્યા કરાવીને વરસ

લેવડાવીને રીતી પ્રમાણે વરસનું પરગણુ કરાવીને પકાવે છે. પછી રાથ્વી મીનો નાવર માટેનું પરગરૂ કરી જોર કાઢે છે. જોતી પછી પોતાના રૂવાનની યજશ્ને કરી ખુપનો ધણી થાય છે. પછી તે ખુપનો ધણી થયલો પેલા રાથ્વીને ખુપનો ધણી કરાવવા મીનો નાવરની યજશ્ને કરાવશે. માટે આગલો વરસ રદ કરી ફરીથી પાંચ તાએ લઈ વરસને પકડી વરસની વીટી કરી–પરગરૂ કરી જોર કાઢીને રાથ્વી થઇને પેલાને જોતી કરી મીનો નાવરની યજશ્ને કરાવીને તેનેબી ખુપનો ધણી કરાવે છે. એમ બેઉને ખુપના ધણી કરાવીને તેઓ પાસે બરશ્નુમ આપવાના આલાતો ભશમ–આવ અને નીરંગ ઉભા કરાવે છે. ભશમને અરદીબહેસ્તની ક્ષ્તુમથી રીત પ્રમાણે લે છે. નીરંગ તો તે વરસીઆજીમાંથી ઝાલે છે અને આબને કુવામાંથી કાઢે છે. આ બરશ્નુમ આપવાના સામાનથી પેલી બીજી જોડ જે તે પહેલી કરતાં જરા ઉતરતી છે તેને બરશ્નુમ આપે છે. તે જોડ દસ દહાડે બરશ્નુમ લઇ રહે છે. આ બરશ્નુમ લીધેલી જોડ પાછી નવો વરસ બનાવી તે મીનો નાવરની યજશ્ને કરશે. અગાઉની માફક દરેક જણ ખુપના ધણી થાય છે અને બરશ્નુમ આપવાનો સામાન તૈયાર કરીને આગલી વધુ આગલ વધેલી જોડને ફરીથી બરશ્નુમ આપે છે. આ બરશ્નુમ લીધેલી જોડ પાછી ફરીથી વરસ કાઢીને મીનો નાવરની યજશ્ને કરીને ખુપના ધણી થઇ રહે છે. પછીથી તે જોડ સરોશની ત્રણ ત્રણ યજશ્ને કરે છે.

પછીથી બરશ્નુમનો સામાન તૈયાર કરીને પેલી જે ઉતરતી જોડ છે તે જોડને બરશ્નુમ આપી તેની પાસે મીનો નાવરની યજશ્ને કરાવીને પછી તેઓ પાસે ત્રણ ત્રણ સરોશની યજશ્ને કરાવીને ફરીથી બરશ્નુમનો સામાન તૈયાર કરાવીને પેલી આગલી ચડતી જોડને ફરીથી બરશ્નુમ અપાવે છે. એમ આગલી ચડતા મરતબાની જોડ કે જે જોરાને–જાનવાલી રૂવાનના ૨૧ ગણા જોરની હતી તે એમ ૭ વખત બરશ્નુમ લઇને પકકી થઇ રહે છે એટલે બરશ્નુમવાળી થઇ રહે છે, જ્યારે બીજી જોડમાં કંઇક કચાસ રહે છે. હવે પેલી પકકી થયલી જોડના તે બરશ્નુમની ઉપર નીરંગ દીનની ક્રીયા અને ગેતી ખરીદ વીગેરેની ક્રીયા કરાવે છે. હવે નીરંગ દીનનો નીરંગ અને પાવ આવ થયું. હવે પેલી બીજી ઉતરતા મરતબાની જોડને આ નીરંગ દીનના નીરંગ અને આવથી બરશ્નુમ આપી રહે છે અને તેને પકકી બરશ્નુમવાલી કરે છે. પછીથી તેઓ પાસે નવી નીરંગ દીન કરાવે છે અને આગલાને રદ કરે છે, આમ બીજો નવો નીરંગ અને આપ થઇ રહે છે. હવે બીજી બધી બાકીની જોડને આ પકકા બરશ્નુમના

આલાતોથી એટલે બીજી વખતના નીરંગ દીનના નીરંગ-પાવ આવ અને રખ્યાથી ધારા મુજબ બરશ્નુમ આપી રહે છે.

જાણવું કે નાહન અને બરશ્નુમ બેઉ જુદા છે જેની વીગત ઉપર વાંચી ગયા છીએ. **'બરશ્નુમ'** ખુદ એક શકિત છે જેને દીન-દસ્તુરે પોતાની અશ્પિમાંના ફેરસ્તાને જોરે ખાકનો આલાત બરશ્નુમ ગાહ કરતી વખતે તે બરશ્નુમ ગાહમાં તેમ નવગરેહોમાં ઉભી કીધી છે જેથી 'બરશ્નુમ'નો ભેદ બરશ્નુમ લેનારાઓમાં ખુપવાલા મુવેદોથી ઉભો થાય છે. કાયદાસરના નાહનથી ધીમે ધીમે રોશનફેલ કરવે તન-મન પાક થાય છે ખરાં, પણ કેહર્પની બુલન્દી થતી નથી. પણ જયારે બરશ્નુમ લઇ રહે છે ત્યારે ઉપર કહેલા બરસમ ગાહમાંની તલેસમથી ત્યાં રહેલી બરશ્નુમની શકિતથી અને દસ્તુરીનાં બળથી તેનાં કેહર્પમાં સુક્ષ્મના આવે છે-બેરેઝ ગતી આતશી ગતી આવે છે **કેહર્પમાં બરશ્નુમ=બેરેઝ ગતી ઉભી કરે છે.**

આવો કંઇક ટુંક ચિતાર નવા સ્વતંત્ર ફસલી તોરના પાવ મહેલ અને આલાતો ઉભા થવા માટેનો છે. આ પાવ મહેલ અને તે માંહેલા ફેરસ્તાની સાઝેસ્તી કેહર્પ લગભગ અમર ગતીના રહે છે ખરા, પણ તેઓની જો હેફાજત દીની કાયદા પ્રમાણે નહી લેવાય તો તેઓ ઉપર આઝાબ પડે, તો તેની વળતી શીક્ષા કોમ ઉપર પડે.

ઉપર કહેલા ચાર વર્ષે કે ૧૨૧ વર્ષે તેઓની મરામત કબીસા વખતે નીરંગે-વરથી થવી જોઇએ, અથવા હાલમાં જેમ છે તેમ તે પાવ મહેલની આસપાસ મીનોઇ દઝ કરીને તેને સનદ કરીને તેનો મીનો ગાસ સાથનો **સીરફ ૧/૩ અણદીઠ** ગુપ્ત સંબંધ રાખીને ગાસના જાહેર સંબંધથી નોખો કરવો જોઇએ કે જેની સમજ ઉપર આપી છે. આવા છેલ્લી રીતના સનદ કીધેલા પાવ મહેલની આણુ આજે છે અને આવા સનદ થયલા પાવ મહેલમાંની સરેદના નાયબરૂપની ફેરસ્તાઇ શકિત પોતે દસ્તુરીની હમકારીથી આજની જાણીતી થયલી નવા આલાતો ઉભા કરવાની રીતીઓથી નવો પાવ મહેલ કેઠેબી ઉભો કરી આપી શકે. પણ તેમ થવા માટે **રેવાજી રોજ માહનોજ અમલ જોઇએ.** રેવાજના રોજ માહને તે પાવ મહેલ અને ફેરસ્તાજી આધીન થયા છે, માટે તેજ રોજ માહના અમલને જોરે તેવણ આકર્ષાઇને કેઠેબી પાવ મહેલનો ચેરાઘ સલગાવી શકે, જુનામાંથી નવો પાવ મહેલ અને આલાતો ઉભા કરી આપે. અમલના ભેદ વીષે જુઓ પાને ૨૧ થી ૨૪ આ બાબદનું આગલું લખાણ.



## સવાલ દસમો.

રેવાજી રોજ માહથી નાહન લીધેલા મોબેદો ફસલી રોજ માહ ભણી ક્રીયાકામ કરી શકે કે?

**જવાબ**—ત્યારે હવે દસમા સવાલનો જવાબ અપાઇ રહે છે કે રેવાજી રોજ માહથી નાહન લીધેલા મોબેદો ફસલી રોજ માહ ભણી ક્રીયાકામ કરી શકેજ નહિ, કેમકે તેઓનું નાહન સાબેત રહેજ નહિ. **નાહન લેવું તે શું?—નાહનનું સાબેત થવું અને રદ થવું તે શું?** અહિંયાં અમલની વાત છે. અમલ એટલે કાર્યસાધક રીતે કાયદાસર વર્તીને કાયદાના અધીકારી થઇને વર્તીને શુભ ફળ લાવવા માટેની લાયકાત મેળવવી તે.

**'નાહન'** એટલે સ્નાન કે જેને **'ક્રસ્નાન'** કહે છે. અંગને ધોવાથી અંગ સાફ થાય છે એ વાત જાણીતી છે. પણ ગમે તેટલું અંગ ધોએ તો તેથી મન વિચાર અંદરનો ભાવ ધોવાઇને શુદ્ધ થતા નથી, જો કે તન ઉપરનો કચરો ધોવાવે આસુદી લાગે તે વાત જુદી છે. આ આસુદી તેનાં મનને તેના મનની ભલી બુરી ગતી પ્રમાણે ભલાઇ કે બુરાઇ તરફ જવાનું જોર આપે. આવા અંગના ધોવાથી અને તનનો દેખાતો મેળ કાપવાથી ત્યારે મન શુદ્ધ થઇ અંદરની ભાવના જે કામની—હવસોની હોય તેની ઉપર કાબુ આવતો નથી. **ત્યારે 'નાહન' તો તે છે કે જેથી તનને સાફ કરવા ઉપરાંત મનને ધોવાનું છે.** મનને ધોવા માટે જાન અને તેના જોરાનોની પ્રબળતા જોઇએ છે. મનને એમ ધોઇને પછી અંદરની કામી ભાવનાને મનના કાબુમાં આપવાની છે. મન એક ઘોડેસ્વાર છે. તે સ્વારના કાબુમાં જ્યારે તેનો ઘોડો રહેતો નથી ત્યારે તે ઘોડો ઘડી ઘડી ભડકીને દરેક ચીજ તરફ અઠડી પડી પોતાને અને સામાને નુકશાનજ કર્યા કરે છે. તે ઘોડેસ્વાર તો બુને ભલો છે પણ તેનો ઘોડો બુને અને ખુદ જાતે ખરફસ્ત્ર છે. આવા સખત રીતના ઘોડાની ઉપર તેનો કાબુ રહી શકતો નથી. મનનો ઘોડો અને ઘોડેસ્વાર ત્યારે એકજ વર્ણના નથી. જડ તનના અનુએ અનુઓની બધી દેખીતી પોઇન્ટો—મરકઝોને મેળવ્યાથી જડ તનનો ઘાટ થયલો છે. પણ જ્યારે જડ તનના ઘાટોના અનુએ અનુઓની સુક્ષ્મ પોઇન્ટોને મેળવીને એકયતામાં લાવે છે ત્યારે મનનો ઘોડો થાય છે. આ ઘોડો ત્યારે જડ તનના અનુએ અનુના વોહુ-

નનો સ્વભાવ રાખે છે કે જેમાં હવસો તરફનું ખેંચાણુ પુર બહારમાં છે. પેલા ઘોડેસ્વારની ઉત્પત્તી કયાંથી છે? માનવમાં અણુદીઠ શરીર નામે **કેહર્પ-ઉશ્તાન-તેવીશી** છે, જેઓ ખોદા-રસીદા છે અને સાથે મલીને ૧૬ ચખ્રોને ચલાવી રહે છે, એટલે માનવમાંના સાત આસ્માનોને ચલાવીને જડ તનને જીવ આપી જીવડાવીને ભોગવટો કરાવી રહે છે. આવા તે કેહર્પમાંની એક ગતી ઘોડેસ્વાર તરીકે નેમાઇને પેલા ઉપર કહેલા જડ તનનાં સુક્ષ્મ પોઇન્ટોને પકડી તેઓને એક ફોકસમાં એકયતામાં-મળવાની ગતીમાં આણીને તેનો ઘોડો બનાવીને તેની ઉપર કાબુ લે છે. ત્યારે આ **કેહર્પની ગતી કે જે ઉપર કહયું છે તેમ જડ તનના અનુઓને મેળવીને ઘોડા તરીકે બનાવે છે તે ઘોડેસ્વાર છે, જે બુને ભલોજ** છે પણ સંગતે ઉતરી પડે છે તે નીચે બતાવેલું છે. જયારે જયારે આ કેહર્પની ગતીના ઘોડેસ્વારનો ઘોડો નબળો થાય છે યા જેવો જોઇએ તેવો થતો નથી, ત્યારે માનવનું મન નબળું થઇને ગાંડાપણું આવે છે. પણ જયાં લગી મનનો ઘોડો ઘોડાના આકારમાં છે ત્યાં લગી તે સ્વાર તેની ઉપર સાબેત છે એટલે માનવને મેડનેસ લાગુ પડતું નથી. પણ આ ઘોડેસ્વારનો કાબુ તે ઘોડા ઉપર રહેતો નથી. ઘોડો જયારે હવસોમાં આવે છે ત્યારે જેની તરફ તેના હવસનું આકર્ષણુ હોય તે તરફ દોડે છે. આ વખતે જો મનના સ્વારનો કાબુ છુટી જાય છે તો હવસોનો પાપી ભોગવટો થઇ રહે છે. મનનો સ્વાર ઉપર જોયું તેમ ખુદ કેહર્પના ગતી છે-ખુદ કેહર્પ નથી. તે હરહમેશ સાવધ રહી શકતો નથી. જો તે મનનો સવાર બઓઇ જે શરીરમાં છે તેના કહયાસર વર્તે તો તે ઘોડો કાબુમાં આવે એમ છે. પણ તે મનનો સવાર ખાકી કેહર્પના આજાબમાં જો હોય, તો બઓઇની સલાહ લઇને ચાલી શકતો નથી, કેહર્પ જે ખોદા રસીદા છે તેની અંદરથી થતા આ સવારની મનોવૃત્તી એવી કાંય થતી હોય તે એક સવાલ છે જેનો જવાબ આસાન છે, કેહર્પ-તેવાષી-ઉશ્તાન તો ખોદા રસીદાજ છે. કેહર્પ તે છે કે જે દાદારના કેહર્પને મલી શકે. આમ છે માટે તેને કેહર્પનું નામ આપ્યું છે. તેવાષી તે છે કે જેમાં એવી શકિત છે કે જે દાદારની આણ રાખે, અહિની નહિ-માટે તો તેને તેવાષીનું નામ આપ્યું છે. ઉશ્તાન તે છે કે જે અનગ્ર રઓચમાંથી બહાર આવેલું માટે તો તેને ઉશ્તાન નામ આપ્યું છે. આ ત્રણે સુક્ષ્મ શરીરો રૂવાન સાથે લાગુ પડેલા દ્રવાઓના ચારમાંના ત્રણ ભાગમાંથી સુધરીને તેવી હાલતે પુગેલાં છે. હવે તેઓ ૧/૪ ભાગ જે હજુર સુધરતો નથી તેને સુધારવા પોતાનો ભોગ આપે છે. માટે હવે આ કેહર્પ

ઉશ્તાન તેવીશી જેઓ હમકારીમાં સાથે રહીને ૧૬ ચષ્મા તરીકે એટલે ૧+૬=૭ સાત આસમાન તરીકે ફરી રહે છે એટલે 'ગાવે-અજૂ' તરીકેની ફરતી કુદરત મીસાલ ફરી રહે છે તે કેહર્પના કુદરત બે ભાગો કરે છેઃ એક ભાગ તેવોજ સુક્ષ્મ રહે છે, જેમાં સાક્ષાત કુદરત અઓજ-ઝોર-તગી-ગવ રહે છે અને બીજો ભાગ માદરની કાની થઇને પોતામાં શેકમ-ગર્ભસ્તાન જેને અઝદ કહે છે તે ઉભુ કરી તે અઝદમાં જાનનો દવ્વાર-દોર મેળવી હાંસલ કરી પેલા ૧/૪ દએવનો રએશ્વ=કચરાનાં ભુનને તે અઝદમાં આણીને તે અઝદમાંના જાનને જોરે જડ તનરૂપ ફરઝંદને જન્મ આપીને તે જડ તનનાં અભડાત સાથે મલી રહીને તેને જીવડાવી મોટું કરીને ભોગવટો કરાવે છે. આ માદરરૂપ કેહર્પને પેલું ખોદા-રસીદા કેહર્પ જાન=ઉશ્તાન=ગવ આપી મદદ કર્યાજ કરે છે. આ જાન-ઉશ્તાન-ગવના શુમારથી તે માદરરૂપ કેહર્પ જડ તનને બનાવીને તેને દોરવી શકે. જો જાન પ્રબળ હોય તો દોરવણી થાય, નહિ તો પેલું માદરરૂપ કેહર્પ જડ તનના અભડાતથી પોતાની સુક્ષ્મતાની ગતી થોડુંકને માટે ખોઇ બેસે છે અને જડનાનું થઇ જાય છે. આથી તે અરધા ભાગના માદરરૂપ કેહર્પમાંની ખુદ કેહર્પને લગતી ગતી ખાકી અને ટુંકી થાય છે-તે માદર રૂપના અરધા ભાગના કેહર્પમાંની તેવીશીમાં ખરફસ્ત્રી ગતી ઉભી થાય છે અને તે માદર રૂપના અરધા ભાગના ઉશ્તાનમાં હવસોનો દમ ચાલી રહે છે. **આવા આઝાબમાં આવેલાં કેહર્પમાંથી જે ગતી ઉભી થાય છે તે પેલો મનનો સવાર છે.** આમ છે માટેજ તે મનનો સવાર તનના આઝાબના ખમવાને લીધે ખરફસ્ત્રી તેવીશીનો અને હવસોના ઉશ્તાનનો થઇ પડીને બઓદની સલાહ લેવાની ફરામોશીમાં પડી રહે છે. એમ મનનો સવાર અને ઘોડો બેઉ મલીને આજના જેવું ચલીત થઇ રહે છે. પણ જો જાન-ઉશ્તાનની પ્રબળતા ઉભી થાય તો ઉપર કહેલા માદરરૂપ કેહર્પ-તેવીશી-ઉશ્તાનને લાગેલી જડતાની વાસ્ના ધોવાઇ જઇને તે સવાર બુદ્ધિ મેળવી બઓદની હીફાજત મેળવે. નીરંગ દીનના નીરંગના પીણા સાથના કાયદેસરના નાહનો ઉપર થયલા અમલોથી જાન પ્રબળ થઇ મનને શુદ્ધ કરી શકે. મનની આવી વીગત છે.

ત્યારે નાહન તે છે કે જે જડ તન ઉપર અને આ મન બેઉની ઉપર અસર કરે છે. તનના જાહેર મેળ ઉપરાંત તે મેળનો મેળ એટલે બાતેન મેળ છે જેને "તાફુન" કહે છે તે દરદોનું નજદીકનું કારણ છે. ત્યારે **નાહનથી** ખાલી જાહેરી મેળ ધોવાય છે એટલુંજ નહિ, (તે તો સાબુથી ધોવાય) **પણ તે મેળ તેનો અણદીઠ મેળ જે તાફુન છે**

**તે તાઉનને ખેંચી બહાર કાઢીને નીથ'ક કરે છે.** આમ જડ તનની દરોસ્તી કરે છે, તેમ પેલાં મનની દરોસ્તી કરે છે. નાહનમાં વપરાતા ઇજેલા નીરંગને માંથ્રથી મીથ્રથી પીને તેને કેહપ' તરફ મોકલવામાં આવે છે. કેહ-પ'ના બે ભાગોમાંનો પેલો ખોદા રસીદા કેહપ'નો ભાગ કે જેમાં કુદરત વસેલી છે તે–તે ઇજેલા નીરંગમાંની બરજીસી ખાસ્તરને પેલા માદરરૂપ કેહપ' જે જડ તનથી અભડાયું છે જેના ગભ'સ્તાન તરીકે અઝદનું શરીર જાન સાથનું રહયું છે તે માદરરૂપ કેહપ'માં મોકલી જાનના બઓદના પાવરને વધારી, જોરાને–જાન ખીલવીને તે માદરરૂપ કેહપ'ના ભારને ઓછો કરે છે. તે માદરરૂપ કેહપ'માંથી જાન મારફતે ઉભા થયલા મનના સવારની અંદર તે પ્રબળ થયલો જાન વધુ પ્રબળ થઇને તે મનની ખરફસ્ત્રી ગતીને કાબુમાં લઇને ગોસપંદી બનાવી તેને બઓદની હેફાઝતમાં મુકે છે. અને મનનો પેલો ઘોડો જે શરીરના અનુઓના વોહુનનો છે તેમાંની ખરફસ્ત્રી ગતીના દોરોને–હવસોના દોરોને નરમ શાંત કરીને તેઓમાંના વોહુનમાંની ગતીને તે ગવના તાબામાં આણે છે. આમ તે ઘોડાને શાંત ગીજાજનો અને ઠંડો કરી નાખે છે. **આમ મનનો સવાર અને ઘોડો બેઉ શાંત થાય છે. એવી રીતે નાહનથી તન–મનની સુક્ષ્મતા થઇ રહે છે.** †નાહન–ફ્રસ્નાન ત્યારે આટલું કરી શકે છે. નાહ-નમાં પીવાતા તે ઇજેલા ગોમીઝમાંની બરજીસી અસરનો આવો પ્રભાવ છે. બરજીસી અસર તે તરામાં વરસીઆની યોનીમાંથી આવેલી છે જેને પેલા પાવ મહેલમાંના ફેરસ્તાની ગતીથી યસ્ન વખતે તે તરામાં સીલ કીધી છે. ત્યારે એમ થયું કે **નાહનથી** તન–મન જે દરોસ્ત

---

† અહિંયાં નોંધવું કે કાયદાસરના નાહન ઉપરાંત તેણે રોશન ફેલ રાખીને તરીકત ઉપર ઉશ્તવાર રહેવું જોઇએ. તેની ઉપર હવસોના અનેક ગલ્બા વધુ જોશથી થતા રહેશે તેને માટે તેણે ઉશ્તવાર રહેવું જોઇએ. તેનો જો બાતેન મીથ્ર તેણે રોશન ફેલથી સાચ્ચો રાખ્યો હશે તોજ કુદરત તેને મદદ કરશે. નાહન તેની તન–મનની જમીનને સાફ કરશે પણ તે સાફ થયલી જમીન ઉપર કચરો તો પડવાનોજ છે. આ જગત તો દ્રુજો દેમાન છે, દ્રુજનું રહેઠાણ છે, માટે દ્રુજનો કચરો તેની સાફ થયલી જમીન ઉપર ખુબ જોશથી તે સાફ થયલી જમીન તરફ ખેંચાણ રાખીને પડશેજ માટે તે કચરાને –દ્રુજને સાફ તો કરવાનોજ–પરહેજવાનોજ છે. કચરો–દ્રુજી ગતી મન–બોલ–વિચાર કે જે તે સાફ થયલી જમીનનો વિસ્તાર છે તે બધા ઉપર પડે માટે બધેબધથી સાફ કરવોજ પડે છે. પણ તેવા તે માણસને કુદરત બધી રીતની સગવડ આપશેજ એટલું નીરવીવંદ છે–કોઇબી રીતે તેને સત્યસંગ આપીને મદદ મોકલે તે સત્ય છે.

હાલતના થયા તે ઇજેલા ગેમીઝની બરજીસી ગતીથી એટલે પેલા ફેરસ્તાની ગતીથી આણથી થયા. આ બરજીસના પ્રવાહની અસર તેના તન-મન ઉપર રાખવા ત્યારે **હકીકતમાં** તે ફેરસ્તે છે અને મારેફતમાં તે ઇજેલા ગેમીઝમાંની બરજીસી ખાસ્તર છે અને તરીકતમાં ઇજેલા તરાનું કાયદેસરનું પીણું છે. ત્યારે તે મુએદે પેલા ઇજેલા તરાને પીવા માટે જે નાહન લેવાની ક્રીયા કીધી તે તેને માટેને અમલ થયો. આ ક્રીયાને અમલને પાયે **રોજ માહને** વપરાસજ છે. તે રોજ માહની તલેસમથીજ તે ફ્રેરેસ્તે છે કે જેથી તેને તે નાહનની પાકીઝી મળી. હવે જો તે રોજ માહની તલેસમને તે તોડી નાખે-તેની આણમાંથી છુટી જાય એટલે નવો રોજ માહ પઢે, તો પછી આ તો નિરવીવાદજ છે કે તે રોજ માહની તલેસમની હેફાઝત તેની ઉપરથી છુટી જાય એટલે તે ફેરસ્તાની આણ જાય એટલે હકીકતી તેલ પુરૂં થાય એટલે નાહનની બત્તી બુજાઇ જાય.

એમ ત્યારે રેવાજી રોજ-માહથી નાહન લીધેલા મોબેદોથી ફ્રસલી રોજ માહ ભણી શકાયજ નહિ. અને ભણે તો નાહન તુટે. ત્યારે કાયદાસરનું નાહન મુવેદ કે બેહદીન સાહેબો દર છ મહીને કે વરસે લેવા કરે ત્યારે ઉપર કહેલી શુભ ગતી મેળવે-શુભ ફાયદો થાય. **પણ અહિંયાં તો મુવેદોનાં નાહનને સવાલ છે.** બેહદીનોના નાહનને સવાલ નથી. તે મુવેદે નાવર થતી વખતે **બે બરશ્નુમો** લીધેલા. પછી મરાતબ થતી વખતે **એક બરશ્નુમ** લીધેલું. પછી ક્રીયામાં સામેલ થવા માટેનું **એક બરશ્નુમ** લીધેલું એટલે ચાર બરશ્નુમો લીધેલા. પછી બીજા અનેક લીધાં હોય. ત્યારે આટલાં કમમાં કમ ચાર બરશ્નુમો લીધા પછીથી નાહન લેવાની વાત અહિંયાં છે. બહેદીનો કંઇ તેમ કરતા નથી. (**બરશ્નુમ કંઇ સીરફ નાહન નથી**). બરશ્નુમની ક્રીયામાં **નાહન** એક ભાગ રોકે છે. નાહનથી ઉપર જોયું તેમ તન-મન શુદ્ધ થાય છે. પેલા માદરરૂપ કેહર્પમાંના ઉસ્તાન જાન પ્રબળ થવાથી તે કેહર્પને હલકું કરે છે એટલે કે તે કેહર્પરૂપ માયને તે તનનાં બચ્ચાંને પોખીને મોટું કરીને શાખવેલું કરીને લાહેર માહેર કરવાના કામમાં નસીહત અને જોર આપે છે. પણ જ્યારે '**બરશ્નુમ**' તે લે છે ત્યારે બરશ્નુમ આપનાર ખુપને ધણી પોતાની મારફતે બરશ્નુમની શકિતને તેનામાં ઉતારીને તેનામાં બરશ્નુમને પાવર આણે છે. **બરશ્નુમને પાવર તે છે કે જેથી બરૅજની ગતી એટલે મોટાઇની ઉંચાઇએ જવાની ગતી** એટલે દાદારને મેલાપ કરવાની ગતી પ્રાપ્ત થઇ શકે છે. આ વખતે માદરરૂપ કેહર્પ પેલા આઝાદ કેહર્પની બરાબરનું થઇને તેમાં કુદરતને વાસો થાય છે એટલે

દાદારને પુગાય છે. બરસ્નુમ શબ્દ **બરૅજ**=ઉંચે ચઢવું-ઉંચાઇએ જવા ઉપરથી છે. **'બરૅજ'** ઉપરથી **'બરેશ્નુ'** શબ્દ છે, જેનો અર્થ ઉંચાઇએ ચઢેલો દાદારનો મેલાપ મેળવેલો એમ થાય છે. ત્યારે **'બરેશ્નુમ'**નો પાવર એટલે દાદારના આતશની ગતી પામીને દાદાર તરફ ઉંચે ચઢેલો-ઉંચાઇએ ગયલો એમ અર્થ થાય છે. બરસ્નુમ લેનારે અગાઉ નાવર મરાતબ થતી વખતે અને સામેલ થતી વખતે ચાર બરસ્નુમ લઇને અનેક વખત પોતાના આતશને દાદારના આતશ સાથે મેળવીને દાદાર તરફ ચઢીને પાછો ઉતરેલો હતો. પછી જ્યારે તે ફરીથી બરસ્નુમ લે છે ત્યારે પહેલે **'નાહન'** લઇ તન મનને ઉપર કહયું તેમ શુદ્ધ કરે છે. આ શુદ્ધતા પેલા માએરૂપનાં **કેહર્પમાંના ઉશ્તાન-જાનના પ્રબળ થવાથી તે કેહર્પનો ભાર ઓછો થવાથી થાય છે.** જાન રજેરજમાં પસરેલો છે. જ્યારે એવો જાન પ્રબળ થાય છે ત્યારે તે જાનની જોરાને-જાનની ગતીથી તન-મનનો વેહુન હવસી ગતી શાંત થઇ ગવની-પરમાર્થી થઇ જાય છે એટલે તે માદરરૂપ કેહર્પને આશાએશ મલી રહે છે એ વાત ખરી પણ એવા નાહનથી તે માદરરૂપ કેહર્પમાં શકિત કુદરતનું રહેઠાણ અને જોમ આવતા નથી. સીરફ ભાર ઓછો થયો. તે માદરરૂપ કેહર્પનાં **ચખ્રોમાં** તો ખાકનો ભાર એટલે દ્રવાઓ કે જેને સુધારવાનો છે તેનો રએશ્વ=કચરો કે જેમાંથી ભવિષ્યમાં તન થઇને ટકશે તે કચરો રાખવે થતો અભડાત તો હજુર છેજ. **બરશ્નુમથી તે માદરરૂપ કેહર્પમાં એટલે તેનાં ચખ્રોમાં બેરેઝ ગતી આવી શકે છે; તે ખાકની ગતી તે અભડાટ ઓછો થતો જઇ સુક્ષ્મતા થતી આવે છે એટલે ખાકી ગતી આબી અને બાદી ગતી જેવી ઓછા અભડાટની થઇને છેલ્લે શુદ્ધ આતશી ગતી થતી આવે છે.** એમ માદરરૂપ કેહર્પમાં અસલ શકિત જે ખોદા રસીદાની હતી જે પાછળથી તનનો ગર્ભ રાખતી વખતે ગુમ થયલી પોશીદા થયલી તે આવતી જાય છે; **આમ 'બરશ્નુ'વાળુ એટલે ઉંચ શકિતએ ચઢેલું માદરરૂપ કેહર્પ થાય** ત્યારે પેલા ખોદા રસીદા કેહર્પ જે તેથી જરા દુર છે તે તેમાં આવીને ફરી રહે. એમ **કેહર્પનાં ૧૬ ચખ્રોની ગતી બાલે થાય.** આવી હાલતને **બરેશ્નુની** એટલે ઉંચે ચઢેલી હાલત કહે છે. આવું માદરરૂપ કેહર્પ પછી પોતાની દએવીક ગતીના રએશ્વ-ખાકના **ભાર**ને આસાનીથી સુધારીને તેને સુક્ષ્મ કરી જડ તનમાં સુક્ષ્મતા લાવીને તે જડ તનને **તનપસીન તરફ એટલે સુક્ષ્મતા તરફ હવસ રહીતના થવા તરફ લઇ જઇ શકે છે.** આમ **નાહ-**

૫.

નથી સીરફ તન–મનની શુધ્ધતા છે એટલે ખાકી કેહુર્પને આસાની ઉશ્તાન જાનનું જોર મળે છે. પણ બરેશ્નુમથી ખાકી કેહુર્પમાં અસલ ખોદા રસીદા હાલત આવે છે એટલે કેહુર્પમાંનો આતરે વોહુ ફ્રિઆન નીસ્તીના ઉંચામાં ઉંચા ભુવનના મીનો કરકો આતશને મળીને ગરોન્માનના આતરે–ફ્રોબાને મળીને યઓઝદાહની શકિત ધરાવી શકે છે. આવી હાલતને 'બર્રશ્નૂ'ની હાલત કહે છે. આ હાલત છ મહીના લગીજ રહે. પછીથી તેને નવું 'બરેશ્નૂ' લેવું પડે.

આ બરેશ્નુમની શકિત બરશ્નુમ ગાહની તલેસમ અને દસ્તુરીને જોરે નાહન નહવડાવનાર ખુપે રૂવાનવાલા ખુદ બરશ્નુમ રાખનાર મુવેદે તેને આપી. તે ખુપે રૂવાનના મુવેદે દીન–દસ્તુરીના જોરે અને પેલા ફરેશ્તાને જોરે–પાવ મહેલની તલેસમને જોરે પોતે બરશ્નુમની ગતી મેળવેલી હતી અને પછી ખુપ રાખેલી હતી કે જેથી તેને બીજાને બરશ્નુમ આપવાનો અધીકાર મલ્યો હતો. ત્યારે તે મુવેદમાં બરેશ્નુમની ગતી અનેક વખતે આવેલી એટલે સરેદ યઝતના ફરેશ્તાની અને દીન–દસ્તુરની દસ્તુરીનો ઇલાકો તેની ઉપર પુર બહારમાં છે. આવો મુવેદ જ્યારે નાહન લે ત્યારે ઘણી આસાનીથી અને વધુ જોશથી પોતાના તન મનને પાક કરી શકે અને પાવ મહેલમાંના ફેરશ્તાની અને દીન–દસ્તુરની દસ્તુરીની આણ પોતામાં રાખી શકે. ત્યારે બરશ્નુમ તેણે લીધું એટલે પહેલે તે શખ્સ નાવર મરાતબના દરજ્જાએ પુગેલો હતો. આમ થવા તેણે અમલ કીધો. અમલ થવાને માટે તેણે 'રોજ માહ'નો સીલસીલો અને તે રોજ માહ સાથે જોડાયલા ફેરશ્તાનો સીલસીલો અને દીન–દસ્તુરની દસ્તુરીનો સીલસીલો અને તે પાવ મહેલમાંના વીસ્પેરતુનો સીલસીલો લીધો. જ્યાં લગી રોજ માહ તેજ રાખે ત્યાં લગી આ સીલસીલો છે. જ્યારે તે રોજ માહને છોડી દે ત્યારે તે સીલસીલો તુટે એટલે દસ્તુરીની આણ –ફેરશ્તાનું હિફાઝત–તે–પાવ મહેલનું જોડાણ તેનામાંથી તુટે. આમ રેવાજી રોજ માહ સાથે જોડાયલા બરશ્નુમ નાહન લીધેલાઓથી ફસલી રોજ માહ ભણાયજ નહિ.

## સવાલ અગ્યારમો.

રેવાજી રોજ માહથી નાવર મરાતબ-થએલા મોબેદો પાસે ફસલી રોજ માહ ભણાવ્યાથી આપણા અસલી કદમો કદીમ સીલસીલો ધરાવતાં જુના ચાલુ રેવાજી બરશ્નુમ તેમજ આલાતોને કેવી રીતે હાની પુગે તે જણાવશોજી.

**જવાબ**-રેવાજી રોજ માહથી નાવર મરાતબ થયલા મોબેદો પાસે ફસલી રોજ માહ ભણાવ્યાથી આપણા અસલી કદીમો કદીમ સીલસીલો ધરાવતાં જુના ચાલુ રેવાજી બરશ્નુમ તેમજ આલાતને હાણી પુગે છે.

ઉપર દસમા સવાલમાં નાહન અને બરશ્નુમનો સંબંધ જોયો; નાહન અને બરશ્નુમનો અમલ જોયો. અમલ રોજ માહની ઉપરજ હોય. રોજ માહના અમલથીજ તે ફેરશ્તો ઉભો થયો છે તે જોયો. જે દહાડે પાત્ર મહેલના બનાવનારે અમલ કીધેલો **તે દહાડાના રવીના સ્યાના ઉશ્તાન-મીથ્ર-તે દહાડાના યઝતના ઉશ્તાન-મીથ્ર** અને **તે દહાડે પડતા ઉપયનનાં ચલનના ઉશ્તાન-મિથ્ર** અને પોતે અમલ કરે છે માટે **પોતાના ઉશ્તાન-મિથ્રોની સામટી ગતીથી** તે બધાના સામટા અમલોથી અશોઇની વરઝીશીથી તે ફેરશ્તો થયો. ત્યારે **તે ફેરશ્તાના માવતર તે રોજ માહનો અમલ થયો. ફરઝંદ હમેશાં માવતર-નોજ સેવક હોય, માટે તે ફેરશ્તો તે રોજ માહથીજ આકર્ષાય.** જ્યારે એક મુવેદ નાવર થાય ત્યારે તે મુવેદ '**નેહુવરૂ**' લગી પુગે. '**નેહુવરૂ**'માં '**નેહુ**' અને '**વરૂ**' બે આકારો છે. '**નવ**'નો આંકડો તલે-સમાતીક શકિત જે પુર્ણતામાં હોય, જે યઝતોની-અમશાસ્પંદોની-દાદારની હોય તે બતાવે છે. '**વરૂ**' એટલે તલેસમાતીક ફેરાવો-તલેસમાતીક ચક્ર એટલે સત્તા મેળવીને દાદારના કહયાસર ફરતી ગતી જેને રથ્થ્ય ચક્ર કરીનેબી કહે છે તે. **આ 'નેહુવર'ને નવમુ આસ્માન કહે છે. આ નવમાં આસ્માનને અહુનવર કહે છે એટલે અહૂના તે સાહેબનો વર તરીકે ઓળખે છે.** આ અહુનવરનું નવમું આસ્માન નેહવર તે અહૂનાં વસ્ત્ર તરીકે છે. આ નેહવરનાં વસ્ત્રમાં યઝતી ગતીઓ સમાય છે. **યઝતો-અમશાસ્પંદો આ 'નેહુવર'ની દીક્ષામાં છે-તેઓ ખુદ 'નેહુવર'**

છે. જ્યારે એક મુવેદ પોતાના અમલથી તે પાવ મહેલને જોરે તે માંહેલી ફેરસ્તાઇ ગતીને જોરે બે બરસ્નુમો લઇને અને દસ્તુરીનું કેહપ જે અહુરમજદથી જરથુસ્ત્રથી હાલી જમાનના ચાલુ દસ્તુરીના દમ સાથે જોડાયું છે તેની દસ્તુરી દીની ફરમાનને જોરે ક્રીયાઓ કરી ખુપે રવાન થઇ એટલે સચેત રવાનના થઇને નાવરની ક્રીયામાંથી પસાર થાય છે, ત્યારે મુવેદ ઉપર કહેલા 'નેહવર'ની દીક્ષાએ પુગે છે, **નેહવરની દીક્ષા લે છે અને યઝતોની મીજલસનો ગેતીને લગતો સભાસદ અનુયાયી થઇ યઓઝદાની-પવીત્રાઇની ગતીનો રાખનાર યઓઝદાથ્રેગર થઇ રહે છે.** (૧) ત્યારે ઉપરના **નેહવરના નવમા અહુનવરના આસ્માનમાંના હવયઓનનો** ભેદ એટલે અહુરમજદના વસવાટનો-૩૩ અહુઓના-૩૩ રતુઓના વસવાટનો ભેદ એક બાજુએ-(૨) **મીનો ગાસ** જે અશો જરથુસ્ત્રની છે અને ગવની કુદરતનો હમકાર છે તે વચમાં અને (૩) **ગેતી ઉપરનો પાવ મહેલ અને તે માંહેલી વીસ્પેરદની તલેસમો-ફેરસ્તાજી-દીનદસ્તુરી** નું કેહપ, બરસ્નુમનું કેહપ જે બરસ્નુમ ગાહમાં છે તે-નીચે ગેતી ઉપર; આમ મુળ સીલસીલો જે પાવ મહેલમાં ચાલુ છે તેનો રાખનાર તે નાવરની પદે પુગેલો મુવેદ થાય. આ સીલસીલો જે પાવ મહેલમાં છે તેનો અમાનતદાર trustee વાસ્ત્રીઓશ તે થઇ રહે છે-અને ધનામીન જે તે સીલસીલાને તોડવા છુપ પટકે છે તેનો જબરો હમનબર્દ થઇ રહે છે. પછી જ્યારે તે નાવર થયલો મરાતબે પુગે એટલે તેનો મરતબો ઉપરના નવમાં નેહવરના આસ્માનમાં વધે છે અને તે નાવર હવે ઉપર કહેલા સીલસીલાનો અધીકારી થાય છે, એટલે હવે આ સીલસીલાને ટેકવવા તેને રથેશ્તારી અને આથ્રવનીનું જોમ મળે છે અને પોતે ખુપની ગતી રાખીને અહ્રીની શકિતને ખાસ કરીને રાત્રીએ કે જ્યારે તેનું જોર વધે છે ત્યારે માર્યાજ કરે છે માટે રાત્રે હમેશાં વંદીદાદનો અમલ કર્યાજ કરે છે. આવા બુલંદ સીલસીલાથી ગેતીની આબાદી થાય છે, જગતનું કલ્યાણ થાય છે, ફ્રશો-ગર્દનો રંગ ગેતીમાં જાગી રહેનો જામનો રહે છે અને ધનામીન હારતો રહે છે. ધનામીન જેમ જેમ હારતો જાય છે તેમ તેમ અહ્રીની શકિતઓની પુસ્તપનાહ તુટતી જવે તેઓનો નાશ થતો જઇ તેઓ ગાવ્યોદાદને તાબે થતા જાય છે, અને ફ્રશો-ગર્દ થવાનો સામાન ઉભો થતો જાય છે. પણ જો ઉપરના ૧-૨-૩ નો સીલસીલો કે જેનો અધીકારી

તે મુવેદ થયો છે તે સીલસીલો જે મુવેદની ખુદની નાસઝાવાર ચાલ ચલણુથી તુટે તો ધનામીન ફત્તેહ પામે, ગેતીમાં ફરીા-ગર્દ થવાનો સામાન તેટલો કમ થતો આવે અને મુવેદોની આવી ખુપે-રવાન સાથની મરાતબ અને નાવરની ગતીઓથી-તેમ દીની યસ્નની દરોસ્તીથી ગેતીના લોકોની બદકરણીના વાદળાંઓ જેઓ સએન દુજ તરીકે બંધાયા હોય તેઓ આબના ગર્ભ વગરના થઇને પખોડાઇ જતા હોય તેઓ (તે સએનના ગુબારો) ગર્ભવંત થઇ આબદાર થઇ પોતામાંથી આફતનો વરસાદ લડાઇઓરૂપે કે ભયંકર આગો-ધરતીકંપરૂપે કે પ્લેગોરૂપે કે અન્ય રૂપે-પાડે; એમ ધનાની અને અહીની કાળી બાજુની ફતેહ થાય અને પાવ મહેલની હકીકતી મતલબ ઉલટાઇ જાય. વળી તે ત્રણુનો સીલસીલો જે તે મરાતબવાલા પાસે છે તે જ્યારે તુટે, ત્યારે તેના તુટવાનું reaction વળતો જવાબ પેલી ગેતી ઉપરના પાવ મહેલ અને ફેરસ્તા ઉપર પડે એટલે તેઓ ઉપર આઝાબ પડે. આ આઝાબનો 'પઇત્યોગેત' કુદરતનો હદ ઇનસાફનો કાયદો આખી અનજુમન ઉપર તેમ તે મુવેદ ઉપર પાડે. અનજુમનની ઉપર તેટલો વખત પડે પણુ તે મુવેદની તો સાત પહેડી લગી તે 'પઇત્યોગેત' પડયા કરે. એમ અનજુમનને-તેમ પાવ મહેલને ખમવું પડે-પાવ મહેલને લીધે દેખીના આલાતોબી આઝાબમાં આવે. તે મરાતબની પદવીએ પુગેલો મુવેદ ત્યારે જો દીની રીતરીવાજોને ઠોકરે મારી બે પાંચ દહાડાની દુન્યાના ક્ષણુભંગુર લાભ અર્થે રોજ માહ ગેરકાયદે બદલીને ભણે, તો તેનો અમલ તુટે એટલે તેનું બરેશ્નુમ તુટે, તેનો તે ફેરસ્તા સાથનો સંબંધ અને વીસ્પેરદ સાથનો સંબંધ અને દરતુરીની સાંકળ પકડવાનો સંબંધ તુટે, તેમ ઉપર કહેલા ત્રણુ મુળ સીલસીલાની કડીઓ ઉપર ભાર પડે અને ઉપર કહયો છે તેવો આઝાબ તે સીલસીલાને પુગાડે-ધનામીનને ફત્તેહ આપે. આમ પાવ મહેલમાં ચાલી રહેતા કદીમો કદીમ સીલસીલાને આવા મુવેદો ધકકો પુગાડે છે.

## સવાલ પાંચમો.

બરશ્નુમ માટે "દસ્તુરી ભણુવાની જરૂરની છે કે? અને કેવી રીતે? દસ્તુરી ભણુતી વખતે કેટલાક મોબેદ સાહેબો દસ્તુરનું નામ લીએ છે. જયારે કેટલાક મોબેદો "દસ્તુરે-ઇન-ઝમાન કરીને ભણે છે. ત્યારે અસલમાં દસ્તુરી કેવી રીતે લેવાતી હતી? અને દસ્તુરી લેવાની મતલબ શી હતી? તથા હજી પણ દસ્તુરી કેવી રીતે લેવાય છે? આ બાબદનો વીગતવાર તુલોતવીલ ખુલાસો કરવાની મહેરબાની કરશોજી.

**જવાબ**-બરશ્નુમ માટે દસ્તુરી ભણુવાની ઘણીજ અગત્ય છે, ના, તે દસ્તુરી ભણ્યા વગર '**બરશ્નુમ**'ની મતલબ પાર પડતી નથી તેનાં કારણો છેઃ-

### પહેલે દસ્તુરીની ખરી હકીકતી સમજ લઇએ.

દાદારનો હોકમ અને માનવનો હોકમ વચ્ચે ફરક છે તેની હકીકત ઉપર જોઇ. માનવનો હોકમ ભાવવાચક રૂપનો અણદીઠ સામા માનવથી સાંભળ્યા વગર નહિ પકડી શકાય તેવો હોય. પણ દાદારનો હોકમ તો જીવતો જાગતો ઇસમરૂપનો છે. તે ખુદ કેહર્પ છે. દાદારના જેવોજ ઇનસાફી છે. કેમકે દાદારમાં ઇનસાફ છે માટે દાદારમાંથી બધુંજ ઇનસાફી પુર્ણતાવાળુ અને કેહર્પવાળુ દાદારને પુગેલુજ જગતને માટે ભોગ આપનાર-દાદાર તરફ ફરમાન બરદાર કરનારૂજ નીકળે. આમ દાદારનો હોકમ-દસ્તુરી એક કેહર્પ છે, યઝતી શકિત છે જે અમશાસ્પંદો-યઝતો-જરથુશ્ત્ર તેવણના ચેલામાં તેઓની લાવેલી દીનના રામશાહો અને રાએનીદારો દીન-દસ્તુરોના ઉશ્તાન-દમમાં જોડાણ કરી રહે છે જેનો સીલસીલો હાલી જમાનના મરાતબની ગતીએ પુગેલા બરશ્નુમ સાએત રાખતા દીન-દસ્તુરના દમમાં થોકેલો છે. જો દીન-દસ્તુર જે મરાતબવાળો હોય છેજ તે પોતાના બરશ્નુમની દરકાર નહી લેતો હોય તો દસ્તુરીના કેહર્પના તે ઉશ્તાન-દમને તેના ઉતરી પડેલા દમ-ઉશ્તાન સાથે જોડાવવાને લીધે અભડાવું પડે માટે તે દીન-દસ્તુરો ઉપર મોટી જવાબદારી લટકે છે. છતાંબી દસ્તુરી તો તેઓની અંદર ઠેકો લેતી ગણાય છે.

આપણે ઉપર લંબાણથી પાવ મહેલની રચનાની ગુહ્યતા જોઇ; બરશ્નુમ ગાહ-આલાતોની અંદર આવેલો પાવ મહેલના વીસ્પેરદનો સીલ-સીલો જોયો, કે જેને પેલો સરેદ યઝતનો નાયબ ફેરશ્તો ચલાવી રહે છે.

બરશ્નુમ ગાહ શું છે? તે ખાકના આલાત તરીકે ગણાય છે કે જેમાં મુળ અશવન દીન-દસ્તુરે પોતાના ઉભા કીધેલા અમલના ફેરશ્તાને જોરે અને સરેદના નાયબ ફેરશ્તાની હમકારીથી બરશ્નુમની શકિત ઉભી કરીને સાબેત કીધી છે જે નવગરેહોમાં અને બરશ્નુમ લેતા મુવેદોમાં પંથરાઇ રહે છે.

બરશ્નુમ ગાહ ત્યારે એક પાવીવાળી જગા રહે છે કે જેની અંદર 'બરશ્નુમ' લેવાની ક્રીયા થઇ રહે છે. બરશ્નુમ ગાહની પાવીની જગાની વચમાં પશ્ચિમથી પુર્વ લગીમાં ત્રણ અને પાંચ પથ્થરોની ઢગલીઓ મુકેલી રહે છે. ત્રણની ઢગલીઓ અગીઆર રહે છે-પાંચની ઢગલીઓ દસ રહે છે. પહેલી ત્રણની અને પછી પાંચની, પછી ત્રણની પછી પાછી પાંચની એમ તે ઢગલીઓને અમુક અમુક દુરીએ ગોઠવેલી હોય છે. પાંચની પહેલી ઢગલી ઉપર બરશ્નુમ લેનાર બેસીને બરશ્નુમની ક્રીયા બરશ્નુમ આપનાર સાથે લઇ રહે છે અને પછી પાસેની ત્રણની ઢગલી કુદાવીને બીજા પાંચની ઢગલી ઉપર બેસીને તેવી રીતે બધી પાંચની ઢગલીઓ પુરી કરી ત્રણની ઢગલીઓ કુદાવી રહીને ક્રીયા પુરી કરી રહે છે. ત્યારે બરશ્નુમ લેવાની ક્રીયા માટે-નાહન લીધા પછી પાંચ અને ત્રણની ઢગલીઓ ઉપરથી ક્રીયા કરવી પડે છે; પાંચની ઢગલી ઉપર ક્રીયા કરે છે અને ત્રણની ઢગલી કુદાવી રહે છે.

ગેતીમાંના પાવ મહેલમાંની વીસ્પેરદની રચના મીનો ગાસમાંની વીસ્પેરતુની રચનામાંથી છે. આ વીસ્પેરતુની રચના દાદારના ૩૩ અહુ અને રતુમાંથી છે. **ગેતીમાંના પાવ મહેલમાંની આ વિસ્પેરતુની રચનાનો અણદીઠ ચલાવનાર તે ફેરશ્તો છે અને દીઠ ચલાવનાર દીન-દસ્તુર છે.** આ બેઉ ફેરશ્તો અને દીન-દસ્તુરની આણુની ઉપર પેગામ્બર સાહેબ અને તેવણના જાયનશીનોની આણુ એટલે દસ્તુરી છે. છેલ્લી દસ્તુરી રાયનીદાર આદરબાદ મારેસ્પંદ સાહેબની હતી. પેગામ્બર સાહેબને અહુરમજદ અને અમશાસ્પંદો અને સરોશ તરફથી દસ્તુરી મળેલી છે. આમ ત્યારે ગેતીમાંના પાવ મહેલમાંની વીસ્પેરતુની રચના જે મીનો ગાસમાંથી છે તે ૩૩ આલાતોમાં વસેલી છે. ૩૩ આલાતોમાં તે વીસ્પેરતુની અદ્રષ્ય તુરી ગતીનો વસવાટ પેલા સરેદ યઝતના નાયબ ફરેશ્તાથી અને હાલના દીન-દસ્તુરની ચાલતી દસ્તુરી જે દાદાર-જરથુશ્ત્ર અને આદરબાદના સીલસીલાની છે તેથી ટકી રહે છે. ત્યારે ૩૩ આલાતો ઝઓથ્ર તરીકે એટલે યઝતો વસેલા ત્યારેજ રહેલા કહેવાય, કે જ્યારે તે ૩૩

આલાતોની ઉપર સરેદ યઝતના નાયબ ફરેશ્તાનો મીનો વહીવટ અને દીન-રસ્તુરનો દેખીતો વહીવટ ચાલુ હોય એટલે દસ્તુરી ચાલુ હોય.

આ ૩૩ આલાતોની અંદર તે મીનોઇ રચના રહે છે ખરી, પણ તે રચનાની ખીસ્કારી હરહમેશ ચાલુ રહેતી નથી એટલે ૩૩ આલાતોમાંની ઝઓથ્રની ગતી-૩૩ આલાતોમાં રહેલી યઝતોની દરગાહ-કામ વખતેજ ખુલ્લી ચાલુ હોય, કામ બંધ થાય કે તે દરગાહ બંધ થાય. ત્યારે ક્રીયા કરતી વખતે જ્યારે મુવેદ "પરગરૂ" કરે છે ત્યારે ૩૩ આલાતોમાં રહેલી યઝતી દરગાહ જે બંધ છે તેને ખોલીને યઝતોની મીજલસને અંદર બોલાવે છે. આમ "પરગરૂ" કરનાર તે યઓઝદાથ્રેગર ખુબનો ધણી છે કે જે ખુદ આલાત છે કે જેણે પોતામાં ઝઓથ્રની દરગાહ ખોલીને પોતે નેહવરનો થઇ ખુપે રૂવાનનો થઇને યઝત વસેલો થયલો છે. મુવેદની આવી ગતીને યઓઝદાથ્રેગરી યઓઝદાની શકિત તરીકે ઓળખે છે. આવી યઓઝદાહની શકિત જે ખુપે રૂવાનથી થઇ એટલે તે મુવેદ ખુદ ઝઓથ્ર કામ કરતી હાલતનો દાદારની દરગાહ ખોલેલો થયો. તેણે પોતાના તે અધીકારથી પેલા આલાતોનું પરગરૂ કીધું એટલે તેઓમાં રહેલી ઝઓથ્રની ગતીને ખોલી એટલે તેઓમાં રહેલી વીસ્પેરતુની શકિતને ચલીત active કીધી-દાદારની દરગાહ ખુલી કે જેમાં હવે **નિવએદયેમી હંકારયેમી**ના માંથ્રો ભણતી વખતે તે ભવ્ય અનજુમન પધારશે. એમ ૩૩ આલાતોનું પરગરૂ કીધું-૩૩ આલાતોની અંદરની દાદારની દરગાહને ખોલી-સ્વીચને ખોલીને રોશની કીધી, પેલા યઓઝદાથ્રેગરે યઓઝદાના અમલથી અધીકારથી કીધું, પણ તે યઓઝદાથ્રેગરને તેવો અધીકાર કોણે આપ્યો? તે મીનો નાવરનો થઇ મરાતબનો થઇને એટલે ત્રણ બરસ્નુમ લઇને ક્રીયાઓમાંથી પસાર થઇને શામેલ થવાનું ચોથું બરસ્નુમ લઇને તૈયાર થયો તેની વીગત ઉપર જોઇ ગયા. આ **'બરેશ્નુમ'ની શકિતથી થયલી મીનો નેહવરની યજશ્નેના ખુપે રવાનના પાવરને જોરે તેને પરગરૂ કરવાનો અધીકાર મલ્યો.** ત્યારે પહેલો અધીકાર બરસ્નુમ છે-જે બરસ્નુમે પછી બીજો અધીકાર જે ખુપે રવાનનો છે તેને મેળવી અપાવ્યો. ત્યારે 'બરેશ્નુમે' તે અધીકાર તે યઓઝદાથ્રેગરને કઇ રીતે આપ્યો? બરસ્નુમની શકિતવાળા યઓઝદાથ્રેગરે પોતે પોતાના રૂવાનની યજશ્ને કરી તે રૂવાનને પોતામાં જાગૃત કરીને ખુપનું કીધું એટલે 'નેહવર'ની મીનોઇ ગતીની અંદર જાગૃત કીધું. આમ થવાથી તેને પરગરૂ કરવાનો અધીકાર મલ્યો. ત્યારે મુળ ચીજ 'બરશ્નુંમ' છે.

'બરશ્નુમ' શું છે તે ઉપર જોઇ ગયા. બે ખુપના ધણીઓએ એટલે બરશ્નુમની શકિતથી કીધેલી યજશ્ને મારફતે ખુપે રવાનની શકિતવાળા થયલા બે મુવેદોએ પોતાની મારફતે બરશ્નુમ ગાહમાં રહેલી અને નવ-ગરેહોમાં અને પોતામાં પંથરાયલી બરશ્નુમની શકિત તેને આપી છે કઇ રીતે આપી? પેલા બરશ્નુમવાળા ખુપના ધણી થયલા મુવેદોએ ખાકનો આલાત કે જે બરશ્નુમ ગાહ તરીકે થયો છે, જેનું બયાન ઉપર આપ્યું છે, તેને પહેલે તેઝ કીધો—તેનામાં ઝઓથીક ગતી ઉછાળા મારતી કીધી. તે બરશ્નુમ ગાહની બીજા આલાતો માફક પોતાની ઝઓથીક ગતી હર હમેશ જાગૃત રાખી શકતો નથી. **જેમ પરગરૂ કરીને આલાતોમાંની ઝઓથની દરગાહને ખોલવી પડે છે—સ્વીચ ખોલીને લાઇટ કરવી પડે છે, તેમ બરશ્નુમ ગાહની અંદરના ખાકના આલાત-માંની ઝઓથીક ગતીને ચલીત કરવી પડે છે. ગોયા બરશ્નુમ ગાહનું પરગરૂ કરવું પડે છે.** એમ બરશ્નુમ ગાહમાં ખાકની ઝઓથીક ગતીને જાગૃત કરવા પહેલે તે બરશ્નુમવાલો ખુપનો ધણી **પોતાની બર-શ્નુમની શકિત જો દુવ્વમ મરતબાની હોય**—(કે જેમ આજે છે તેવી હોય) તો તે બરશ્નુમની શકિતને આપના ફ્રાદોથી ઓર મજબુત સચેત ચલીત કરવી પડે છે માટે **પહેલા આવ ઓટે છે.** આવ ઓટવાના મિશ્ર કરતાંની સાથેજ સરેદ યઝતનો નાયબ ફેરશ્તો વીસપેરતુની ગતીના જોરથી આપમાંના ચોકસ ફ્રાદોની ગતી તે ધણીને ઉઝદાહ કરીને આપે છે જેથી તે આપ ઓટનારને તે ફ્રાદો મલે છે, જેથી તે ધણીની બરશ્નુમની ગતી તેઝ થઇ જાય છે. પછી તે ધણી હાથમાં નવગરેહની લાકડીઓ પકડે છે. આ વખતે તે નવગરેહની લાકડીમાંની તલેસમોને તે સરેદ યઝતનો નાયબ ફેરશ્તો તેઝ કરે છે. મોટી છરીવાલી નવગરેહને લઇ પછી સરેદ યઝતના જાહેર કારોબારી દીન—દસ્તુરની ઇઝાઝત=દસ્તુરીને જાહેર કરે છે એટલે દસ્તુરીનું કેહર્પ જે દાદારથી તે દીન—દસ્તુરમાં સંબંધ રાખે છે તેનો સંબંધ પોતે કરીને તે દસ્તુરીના કેહર્પનાં મોંહડાં તરીકે પોતે તે દસ્તુરી હોકમને જાહેર કરે છે, એમ કરવા માટે તે નવગરેહને ત્રણ પથ્થરાની ઢગલી ઉપર થોકે છે—ગોયા મુનાદી કરીને પોતાનો અધીકાર જાહેર કરે છે કે 'હું કાયદાસરનો બરશ્નુમ તેઝ કીધેલો થયલો છું તે સરેદ યઝત અને દીન દસ્તુરનો વહીવટ જે દાદારથી તે અમશાસ્પંદોથી તે સરોશથી તે જર-થુસ્ત્રથી તે મારેસ્પંદાનથી તે મારાં (ફલાન) દસ્તુરથી ચાલુ છે તે દસ્તુરીનો સીલસીલોજ મને અત્યારે બરશ્નુમથી મળેલો છે. આવી દસ્તુરીથી તેના

અધીકારથી મારી અંદરની બરેસ્નુમની શકિત અને આ નવગરેહોમાંની તે શકિત બેઉને જોડીને મારામાંથી નવગરેહમાં વહેતી કરૂં છું. આવી ચલીત થયલી બરસ્નુમની શકિતને આ છરીવાલી નવગરેહમાંથી આ બરસ્નુમ ગાહની જમીન જે ત્રણ પથ્થરવાલી છે તેની ઉપર મારી તરફથી મોકલું છું એટલે મારો બરસ્નુમનો પાવર બરેસ્નુમ ગાહમાંની આ ત્રણની ઢગલીની તલેસમો કે જેમાંની બરસ્નુમની શકિત પડેલી છે–ત્યાં મોકલુ છું, કે જેથી તે જમીનમાં રહેલી બરસ્નુમની શકિત એટલે 'બેરેઝ' ગતી અપાવતી ઝઓથીક શકિત ખોલે–કામ કરતી થાય અને ત્યાંથી બરસ્નુમ ગાહના પાવીના કશની તલેસમને જાગૃત કરે. એમ તે બરસ્નુમ ગાહની તલેસમોને જાગૃત કરૂ છું–ચલીત કરૂ છું.' આવી મતલબ માટે સરોશ બાજ લઇ દસ્તુરી પઢી મે ટી નવગરેહ ત્રણની ઢગલી ઉપર મુકીને પછી ચાર યથા પઢતો જઇને તે નવગરેહને બરસ્નુમ ગાહની પાવીમાં ઉત્તર દશાથી આગળ ચારે તરફ ફેરવીને પછી બીજા બાર કશો પેલા ત્રણ પથ્થરોની અગીઆર ઢગલીઓ અને પાંચ પથ્થરોની દસ ઢગલીઓ આસપાસ યથા ભણતાં ફરી રહીને તે બરેસ્નુમ ગાહની ગતીને ચલીત કરે છે. આમ દસ્તુરીની ઇઝાઝતથી તેઝ કીધેલા પોતાનાં બરેસ્નુમથી તે બરસમ ગાહના ખાકી આલાતને 'પર-ગરેવ'ની હાલતમાં સચેત હાલતમાં આણે છે. આ વખતે ત્યારે તે **નવગરેહ**માંથી પોતાના તેઝ કીધેલી બરસ્નુમની ગતી પેલા બરસમ ગાહની પાવીમાં મોકલીને તેને સચેત કરે છે. પણ નવગરેહમાં પોતાની બરસ્નુમની શકિતને ઉતારી નવગરેહની તેવી તે શકિતને મલી તે નવગરેહને સચેત કરે છે તે હાલત પેલી દસ્તુરીથી ઉભા થતા સીલસીલાને જોરે સરેદ યઝત કરી આપે છે. દસ્તુરી પઢવે સરેદ યઝત કે જેવણુ પોતેગી તેજ દસ્તુરીના હમકાર છે તેવણુ નવગરેહમાંની તે ઝઓથીક ગતીને જાગૃત કરી તે મુવેદનાં બરેસ્નુમ પાવરને તેમાં વહેતું કરીને પછી બરેસ્નુમ ગાહની પાવીમાં ચાર યથાથી તે વહેતી બરસ્નુમની ઝઓથીક ગતીને મોકલીને તે બરસ્નુમ ગાહના તે આલાતને ઝઓથીક ચલીત ગતીમાં ચાલુ થવા તેઝદાર કરે છે તેની શકિત જે ત્યાં મંદ છે તેને ચલીત કરે છે–તેનું પરગણું કરે છે એટલે તે શકિતના સ્વીચ ખોલીને શકિતને લાઇટરૂપમાં પ્રદરશીત કરે છે. આને માટે આજે સાધારણ રીતે કહે છે કે બરસ્નુમગાહ તૈયાર થયો. ત્યારે દસ્તુરીનો સીલસીલો ભણ્યા વગર સરેદ યઝતનો બાતેન વહીવટ જે નવગરેહની લાકડીઓના આલાતને ચલીત કરવાનો છે એટલે તેઓમાં અષની ગતીનું ચલણ ઉભુ કરી તે માંહેલા બરસ્નુમના પાવરને સચેત કરવાનો છે તે પુર્ણ થાય નહિ, તેમ તે મુવેદની તેઝ થયલી બરસ્નુમની

શકિત કે જેને પેલા નવગરેહ મારફતે બરસ્નુમ ગાહમાં મોકલવાની છે માટે તે બરસ્નુમની શકિતને નવગરેહમાં ઉતારીને ચલીત કરવાની છે તે તે નવગરેહમાં ઉતરી શકે નહિ. એમ ત્યારે સરોશની બાજ ધરીને જ્યારે દસ્તુરી પઢે છે ત્યારે અને ત્યારેજ સરેદ યઝત વીસ્પેરદની તલેસમાતીક ગતીઓને નવગરેહમાં તેમ નવગરેહમાંથી બરસ્નુમ ગાહની અંદરની પથ્થરની ઢગલીઓની આસપાસના બાર કશોમાં અને તે બરસ્નુમગાહના બહારના મોટા કશમાં જાગૃત કરીને પેલા મુવેદ સાહેબની બરસ્નુમની ગતી-પાવરને નવગરેહ મારફતે બરસ્નુમ ગાહમાંના તેવા પાવર સાથે મેળવીને તે બરસ્નુમની ગતીને બધેબધ તે બરસ્નુમ ગાહમાં વહેતી કરે છે, કે જેમ કીધા વગર બરસ્નુમ ગાહ તઇયાર થઇને પેલા બરસ્નુમ લેનારને બરસ્નુ-મનો પાવર બરસ્નુમ દેનાર આપી શકેજ નહિ. **ત્યારે દસ્તુરીનું પઢવું ખાસ છે. દસ્તુરીની ઇઝાઝત વગર સરેદ યઝત તલેસમોને ખોલેજ નહી.** દસ્તુરીમાં પદા બરાબર ભણવાજ જોઇએ. છેક હાલી જમાનના દસ્તુર કે જે તે પાવ મહેલને લગતો અને તે પાવ મહેલના ફેરસ્તાનો હમકાર હોય તેના નામ લગી ભણવાંજ જોઇએ. આજે દસ્તુરે આન બાશદ એમ કહે છે તે ચાલે નહિ. ગમે તેવો દસ્તુર હોય પણ જેવું તેનું નામ તે પાવ મહેલના સરેદના ફેરસ્તાની સાથે **નામઝદ** થયું એટલે તેનાં નામથીજ દસ્તુરીનો સીલસીલો ખતમ થશે. કહેવાની જરૂર નથી કે તે દસ્તુર મરાતબ થયલો કીવામાં સામેલ થયલો માટે ચાર મુળ બરસ્નુમ લીધેલો હોવોજ જોઇએ. તેણે પોતાનું બરસ્નુમ રાખવુંજ જોઇએ. જો તે દસ્તુરની રજા કજા હોય અને કોઇ નવો નહિ નેમાયો હોય તો જે કોઇ વડા પંથકી સાહેબ પુરા યઓઝદાથ્રેગર બરસ્નુમવાલા ખુપવાલા અને દસ્તુરીને ઘણી નજદીકના માનને લાયકના તેજ પાવ મહેલના હોય તેનું નામ ગી ચાલે.

આવી રીતે જ્યારે તે બરસ્નુમ ગાહના આલાતને કામ કરનો '**પર-ગરેવા**'ના ભેદનો ઉભો કરે છે એટલે દાદારની દરગાહની ઝઓથ્રીક ગતી-વાળો-તેઝ થયલી તલેસમાતીક ગતીવાલો અને બરસ્નુમની શકિત આપવામાં હમકાર તરીકે સજ થયલો કરી રહે છે, એટલે સરોશની મદદથી દસ્તુરીના સીલસીલાને જાહેર કરી ત્રણ પથ્થર ઉપર નવગરેહ મુકીને બરસ્નુમ ગાહની આસપાસની પાવીમાં ચાર યથાથી કશ મારી રહે છે, કે પછીથી બરસ્નુમ ગાહની અંદર મુકાયલા પેલા પથ્થરની ઢગલીઓની આસ-પાસના બાર કશો, જેઓ જો કે આ વખતે ચલીત થયા છે છતાંબી તેઓને વધુ ઉસ્તવાર કરવા તેવણ પેલી નવગરેહથી તે ત્રણ અને પાંચ પથ્થરની ઢગલીઓના જમુઅની આસપાસના કાયદાસરના બાર કશોને યથા ભણતાં

ભણતાં મારીને તેઓને ચલીત કરી રહે છે. આ ત્રણ અને પાંચ પથ્થરની ઢગલીઓની તલેસમની શક્તિનો ભેદ કહીએ તે પહેલાં એક નોંધ લઇશું કે પેલા બરસ્નુમ ગાહની આસપાસના કશને ચાર યથાથી ચલીત કીધેલો જણાવ્યે છે, પણ જયારે સપ્પર પહેલો પાવ મહેલ નર અષવને કીધેલો ત્યારે આ ખાકી આલાત કરતી વખતે ૧૩ યથાથી તે પાવીને ચલીત કીધેલી. પણ પછીથી ચાર યથાથી ચલીત કરવાનો હોકમ છે. છતાંબી આજે જેમ કેટલાક સાહેબો ૧૩ યથાથી ચલીત કરે છે તેમાં કંઇ ખોટું તો નથીજ. બીજું એ કે જે બરસ્નુમ દેનારો હોય તેવણ આવ ઓટીને આવના ફ્રાદોથી પોતાના બરસ્નુમને તેઝ કરે. પણ જો કોઇ નર અશવન હોય કે જેવણનું બરસ્નુમ અવ્વલ દરજ્જાનું હોય તો તેવણને આમ આવ ઓટવું પડતું નથી કેમકે તેવણમાંનો બરસ્નુમનો પાવર અને તેને બહાર ચલાવવાની ગતી જોઇએ તેથીબી વધુજ છે.

હવે પેલા ત્રણ અને પાંચ પથ્થરોની ઢગલીઓની આસપાસની બાર તલેસમો અને તે ઢગલીઓના આંકડાનો ભેદ જોઇએ. બરસ્નુમ ગાહની વીગત ઉપર કહી છે. પાંચ પથ્થરની દસ ઢગલીઓ રહે છે—ત્રણ પથ્થરની અગીઆર ઢગલીઓ રહે છે. પહેલે ત્રણની પછી પાંચ એમ એક પછી એક મુકાય છે. તે બધાંઓની આસપાસ ચોકસ રીતે ૧૨ કશો રહે છે—બાર તલેસમો રહે છે.

પાંચની ઢગલીઓ તેને ઉંચ ગતીમાં લાવવા માટે છે માટે ઉંચ ગતીના દસનાં આંકડાની તલેસમાતીક શક્તિ તે પાંચ પથ્થરોની દસ ઢગલી કરીને તેઓને લાગુ પાડેલી છે. આવી એરેઝની ઉંચ ગતી લાવવા તે લેનારે પોતામાંની હા-નાની મારામારીનું સમાધાન કીધેલું હોવું જોઇએ એટલે તેવી હા-નાની સામસામી હવસી ગતીઓના જોમને ઓળંગીને તેઓથી સ્વતંત્ર થયલો તે હોવો જોઇએ. માટે હું-તું-તે એવા ભેદો તેમાં નહિ જોઇએ. એ લેનાર એવો થઇ રહેશે માટે ત્રણની હું-તું-તેના ભેદ દેખાડતી ઢગલીઓને ઓળંગતો દેખાડેલો છે. તેઓ અગીઆર છે એટલે ૧+૧=એના ભેદ બતાવે છે કે જે ભેદને તેઓ ઓલંગે છે.

પાંચની ઢગલી ઉપર નાહન નાહીને તૈયાર થયલો તે બરસ્નુમ લેનાર બેસે છે અને પેલો બરસ્નુમ દેનાર ચમચાની નવગરેહથી તેને ઇજેલો તરો ચોકસ તરતીબથી આપીને તેની સાથે ભણી રહે છે. પછી કુતરાના ડાબા કાનને તે બરસ્નુમ લેનાર અડે છે—એવી રીતની ચોકકસ ક્રીયા તે પાંચના પથ્થર ઉપર બેસી કરીને પાસેના ત્રણના પથ્થર ઓળગીને બીજા પાંચ ઉપર બેસી તેવી રીતે ક્રીયા કરી રહે છે.

આ ક્રીયાના પાંચ તબકકાઓ છે :

(૧) પહેલો આત્ર એટલો જોતી જેણે બરશ્નુમ ગાહ તૈયાર કીધેલો છે તે નર યઓઝદાથ્રેગર જમણા હાથમાં ચમચાવાળી નવગરેહ લઇ બરશ્નુમ લેનારના હાથ ઢાંકેલા માથા ઉપર મુકી સરોશની ક્ષ્નુમન ય્રઓતૂ લગી પઢે છે.

(૨) પછી તે જોતી તેને તે ચમચાથી નીરંગ દીનનો ગોમીજ આપે છે જેને તે લેનાર ચોકસ રીતે આખાં નગ્ન દીલને લગાડે છે.

(૩) પછી તે જોતીને લગતો રાત્વી કુતરો લાવીને હાજર કરે છે જેના ડાબા કાનને તે લેનાર ચોકસ તરતીબે અડે છે.

(૪) જોતી પછી કેમ ના મઝદાને નેમસ્ચા લગી પઢી રહે છે.

(૫) તે લેનાર શખ્સ નેમસ્ચાનું પદ મોટે અવાજે ભણતો જઇ ત્રણની ઢગલી ઓળંગી બીજી પાંચની ઢગલી ઉપર બેસે છે.

પહેલું પાહડીયું ઓળંગતા એમ પાંચ તબકકાની ક્રીયા કરે છે. પણ પછીથી પહેલો તબકકો છોડી દઇને ચારજ તબકકાની ક્રીયા કરી રહે છે. છ પાહડીઆં લગી એમ નીરંગ લગાડનો જઇને ક્રીયા કરે છે.

પછીનાં સાતમાં પાહડીયાં વખતે એમજ ચાર તબકકાની ક્રીયા કરે છે પણ ચમચામાં નીરંગને બદલે ખાક રેતી આપે છે. પછીના આઠ નવ અને દસમે વખતે ઇજેલું આબ આપે છે અને તે ક્રીયા કરી રહે છે. પાંચ પથ્થર કે જેવા ઉપર તે બેસે છે તેઓની અંદર પાંચની તલેસમ છે. પન્જે-ઝરવીકશે-બાતેનની ગતી દરેક માનવનાં માથાં આગળનાં પહેલાં ચાર ચખ્રોમાં રહે છે, કે જેને તેની જન્મો જન્મની મીનોઇ કમાઇ કહે છે, કે જેમાં સરોશની ગતી મંદ રીતે રહે છે એટલે અહુ-પરસ્તી કીધેલાની કમાઇ રહે છે કે જેથી માનવનું ભાન છે કે જેને લીધે માનવ પોતાને માનવ તરીકે ઇનસાનીઅતવાલો કહેવડાવે છે અને જેની મારફતે માનવ પોતાના ધર્મના બાપો જેઓ મુકિતએ પુગીને અરદા ફ્રવશનાં સાહજનમાં ફરી રહે છે-કુદરતને ચલાવી રહે છે, તેઓ સાથે સંબંધ રાખે છે. આવા પન્જે-ઝરવીકશની સાથે સરોશ યઝતની શકિત પુરી રીતે જોડાય, તો એમ ઠડે છે કે તેનાં પહેલાં ચાર ચખ્રો જે દરેકમાં મંદ રહે છે તેઓ તેમાં ખુલેલા છે. આ ચખ્રો જો ખુલી રહે, તો આખું કેહર્પ જે ખોદા-રસીદા અને માદરરૂપના બે ભાગોમાં વહેંચાયું છે તેઓનાં બધાં ચખ્રો એક એક સાથે અસલના જેવી ભલી ગતીમાં આવી જાય. એટલે તેવાં તે કેહર્પને યઝતોનાં કેહર્પો સાથે સીધ્ધો સંબંધ થાય. ત્યારે તે

બરસ્તુમનો લેનાર જયારે પાંચની તલેસમવાલા એટલે ઉપર કહયું તેમ પંજે-ઝરવીકશને સરોશ સાથે મેળવનાર તલેસમવાલા પથ્થર ઉપર બેસે છે, ત્યારે તે તલેસમથી તે બેસનારમાં તેવી રીતની પન્જે-ઝરવેકશની હાલત થઇ રહે છે એટલે કેહપનાં ચખ્રાની 'બરેઝ' ગતી થઇ રહે છે. આ વખતે કુતરાની બગરૂપ શકિત તેનામાં કંઇક રહેલી મંદ દુજી ગતીને પકડીને નીરમુળ કરી નાખીને તે બરસ્તુમની ઉભી થતી શકિતને તેનામાં મુકીમ કરી તે લેનારને ખુદને બગ રૂપનો કરી રહે છે. **નવગરેહ**માંથી તે બરસ્તુમ લેનારમાં બરસ્તુમની શકિત જઇ રહે છે અને તે લેનારની કંઇક દુજી ગતી બાકી રહેલી હોય તે તે નવગરેહના ગરેહો=ગાંઠોમાં પકડાઇને ગવમાં ફેરવાઇને પાછી તે લેનારને ઉંચ હાલતે મલી રહે છે. એમ પેલા બરસ્તુમને આપનાર મુવેદ પોતે પોતાની નવગરેહથી પેલી બધી બરસ્તુમ ગાહની તલેસમોને જોરે પોતા મારફતે બરસ્તુમની શકિત તેનામાં ઉતારે છે, કે જેથી તેનાં ચખ્રો વધુ તેઝ બનતાં રહી તેની પન્જે-ઝરવીકશ દરોસ્ત થતી રહીને બેરેઝ ગતી-બરસ્નૂની હાલત તેને મળી રહે. આવી રીતે પાંચ ઢગલીવાળા પથ્થર ઉપરની ક્રીયા પાંચ તબકકામાં થઇ રહેવે તે લેનારની ઝરવેશકશની ઉપર કહેલી વ્યવસ્થા થઇ તેના ૧૬ ચખ્રો મીનોઇ રીતનાં ફરી રહે છે એટલે **બરેશ્નુની** શકિત જે ઉપર કહેલી છે તે હવે તે બરસ્તુમ દેનારમાંથી તેમાં જાય એવી આવશ્યકતા થઇ રહે છે. જયારે દસે દસ પાંચની ઢગલીઓને પુરી કરશે ત્યારે તેમ થઇ રહેશે. જેમ જેમ પાંચ પાંચની ઢગલીઓ ઉપરથી ઉપર કહયું છે તેમ કેહપીંક ચખ્રો દરોસ્ત થતા જવાથી તે બરસ્તુમની શકિત તે બરસ્તુમ લેનાર મુબેદ તરફ પેલા બરસ્તુમ ગાહમાંની તલેસમો મારફતે જઇ રહે છે તેમ તેમ ત્રણ મુસ્તસલાના ભેદને તે ઓલંગતો રહે છે. **ત્રણ પથ્થર ત્રણ મુસ્તસલાનો ભેદ દેખાડે છે.** ત્રણ મુસ્તસલા એટલે તે ભેદી પરદાવાલી કુદરતમાંથી બહાર પડવા નીકલવા માટે બુન પાયો (બુનદહેશ્ન) પામી મોટા થઇને પછી અસ્તોમંદ કાયા પામીને પછી શુદ્ધ થઇ ગવહોમંદ ગતી તનપસીન પામીને પછી પાછા બુનમાં જઇ સ્તરરૂપમાં ફેરવાઇને જે ભેદી કુદરત નીરૂમાંથી નીકલેલા તેમાં પાછા મર્જ થવા માટેના ત્રણ મુળ તબકકાઓ નામે હસ્તી, નીસ્તી અને ફ્રશો-કેરેતી. બુન પામી એટલે નવ ભાગોની વ્યકતી તરીકે હસ્તીમાં ઉતરીને તે હસ્તીના દાદારના ઘરમાંથી નીસ્તીમાં ગેતીમાં અસ્તોમંદ કાયા માનવ કાયા મેળવીને જડતામાં અવતરીને તન પસીનની શુદ્ધતા મેળવી ખએત્વોદથી અસલયાતની અખંડ હાલતનું બુન પામીને પછી પાછા દાદારનાં ઘરમાં રહેવા લાયકના થવું; એટલે શરીરમાંની

સામસામી ગતીનું સમાધાન કરીને બુરાઇને ભલાઇવાલા કીધેલા ઠડવું. ત્યારે ત્રણુની અગ્યાર ઢગલીઓને કુદાવવે ૧૧ માંના ૧+૧ એટલે દુઇની સામસામી ગતીઓનો ભેદ એટલે હવસોના ઉછાળાઓને કાબુમાં લાવીને કુદાવી જઇને તે સામસામી ગતીઓને સાથે મળવાની દોસ્તીમાં લાવવાનો ભેદ-જુફ્તીનો ભેદ-'**ફ્રસ્પાયઓ ખેદ્ર**' અને '**નિદાસ્નઇથીમ**'નો ભેદ તેણે પેદા કીધેલો કહેવાય એટલે શરીરની હા-નાની મારામારીનું સમાધાન કરીને તે લડાઇ કરવા માટે સજેલા ગવના કુદરતે ધીરેલા હથ્યાર છોડી દીધેલા-કુદરતને પાછા વ્યાજ સીકકે આપી દીધેલા કહેવાય. એટલે જગતની બુરાઇના ભારને જેમ ગેઉશ ખમે છે તેમ તેબી તે ભાર ખમવામાં શરીક થયલો કહેવાય. આ વખતે-આવી રીતનો બરસ્નુમનો પાવર તે લેનારમાં પેલા આપનાર તરફથી બરસ્નુમ ગાહની તલેસમોને જોરે આવી રહે છે.

ત્યારે આ પાવર જે તેને મલ્યો તે પેલી દસ્તુરીને જોરેજ મલ્યો. દસ્તુરીની તલેસમને સરેદ યઝતે જારી કરીને પછી બરસ્નુમના પાવરને તેનામાં ચલાવ્યો. દસ્તુરી વગર ત્યારે બરસ્નુમ ગાહ તઇયાર થઇ શકેજ નહિ, તેમ બરસ્નુમ દેનારનું બરસ્નુમ તેઝ થઇ શકેજ નહિ, અને પથ્થરના પહાડીઆંઓમાંની બારની તલેસમો જાગૃત થઇને કાર કરી શકેજ નહિ. ત્યારે બરસ્નુમની શકિતને પોતામાં વધારે તેઝ કરીને પેલો બરસ્નુનો આપનાર તે બરસ્નુ લેનારની અંદર તે બરસ્નુમને તે દસ્તુરીના હોકમથીજ મોકલે છે. આ વખતે તે નાહન લેનારમાંની દુજી ગતી જે કંઇ રહી ગઇ હોય-બગનુમાયસ્ને થયા છતાંબી રહી ગઇ હોય એટલે કુતરાની અંદર કુદરતી રીતે રહેલી શકિત જેને સ્વન કહે છે જે દુજી ગતીને હડસેલી કાઢી શકે છે-પરહેઝ કરી શકે છે અને પછી તે દુજની કજા લાવી તેને વ્યવસ્થામાં મુકીને ગવની કરવાનું નસીબ બગોબખ્ત ઉભુ કરાવી શકે છે એમ તે સ્વની શકિત 'બગ' તરીકેની રહે છે તે લાગુ પડયાં છતાંબી જો રહી ગઇ હોય, તો તે દુજી ગતી પછીથી નવગરેહના ગાંઠોમાં પકડાઈ જઇને તેની કઝાએ પુગે છે એટલે પરહેજ થઇને ગવની બુલંદ ગતી પામીને તે બરસ્નુમ લેનારમાં પાછી ઉમેરાઇ શકે છે. એમ દુજી ગતીની વ્યવસ્થા થઇ રહે છે અને પેલી **ત્રણુ-પાંચના** પથ્થરના પહાડીઆંઓની બાર તલેસમોની ગતી સાથનો બરસ્નુમનો પાવર તેનામાં ઉતારવા તે બરસ્નુમ ગાહનો આલાત તે નાહન આપનારને મદદ કરે છે. આમ તે મુવેદ બરસ્નુમની શકિત મેળવે છે. પછી ખુપે-રવાન માટેની પોતાના રૂવાનની ઇજસ્ને કરવા ઉપર કહેલું 'પરગરૂ' તેવા બરસ્નુમવાળા મુવેદ પાસે કરાવીને તે યજસ્ને માટેના આલાતોમાં દાદારની દરગાહને ખોલાવે છે. એમ ત્યારે બરસ્નુમ માટે

દસ્તુરી ભણવાની અતી જરૂરની છે કે જે વગર બરશ્નુમ પ્રાપ્ત થઇ શકેજ નહિ.



## સવાલ છઠ્ઠો.

આવી "દસ્તુરી" ભણવાના પુરાતન રેવાજને આધારે એક દસ્તુર સાહેબને સાધારણ યોજદાથ્રેગર મોબેદો ઉપર કેટલી જાતના હક ભોગવવાનો અધીકાર મળે છે? તેમજ તે અધીકાર હાલ સુધીમાં કેટલે અંશે કાર્યસાધક રીતે વપડાયો છે તેના જેટલાબી દાખલા તમો સાહેબ જાણતા હોવ તે સર્વ વીગતવારે જાણાવવાની કૃપા કરશોજી.

**જવાબ**—દસ્તુર સાહેબ કે જેવણનાં નામથી દસ્તુરી પઢવાનું પદ ખતમ થાય તેવણ સરેદ યઝતના નાયબ ફરેસ્તાના હમકાર થયા એટલે પાવ મહેલના વહીવટદાર થયા એટલે બધાજ યઓઝદાથ્રેગરો તેઓનાજ તાબામાં હોય. દરેક નાનીથી મોટી યસ્ન તેવણનીજ રજા ચીઠઠીથી થાય. મોટી યસ્નમાં તેવણનીજ રજા અને હમાજોરી હોય. તેવણના હોકમ પ્રમાણે તે બધા મુબેદો ચાલવા બંધાય છે, અને જો તેમ નહિ કરે તો તે પાવ મહેલની આણ તેઓ ઉપર રહેતી નથી. અને તેઓની ક્રીયાની તલેસમો નબળી પડી જઇ રદ થાય છે. જે આથ્રવનને અનજુમને દીન-તરીકે દસ્તુર **નામઝદ** કીધો તેની દસ્તુરીને તાબે જો મુબેદો નહિ થાય, તો તે પાવ મહેલની વીસ્પેરદની તલેસમોની સામે બંદ ઉઠાવેલું કહેવાય એટલુંજ ટુંકમાં કહી શકાય. દીન-દસ્તુરોના અધીકાર અને તેઓ સામે બંદ કબા ઉઠેલા છે તે વિષેનો ઇતીહાસ તો પારસી પ્રકાશ યા બીજી તેવી નોંધો-માંથી મળે-એની ઉપર હું કંઇ વધુ લખી શકતો નથી.

'**દસ્તુરી**'ની ગુહયતા નહિ **સમજવાને** લીધે દસ્તુરીમાં તેવણનુ નામ નહિ દેવાને લીધે ઘણાઓએ પોતે પોતાની કીધેલી ક્રીયાઓને લુલી કીધેલી છે અને તે ઉપર ચુનોચેરા વાજબી નથી—આજે જેમ બરશ્નુમ છ છ મહીને લેવું જોઇએ—ત્રણ ત્રણ દહાડે ખુપ કરવી જોઇએ—૭૨ હા ભણી-નેજ નાવર મરાતબ થવું જોઇએ—દસ્તુરીનાં પદો ભણવા જોઇએ—રેવાજની રૂઢીને માન આપવું જોઇએ વીગેરે વાગેરે બાબદોથી શું ફાયદા થાય છે—

હોમના આશીશો કઇ રીતે મળે છે–હોમના શ્રાપ મલતા નથી, તે બધાનું ભાન રહેલું નથી અને લેવા માંગતાબી નથી એટલે તે વિષેની ચુપકીદીજ ડહાપણ ભરેલી કહેવાય. ટુંકમાં એક દસ્તુરી–યઓઝદાથ્રેગરી કંઇ પેશો નથી–ધંધો નથી–દુન્યાદારી નથી–તે તો બરેઝ ગતીનો લાહવો લઇને બીજાને આપવાનો મહાનમાં મહાન પરમાર્થ છે.



સવાલ સાતમો.

ફસલી બરસ્નુમ માટે કેઠેનીબી દસ્તુરી કબુલાય લેવાય કે અને કોઇ રેવાજી દસ્તુર સાહેબથી તેવી દસ્તુરી કબુલાય કે?

જવાબ—ફસલી બરસ્નુમ માટે હાલની કેઠેની બીજી રેવાજી તોરના દસ્તુરોની દસ્તુરી કબુલાય કે લેવાયજ નહિ તેનો ઉકેલ તો ઉપરના લખાણોમાંથી માલમ પડી આવે છે. તે બરસ્નુમની શકિત ઉપરનો મોવકલ ફેરસ્તો જે દીન–દસ્તુરનો હમકાર હોય તેનીજ દસ્તુરી ચાલે. બીજા પાવ મહેલના મોવકલ ફેરસ્તાના હમકાર દસ્તુરનુ ત્યાં કંઇજ ચલણુ હોયજ નહિ–ઇંગ્લન્ડની પાર્લામેન્ટની સત્તા કંઇ ફ્રાન્સની પાર્લામેન્ટ ઉપર હોય નહિ તેવી તે હકીકત છે.



સવાલ બારમો.

કોઇપણ અગીઆરી–આતશ–કદેહ યા આતશ–આદરાંનના પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી, ભોંયતળીએ યા તો માળ ઉપર, એકજ પેવંદમાં, ને એકજ છાપરાં તળે હોઇ શકે કે? અને તેમ નહિ હોવા માટેની દીની સાહદતો શું છે?

જવાબ–ઉપરની બધી પાવ મહેલની વીગતો જાણ્યા પછી કોઇબી સમજી શકે, કે પાવ મહેલના કશમાં કેઠેબી મોરી–સંડાસ હોયજ નહિ. પાવ મહેલના કશની બહાર હોય, કેમકે મોરી સંડાસ કંઇ પાવ જગા નથી. એટલા લગીની બારીકી બતાવી છે અને રેવાજમાં બહારગામમાં ચાલુ

છે કે બરસ્તુમ લેનાર મુવેદ કે બીજો કોઇબી મુવેદ આગળ જઇ આવેલા માણુસના મળમુત્ર જે ઠેકાણે પડી રહયાં હોય તે ઠેકાણે પોતે હાજતે જતી વખતે બેસતો નથી પણ સુકકી જગાની ઉપરજ તે બેસે છે કે જેથી આગલાની ગરમી તેને અભડાવે નહિ. એની બુરહાન માટે રેવાયતોનાં લખાણો શોધવાના છે તેમ વંદીદાદનાં ફરમાનો જોવાનાં છે.



## સવાલ તેરમો.

મુંબાઇની માનવંત પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબોએ થોડાંક વર્ષની વાત ઉપર નેમેલી "સ્કોલરોની-કમીટી"એ, હાલના કોમી સંજોગો જોતાં, ફસલી-ગણુત્રી કોમમાં ચાલુ કરવા-કરાવવા માટે પોતાનો વીરૂધ-ઠરાવ પસાર કર્યો છે છતાં, આ "ફસલી-અગીઆરી" બરપા કરીને, એજ જુનો સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવવા જેવું કરે તો તે વાજબી છે કે ?

માનવંત પારસી પંચાએતના ટ્રસ્ટી સાહેબોએ નેમેલી સ્કોલરોની કમીટીમાં ફસલના સવાલને બાજુએ મુકવાનો જે ચુકાદો આપેલો છે તેમાં કંઇક વજુદી છે. ઉસ્તાદ બહેરામશાહ શરાફના ફસલને માનનારા ચેલાઓ તે ચુકાદાથી સ્વતંત્રપણે એવા ચુકાદાપર આવેલા છે કે સંજોગો જોતાં હાલને તબકકે નવી ફસલી દરેમેહેર-આલાતો કરવાનો સવાલ તદદનજ અશકય છે, જેમાં શો અર્થ છે તે આ સવાલો ઉપરથી દેખાશે, જે ઉપરથી હાલમાં જેઓ ફસલી અગીઆરી કરવા માંગે છે તેઓ કંઇબી ડહાપણુનો રસ્તો લેતાજ નથી એમ કોઇબી બીન તાસુબાથી જોઇ શકશે. **જેઓ ફસલની ગુહયતા સમજે નહી તેઓ ફસલની ગુહયતા ઉભી કરે એ હસવા સરીખું છે તેઓ પોતાને ભવિષ્યની ઓલાદ આગળ હાંસીમાં મુકે છે.**



## સવાલ ચોદમો.

જો કોઇપણ શાહદત તેમજ આધાર-અધીકાર વગર, તેમજ "નર-અષવન"ની ગેરહાજરીમાં, જો ફકત અલલઇ-ટપ્પે નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવામાં આવે (-કે જેથી કોમ ઉપર બેશક ગંભીર આફત આવી પડે) તો એવા ધર્મ-વીરૂધના કાર્યને આપણે રોકવા માટે શું શું પ્રયત્ન કરવા જોઇએ ?

કશાપણ આધાર અને અધીકાર વગર જેઓ ફસલનાં નામનાં ઓઠાં હેઠળ કંઇક નવું અણુગટતું કરતા હોય તો તેઓને ઘણીજ માન-પુર્વક રીતે તેઓની ભુલ દેખાડવી જોઇએ-તેઓ જાણુ અજાણુ જે નુકસાન કરે છે તે બતાવવું જોઇએ. તેઓને સમજાવવા જોઇએ. તે છતાંબી **જો તેઓ નહિજ માને તો પારસી પ્રજાને ખરી બાબદો જણા-વીને તેઓથી દુર રહેવા જણાવવું જોઇએ-એ વગરનો બીજો રસ્તો મને કંઇ સુજતો નથી.**



# કોમમાં કહેવાતાં નવાં ફસલી "આદરાન" ઉભા કરવાની હાલમાં ચાલી રહેલી ચલ્લવલ.



## ફસલી "આદરાન" બનાવવાની ક્રીયા તથા તેને લાયકના યોઝદાથ્રેગરો આજે છેજ કયાં?



## શું "આદરાન," "વરાહરાન," "પાવમહાલ," "આલાતો" વીગેરે બનાવવાનું ફરમાન પેગમ્બર સાહેબ અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબે કુદરતમાં પડેલા કાયદાઓ જેને દીની કાયદાઓ તરીકે ઓળખેલા છે તેના કશાબી આધાર વગરજ આપેલું છે કે?



## કહેવાતાં નવાં ફસલી આદરાંનના સંબંધમાં જરથોશ્તી રાહી સોસાયટી તરફથી પુછાયલા કેટલાક વાસ્તવીક સવાલો અને તેના જવાબો.

---

લખનાર:—એરવદ ફીરોઝ શાપુરજી મસાની,
એમ. એ., એલ. એલ. બી., સોલીસીટર,
(અવસ્તા પહેલવી સ્કૉલર.)

વાંચનારાઓને રોશન હશે કે હાલમાં ચર્ચગેટ સ્ટેશન સામે બંધાયલાં નવાં મકાનમાં ફસલી રોજ માહને અનુસરતાં કહેવાતાં "આદરાંન સાહેબ" તદન નવાંજ બનાવવાની વાતે મુંબઇમાં નવીજ જીકરને ઉભી કરી છે. તેના સંબંધમાં ઉલટ ધરાવનારાઓ તથા લાગતાવળગતાઓને કેટલીક દીશાએથી સવાલો પુછવામાં આવ્યા છે, તેમ મુજ જેવા અવસ્તા પહેલવીના તેમજ જરથોશ્તી ક્રીયાકામના અદના અભ્યાસી પાસેથી તેવા સવાલોના ખુલાસાઓ માંગવામાં આવ્યા છે તે અનુક્રમવાર આપું તે પહેલાં મારે જણાવવું જોઇએ કે જો કોમની અંદર ભવિષ્યમાં આવા પાયા વગરના ફસલી નવા રોજ માહ સાથના આતશકદેહથી કુદરતી કાયદે ખચીત્તજ

નીપજનારી આફ્ત ( catastrophe ) ને અટકાવવી હોય, તો આવા સવાલો કરવાની તથા જવાબો આપવાની પણ જરૂર નથી. **ક્રીયાકામોનાં સાંચાકામો સાથે અશોઇ તથા "નીરંગો"ના ખાસ બાતેની અમલ વગર નવી નવી ચીજો બરપા કરવાનાં ચેડાં કહાડવામાં પારસી કોમ અને જરથોશ્તી દીન માટે જોખમ સમાયલો છે,** અને એવા ધખારા માસ્તરોને કેમ ઠેકાણે લાવવા તેનો એકલો રામબાણ ઉપાય કોમ પાસે ostracism નો છે એટલે કે તેવી સંસ્થાનું ભોપાળું ખુલ્લું કરી આપીને કોમી અનજુમનથી તેને સદા વીખુટી અને અણગમતી (unpopular) બનાવી તે સંસ્થાને હૈયાતી વગરની કરવામાંજ સમાયલો છે, આ સિદ્ધાંત સાદી અકલ તથા સમજદારી ધરાવનારાં હમદીન નર-નારીઓ માટે પુરતો છે એમ કોમને હમો પહેલેથીજ જણાવી દઇએ છીએ.

જરથોશ્તી દીનના સાંચાકામ સાથે આસ્નાઇ કરવામાં કોમ માટે સમાયલો જોખમ—ક્રીયાકામની સામગ્રી તથા "આદરાન" નવા રોજ માહથી બનાવવાની શેખી કરનારાઓની લેવી જોઇતી ખબર.

જે પ્રમાણે એક મીલનાં સાંચાકામની બારીક સમજણ વગર તેની સાથે આસ્નાઇ અને અટકચાળી કરનાર પોતાની ઉપર તથા આસપાસનાઓની ઉપર જફા લાવી નાંખે છે, તેજ પ્રમાણે જરથોશ્તી ધર્મની પાવમહેલની તથા આલાત વગેરેની ક્રીયાઓ સાથે વગર સમજણથી જેમ ગમે તેમ કલ્પનામાંથી ઉભું કરીને તેની સાથે ચેડાં કહાડવામાં ઘણો મોટો જોખમ સમાયલો છે. જરથોશ્તી દએનની ક્રીયાકામો અણદીઠ આલમના મેહેર યજદના સાત "દખ્યૂ" (અઇવિ-દખ્યૂ, અન્તરે-દખ્યૂ, આ-દખ્યૂ, ઉપઇરિ-દખ્યૂ, અદઇરી-દખ્યૂ, પઇરી-દખ્યૂ, અઇપી-દખ્યૂ) ના બારીકમાં બારીક સાંચાકામની સમજણ રાખીને તેની સાથે સીલસીલો જોડી આપીને પાવમહેલના પાયાઓના "ચક્રો" જેને અવસ્તામાં "રથવ્ય ચખ્ર" કાયદેસરના ચક્કરો (Legitimate Circuits of Unseen currents) કહેવામાં આવે છે, તે ચક્રોની સાથે તાલુકો ધરાવીને પેગામ્બર

સાહેબે તે શીખવીને પોતીકા જાયનશીનો મારફતે ચાલુ કરી આપી હતી, તે ક્રીયાકામોને આપણા દીનદારી તથા અશોઇનો ખાસ અમલ કરનારા રાયનીદારોએ "બરેશ્નુમ, નીરંગદીન, વરસ્યા, હોમ, જીવાંમ, જઓથ્ર, બરસમ, વરસ, ભસ્મ" વગેરે વગેરે આલાતોને ખરી લાઇન ઉપર મુસ્તકીમ પાયે મુકી આપીને, આપણા અસીલ બાપદાદેથી તોખ્મ મારફતે નાવર મરાતબનો સીલસીલો જાળવીને બરેશ્નુમની બારીકમાં બારીક જાળવણી કરનારા અશોઇ અને તરીકત ઉપર જાન કુરબાન કરનારા થોજદાથ્રેગર સાહેબો મારફતે જે પાવમહેલની યજશ્ને, વંદીદાદ જેવી બુલંદ ક્રીયાકામોનો સીલસીલો ચાલુ કરી આપ્યો છે, તેની અંદર હાલ જમાનના ઉછાછળા છોકરવન જેવા સફેદ પાઘડીવાલાઓ બી. એ. અને એમ. એ. સુધી અવસ્તા ભાષાનો ફકત તરજુમો શીખેલાઓ પાવમહેલના નવા આલાતો અને તેબી વળી "ફસલ"ને લગતા આલાતો નવા રોજ માહ ફેરવીને કરવાની વાતો કરે એ ખરેખર જરથોશ્તી ધર્મની મશ્કેરી કરીને દીનઆઇન તથા ક્રીયાકામોનો પાયો ખણી નાંખવા જેવું છે. જે સફેદ પાઘડીવાળાઓ ક્રીયાકામની જરૂર નથી એમ દીલથી માનતા હોય, જેઓ "નીરંગ" ની ફીલસુફીની મશ્કેરી કરીને "નીરંગ" ને બદલે નવજોતમાં તથા ન્હાનમાં પોર્ટવાઇન પાવા નીકળે, જેઓ બસ પૈસાને ખાતર ક્રીયાકામ માટે જે ગમે તે મત આપવા નીકળે, અને પવિત્ર ગાથાના કલામોની મોતેબરી સમજ્યા વગર રેડીઓ ઉપર પોતીકા સ્વાર્થને ખાતર બુલંદ એજમતી કલામો બોલીને માંથ્રવાણીનો પાયો ખણવાની શેખી કરે તેવાઓ આજે કોમની ધાર્મીક લાગણીને ઠોકરે મારીને "ફસલી" આલાતનો સીલસીલો નહી હોય તેવી હાલત અને સંજોગના જમાનામાં કોમ ઉપર ભવિષ્યમાં જબુનમાં જબુન આફત લાવનારી દરેમહેર અને "આદરાન" પરથવાની હામ ભીડે, તે વખતે કોમને લાજમ છે કે તે ચીજનો અટકાવ કરવા માટે અને તેઓની આવી ગુસ્તાખી છીન્નભીન્ન કરવા માટે શું અથોરનાન કે બેહદીન, શું અદના કે આલા, શું શીખેલા કે અજ્ઞાન, શું મરદ કે ઓરત સર્વેએ અને દરેકે દરેક કોમી છાપાએ પોતાનાં તન મન અને ધનથી બહાર પડવાની જરૂર છે.

**"ફસલ" ના કાયદાના વાજબીપણા માટે શક નથી—પણ "પાવમહેલ" ની બુલંદ ક્રીયાઓમાં તેનો અમલ તથા નવા રોજ માહ સાથના "આદરાન" ની ક્રીયાની માહીતીની ગેરહાજરીમાં એ ચીજો સાથે રમત કરવાનો ભય.**

"ફસલ" નું વાજબીપણું, તથા તેને લગતી બારીક સમજણ જરથોશ્તી ઇલ્મે-ક્નૂમની રોશનીમાં ફેલાવનાર બેહેશ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ બહેરામશાહ નવરોજી શરાફ હતા. તેની અગાઉ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાએ એ બાબદ ભાષાશાસ્ત્રને આધારે જુસ્તેજો કરીને ઘણી રોશની નાંખી હતી. "ફસલ" ની બાબદના વાજબીપણા માટે પુષ્કળ કેતાબો તથા લખાણો હુજીબી મોજુદ છે, અને તે "ફસલ" નાં વાસ્તવીકપણા માટે કંઈબી શકક સુબેહ નથી. પણ **પાવમહેલની ક્રીયાકામોની અંદર "ફસલ"ની બાબદને અમલમાં લેવી અને તેને ચાલુ રાખવી** એ એક સફેદ હાથી પાળવાના કરતાંબી ઘણીજ બીકટ બાબદ છે, અને તેથીજ આપણા અસલી ન્યાગાનોએ "કબીસા" ની જે ક્રીયા દર ચાર વરસે યા ૧૨૦ વરસે કરવાની અતિષય મુશ્કેલી જોઈ લીધી હતી, અને "કબીસા" ની ખાસ ક્રીયા કરનાર યોજદાથ્રેગર ઉપર કુદરતનો જે પઇત્યાઘાત reaction આવે છે તે ઝીલી લેનાર તેવા અમલદાર યોજદાથ્રેગરો જમાન દર જમાન ખલાસ થતા જશે એવું જોઇને "કબીસો" છોડી દેઇને બસ રેવાજી રોજ માહનો સીલસીલો આજે જમાના થયા ચાલુ કરી નાંખ્યો છે તેમાં તેઓની ખરી દુરઅંદેશી હતી. અને તેથીજ પહેલવી ખાંઓ "હુશ્મોરદી" એટલે ચાલુ રેવાજી ગણુત્રીની રોજ માહની રીતી મુજબની ક્રીયાઓને ખાસ બુલંદી તથા બુજોર્ગી આપી ગયા છે. જે જમાનમાં એક ચીજ કુદરતના કાયદાસર સંપુર્ણ રીતે બનવી મુશ્કેલ કે મહાલ થઈ પડે, તેનો સીલસીલો ચાલુ રાખનારા યોજદાથ્રેગરો નહીજ મળી શકે અને તે ચીજથી કોમ ઉપર "મેહેર" ના "દખ્યૂ" ના સાંચાકામ મારફત્તે ખાસ "વબા" ઓ યાને આફતો તથા જ્યાંનગરી અને નુકસાનો વરસવાનો કુદરતી કાયદે સંજોગ ઉભો થતો હોય તે જમાનમાં આપ-

ણુને લાજમ છે કે તેવી ચીજથી બાઝ રહીને, તે ચીજમાં માથું મારવું નહી. આજે શેહેનશાહી ચાલુ રેવાજી આતશબહેરામો તથા અગ્યારીઓમાં યોજદાથ્રેગર સાહેબોની સંખ્યા તદન ઓછી થતી જાય છે, અને ભવિષ્યમાં રસ્તે ચાલતા સફેદ પાઘડીવાળા યા બેહેદીનને બોય દેવાની ફરજ પડે એવો અફસોસભર્યો મામલો ઉભો થયો છે. આજે કદમી રોજ માહના આતશબહેરામ સાહેબો તથા અગ્યારીઓમાં કદમી સફેદ પાઘડીવાળાની સંખ્યા નહી જેવી છે, તો તેવી વખતે ફસલી રોજ માહની દરેમહેરમાં "આદરાન સાહેબ" ની કાયમની જોખમદારી માથે લેવી એ કેટલા બધા કેશાશ તથા દોજખની જુમેદારી છે તેનો ખ્યાલ કદાચ નવી ચીજ કરવાની એક ખાલી હોંશ ધરાવનારાંઓને નહી આવી શકે એ બનવા જોગ છે (!)

### ઉસ્તાદ સાહેબ બહેરામશાહ શરાફે "ફસલી આદરાંન" કરવાનું કાંય મોકુફ પાડયું હતું? "ફસલી" અને "અસલી" બે જાતના પાવમહેલ તથા આદરાંન–આતશબહેરામ રાખી શકાયજ નહી.

ફસલી દરેમહેર કુદરત હાલ જમાનમાં નહીજ માંગતી હશે ત્યારેજ બેહેશ્ત–બહેરેહ ઉસ્તાદ સાહેબ બહેરામશાહ જોગેશ્વરી મધે ઓશીવરા ગામમાં પોતીકી ઇલ્મ્યતની બરકકતથી અને પોતીકા નીરંગના અમલથી ફસલી દરેમહેર કરવા માટે નીષ્ફળ નીવડયા હતા. તેવણુને આબેદ સાહેબદેલાન સાહેબો તરફથી પણ વાળવામાં આવ્યા હતા, જો કે "ફસલ" ને માટે નવો આલાત નવાં આદરાંન કેમ બરપા કરવાં તેની તેવણુને પુર માહીતી હતી. ખુદાના હોકમથી મકાન તથા નીભાવ ફંડ તથા બીજા ખરચો માટે પૈસાની સેહેજબી તંગી હતી–નહી. આજેબી જો અમારી સોસાયટી ચાહે તો તેવી અગ્યારી કરવાને જમીન તથા પુરતાં ફંડો ધરાવે છે—પણ નહી—જ્યારે બેહેશ્ત–બહેરેહ ઉસ્તાદ સાહેબે આ "ફસલના આદરાંન" નાં કીમતી ઝવાહેરને સાચવવાના કાયદા તથા તેની મુશીબતો સમજાવી, અને ચોકસ નીરંગો તથા તાવીઝોના અમલ વગર, પાયા વગરનો તથા ફસલી બરેશ્નુમના સીલસીલા વગરનો આલાત બનાવવાનો જોખમ અમને સમજાવ્યો, અને ફસલી

આદરાંન કાયદેસર બનાવ્યા પછી તેની "કબીસા" ની બારીક ક્રીયાની જોખમદારી સમજાવી અને દર ચાર વરસે તેવી ક્રીયા કરનાર યોજદાથ્રેગરને રદ કરતા જોઇને તેના કુટુંબનો નીભાવ કરવાના ફંડ માટેની ફરજનો ખ્યાલ આપ્યો, તથા "ફસલ" ના આદરાનની બોય માટે ચાલુ મોટી ખુબ "મીનો નાવર" ની ખુબના અમલ-વાલા બોય દેનારની જરૂરયાતના કાયદા સમજાવ્યા, અને ભવિષ્યમાં "ફસલી" બરેશ્નુમ સાથના મોબેદો મળવાની મુશ્કેલીનો ખ્યાલ આપ્યો, ત્યારે અમો છતે પૈસે, છતી તૈયારીઓ સાથે આ કામથી પરહેજ રહ્યા છીએ, અને રહીશું. તેમાં સૌથી જોખમની વાત તો આ છે કે એકવાર "ફસલી આદરાંન" થયાં કે ફસલી આતશબહેરામ ત્રણથી છ વરસની અંદર—એટલે છ થી બાર બરેશ્નુમની મુદતની અંદર કરવાંજ જોઇએ, અને તેવાં આતશ-બહેરામ કાયદેસર કરયા પછી દરેક અગ્યારી આતશબહેરામના ટ્રસ્ટીઓએ એકમત થઇને (જે એકામતી આ જમાનામાં બનવીજ મુશ્કેલ છે)—તમામ રેવાજી અગ્યારીઓ તથા આતશ-બહેરામોને ચોકસ ક્રીયાઓથી કાયદેસર "ફસલી રોજ માહ"ના સીલસીલામાં ફેરવવાંજ જોઇએ, કેમજે ચોકસ મુદત પછી "ફસલી" અને "અસલી" બે લાઇન રાખી શકાય નહી, અને જો એમ બે લાઇન ચાલે તો બીજાં દશથી બાર બરેશ્નુમની અંદર અણદીઠ આલમમાં "દખ્યૂ" માં અથડાઅથડી collision થઇને કોમ ઉપર જબુન આફત વરસવાનો સંભવ ઉભો થાય છે—આ બધું ઇલમ્યતથી rationale થી—કમ, કેફ, અજાફે, વજે, આઇન, મતા, મીલ્ક, ફેલ, ઇન્ફાલ—એવા why and wherefore ના નવ logical કાયદાથી બરાબર બધી બાબદો ધ્યાનમાં લઇને અમારી સૌથી વહાલી અને માનીતી "ફસલ"ની બાબદને ક્રીયાકામમાં વહેવારૂ રીતે લેવાની વાત સેવટની પડતી મુકી હતી.

"અગ્યારી" ની સામે થનાર અક્કલહીણ કહેવાય—પણ "ઇઠોતેર રવાયત" ના આધારે નવા રોજ માહના આદરાન સ્થાપનાર-
સ્થપાવનાર પોતાને માથે કોમની જોખમદારી લેઇને
શું કરવા માંગે છે?—આનો અંજામ બુરોજ છે!

કયા અક્કલહીણ જરથોશ્તી એવા હોય કે જે અગ્યારી જેવાં

કામની સામે થાય? પણ—આ બાબદ ફ્રુસલની અગ્યારીની બાબદ સામે થવા જેવીજ છે. અમે નથી માનતા કે બાઇજી હુમાબાઇ પીટીટ (હાલના મીસીસ હુમાબાઇ જહાંગીર કે. મેહેતા) પોતીકાં કુટુંબના અશો રવાનોને માથે આટલો બધો જોખમ નાંખીને પોતાને શીર કોમની ઉપર આફ્રત લાવનારી એક અગ્યારીની જુમ્મેદારી લે! આ અમો લખ્યે છીએ તે કાંઈ ખાલી બીવહુડાવવાની યા ધાક ધમકીની મતલબથી નથી લખતા, પણ કોમની દાઝ માટે દીલ ધરાવનાર એક પરગજુ ધારમીક કુટુંબના બાઇ સાહેબ પોતીકી બુજોર્ગ વયમાં એક અણઘટતું કાર્ય કરીને કોમને વધુ દુઃખોમાં ગીરફ્તાર કરે એ ખ્યાલથી અમારૂં જીગર ચાક ચાક થાય છે તેથીજ આ મુજતી કલમે આટલું લખવું પડે છે. એરવદ ફ્રરામરોજ બોદ, તમે તો મારા એકવાર મેત્રીકની પરીક્ષા માટે શિષ્ય હતા, તમે દરેક રીતે મ્હાન પુરૂષ થાઓ, પૈસાવાળા થાઓ તે જોવાને આ અદના લખનાર આતુર છે, પણ એક અરજ છે કે તમો આ કામથી બાઝ આવો! તો કોમ ઉપર તમો મોટું એહેશાન કરશોજ! હું તો આગળ વધીને કહું છું કે ફ્રુસલી આલાત કેમ કરવો તેના વાજબી અસલ કાયદા તમે જાણતાબી હોવ (જો કે હાલમાં જાહેરમાં કોઇબી જાણનાર નથી), તોબી આ જમાનામાં "ફ્રુસલી" અગ્યારીની ભવિષ્યની "કબીસા" વગેરેને લગતી જોખમદારી જોતાં બીલકુલ ઇચ્છવાજોગ નથી. તો પછી તમો "ઇઠોતેર રેવાયત" અને "અથોરનાન નામા" જેવી બીનપાયદાર ફ્રકત ચોકસ થોડા લોકોનાં મતો ઉચ્ચારનારી કેતાબ મુજબ "ફ્રુસલી આલાત" કરવાનું લોકોને સમજાવો તે શું વાજબી છે? "ઇઠોતેર રેવાયત" તથા "અથોરનાન નામું" જે જમાના અને સંજોગમાં લખાયાં છે તેની તમોને માહીતી છે, તમો અંતઃકરણથી માનતા તો હશો કે આ કેતાબો બીલકુલ દીની કેતાબ તરીકે ભરૂસો રાખવા લાયકજ નથી. તો પછી તમો શા માટે એંત પકડીને બાઇજી સાહેબ હુમાબાઇને હમેશના જોખમદારીના ખાડામાં નાંખવા માંગો છો (?), ભલે તમોએ જમીન તથા બીલ્ડીંગ પાછળ ત્રણ લાખ રૂપ્યા ખરચ્યા તો તેનો બીજો રૂડો ઉપયોગ

કરી શકાય એમ છે. એક મજેના "દાદગાહ" સાહેબને રાખીને હમદીનોના વપરાસ માટે "એબાદતગાહ" કરો કે જ્યાં સરઅવસરે હમ-બંદગી કરીને ટુંકી ધર્મની વાયજો આપી શકાય, અને ત્યાં રાત દીન હમદીનો પોતીકા ઘેરમાં સગવડ નહી હોય તો પોતાની અવસ્તાની બંદગી કરીને ફાયદો મેળવતાં રહે!—અથવા તો જે રેવાજી રોજ માહુને લગતાં આદરાન સાહેબનાં મકાનની સ્થીતી નહી ઇચ્છવાજોગ હોય, યા તેવા કઢંગા રસ્તા ઉપર આવેલાં હોય તો ત્યાંથી ખસેડીને તેવણુને આ મકાનમાં ક્રીયાથી તખ્તનશીન કરી શકાશે, અને આ બેઉ લાઇનના વપરાસથી મકાન બંધાવનારાઓ ખરૂં પુન્ય હાંસલ કરશે!

જો કોમની અંદર ભવિષ્યમાં આવા પાયા વગરના ફસલી આતશકદેહથી ખચીતજ કુદરતી કાયદે આવનારી આફતને અટકાવવી હોય તો એક સીદ્ધાંત યાદ રાખવો જરૂરનો છે અને તે એ કે—**ક્રીયાકામોના સાંચાકામો સાથે અશોઇ તથા "નીરંગો"ના ખાસ બાતેની અમલ વગર નવી નવી ચીજો બરપા કરવાનાં ચેડાં કહાડવામાં કોમ માટે જોખમ સમાયલો** છે—આ સીદ્ધાંત સાદી અકકલ તથા સમજદારી ધરાવનારાં હમદીન નર નારીઓ માટે પુરતો છે.

### કહેવાતાં નવાં ફસલી આદરાનના સંબંધમાં પુછાયલા કેટલાક વાસ્તવીક સવાલો અને તેના આ અદના તરફના જવાબો.

જરથોશ્તી રાદી સોસાયટી તરફથી આ અગ્યારીના સંબંધમાં કેટલાક સવાલો હીંદુસ્તાનના દસ્તુરજીઓ, જાણીતા અવસ્તા અભ્યાસીઓ, પંથકી સાહેબો, જાણીતા યોઝદાથ્રેગર સાહેબો, વીગેરેને પુછાવ્યા છે તેમ આ અદનાને પણુ તે સવાલોનું લીસ્ટ મળ્યું છે, તે નીચે આખું આપી પછી તેના માયાકુલ જવાબો મુજ તરફથી નીચે આપીશ:

## ચર્ચગેટ સ્ટેશન સામે બાંધવામાં આવેલાં, મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ "ફસલી-આતશકદેહ" વિષે, ધર્મ તથા રેવાજ ને ક્રિયામાર્ગની નજરે ઉભા થતા થોડાક અગત્યના સવાલોની પ્રશ્નાવલી:

### સવાલ ૧ લો.

"આતશ-કદેહ" શબ્દ ઘણોજ દ્વી અર્થી ambiguous હોવાથી એનો ખરો અર્થ "આતશ-આદરાન" કે "આતશ-દાદગાહ" થાય છે?

### સવાલો ૨ જો.

જો આ "ફસલી" આતશ-કદેહને "આતશ-આદરાન" તરીકે ઓળખાવવામાં આવે તો, આ નવી બંધાયલી ફસલી અગીઆરી ધર્મ તથા રેવાજની નજરે કાયદેસર ગણાય કે ?

### સવાલ ૩ જો.

કોઇબી આલાત બરપા કરવાની, તેમજ કેબલા પરથાવવાની ક્રિયા **અંજુમનની સંમતી** તેમજ અંજુમનના સભ્યોની સાક્ષી રૂપી હાજરી વગર થઇ શકે કે ?

### સવાલ ૪ થો.

જો નવા ફસલી-સ્વતંત્ર-આલાત બરપા કરવા માટેની સંપુર્ણ જરૂરી ક્રિયાઓ જાહેરમાં નહિ હોય, તો પછી, "આતશ-આદરાન" થઇ શકે કે?

"જો આતશ-આદરાન" નહિજ થઇ શકે, તો પછી માત્ર "આતશ-દાદગાહજ" રાખે તો વાજબી ગણાય કે ?

### સવાલ ૫ મો.

બરસ્નુમ માટે "દસ્તુરી" ભણુવાની જરૂરની છે કે? અને કેવી રીતે? દસ્તુરી ભણતી વખતે કેટલાક મોબેદ સાહેબો દસ્તુરનું નામ લીએ છે, જયારે કેટલાક મોબેદો "દસ્તુરે-ઇન-ઝમાન" કરીને ભણે છે, ત્યારે અસલમાં દસ્તુરી કેવી રીતે લેવાતી હતી? અને દસ્તુરી લેવાની મતલબ શી હતી? તથા હજી પણ દસ્તુરી કેવી રીતે લેવાય છે? આ બાબદનો વીગતવાર તુલોતવીલ ખુલાસો કરવાની મહેરબાની કરશોજી.

### સવાલ ૬ ઠો.

આવી "દસ્તુરી" ભણવાના પુરાતન રેવાજને આધારે એક દસ્તુર સાહેબને સાધારણ યોજદાથ્રેગર મોબેદો ઉપર કેટલી જાતના હક ભોગવવાનો અધીકાર મળે છે? તેમજ તે અધીકાર હાલ સુધીમાં કેટલે અંશે કાર્ય

સાધક વપડાયો છે તેના જેટલાઓ દાખલા તમો સાહેબ જાણુતા હોવ તે સર્વ વીગતવારે જણુાવવાની કૃપા કરશોજી.

## સવાલ ૭ મો.

ફસલી બરસ્તુમ માટે કેઠેનીઓ દસ્તુરી લેવાય કે અને કોઇ રેવાજી દસ્તુર સાહેબથી તેવી દસ્તુરી કબુલાય કે ?

## સવાલ ૮ મો.

જો "ફસલી" અગીઆરી બરપા કરે, તો પ્રથમ ફસલી નાહન, ફસલી બરસ્નુમ તેમજ નવા સ્વતંત્ર ફસલી–આલાત બરપા કરવા પડે તો તે કેવી રીતે બરપા કરવા અને બનાવવા તે કોઇ ધાર્મીક સાહદતથી જણુાવશો ?

## સવાલ ૯ મો.

(ક) જો સાહદત હોય તો, નવો સ્વતંત્ર ફસલી–આલાત બરપા કરવા માટે આ જમાનામાં આધાર ને અધીકાર કોણુને છે ?

(ખ) જો સાહદત નાહ હોય તો, નવા સ્વતંત્ર ફસલી–આલાત બરપા કરવા માટે તેમજ નવા નાહન લેવા માટે શું શું દીની ક્રિયાઓ જરૂરી છે ? અને નવા વરસ્યાજી કેવી રીતે ઉભા કરવા ?

## સવાલ ૧૦ મો.

રેવાજી રોજ–માહથી નાહન લીધેલા મોબેદો ફસલી રોજ–માહ ભણી ક્રિયા–કામ કરી શકે કે ?

## સવાલ ૧૧ મો.

રેવાજી રોજ–માહથી નાવર–મરાતબ થયલા મોબેદો પાસે ફસલી રોજ ભણુાવ્યાથી આપણાં અસલી કદીમો કદીમ સીલસીલો ધરાવતાં જુના ચાલુ રેવાજી બરસ્તુમ તેમજ આલાતોને કેવી રીતે હાની પુગે તે જણુાવશોજી.

## સવાલ ૧૨ મો.

કોઇ પણુ અગીઆરી—આતશ–કદેહ યા આતશ–આદરાનનાં પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી, ભોંયતળીએ યા તો માળ ઉપર, એકજ પેવંદમાં, ને એકજ છાપરાં તળે હોઇ શકે કે ? અને તેમ નહિ હોવા માટેની દીની સાહદતો શું છે ?

## સવાલ ૧૩ મો.

મુંબઇના માનવંત પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોએ થોડાંક વર્ષની વાત ઉપર નેમેલી સ્કોલરોની કમીટીએ, હાલના કોમી સંજોગો જોતાં, ફસલી ગણુત્રી કોમમાં ચાલુ કરવા–કરાવવા માટે પોતાનો વીરૂધ–ઠરાવ પસાર કર્યો છે. છતાં, આ "ફસલી–અગીઆરી" બરપા કરીને, એજ જુનો સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવવા જેવું કરે તો તે વાજબી છે કે ?

## સવાલ ૧૪ મો.

જો કોઇ પણ સાહદત તેમજ આધાર-અખીકાર વગર, તેમજ "નર-અષવન" ની ગેરહાજરીમાં, જો ફકત અલાઇદપે નવા સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવામાં આવે (—કે જેથી કોમ ઉપર બેશક ગંભીર આફત આવી પડે) તો એવા ધર્મ-વિરૂધના કાર્યને આપણે રોકવા માટે શું શું પ્રયત્ન કરવા જોઇએ ?

ઉપર આપેલા સવાલોના જવાબો હવે હું અનુક્રમે આપું છું :

## જવાબ (૧) :

" આતશ-કદેહ " શબ્દ સામાન્ય શબ્દ House of fire, આતશને રાખવાની જગ્યા તરીકે તનજ્જુલ અર્થે વપરાય છે, અને તેની અંદર "**આતશ-દાદગાહ**" જે યજશ્ને, વંદીદાદ જેવી પાવ-મહેલની ક્રીયાઓ માટે ક્રીયાથી અલાહેદા રાખવામાં આવે છે; તેમજ " **આતશ-આદરાંન** " જે "આદર યજદ" ને લગતા ખાસ આતશ અણદીઠ આલમના "આદર-મીનો કરકો" સુધી સીલ-સીલો ધરાવનારા અગ્યારીના ખાસ કેબલા તરીકે પરથવામાં આવે છે, તથા " **આતશ-બહેરામ** " જે કુદરતમાં કાર્ય કરતા સોળ અણદીઠ આતશો સાથે સીલસીલો ધરાવનારા બુલંદમાં બુલંદ આતશ તરીકે પરથવામાં આવે છે,—તે ત્રણે મરતબાના કેબલાઓ રાખવાની જગ્યા એવો બુલંદ અર્થ સમાતો નથી. દીનકર્દમાં "માન-ઇ-આતાશાન" તરીકે પહેલવી શબ્દ વપરાયલો છે, જેમાં "આતશ-દાદ-ગાહ, આતશ-આદરાંન, આતશ-બહેરામ " એ ત્રણ મરતબાના "**આતશોનું ઘેર**" એમ બુલંદ અર્થ અવસ્તા "ન્માન" તરીકે સમાય છે. હવે કહેવાતી ફસલી અગ્યારી કરનારા "આતશ-કદેહ"ની અંદર "આતશ-આદરાન" પરથવાની મતલબ રાખે છે એમ જણાવવામાં આવ્યું છે, તો " આતશ-આદરાંન " નાં બુલંદ મરતબાને એવું તનજ્જુલ (હલકું) નામ શા માટે આપ્યું હશે તે પહેલે તો સમજી શકાતું નથી. હાલ જમાનમાં કંઇબી ફસલી આલાત, ફસલી બરે-શ્નુમ, ફસલી નીરંગદીન, ફસલી ભસ્મ, ફસલી વરસ્યાજી, નીરંગના અમલવાલા ફસલી યોજદાથ્રગરની ગેરહાજરીમાં છેક અણદીઠ આલમમાં " મીનો-કરકો " સુધીનો સંબંધ રાખનારા " ફસલી

આદરીયાંન" કોણુ બરપા કરનાર છે તે સવાલ કોમે એ સાહેબોને પુછવાનો છે.

જવાબ (૨):

આવી રીતે નાપાયદાર અગ્યારી ઉભી કરવી અને તેને ફસલીનું નામ આપવું એમાં કોમ ઉપર આફત લાવનારો જોખમ સમાયલો છે એમ ઉપર સમજાવવામાં આવ્યું છે, અને તેથી તે દીનઆઇન તથા ક્રીયાકામોના રેવાજની નજરે જોતાં તદન ગેરવાજબી અને આફતકારક ગણાવવું જોઇએ.

જવાબ (૩):

અગ્યારી, આતશબહેરામ હમદીન અનજુમનના વપરાસની મતલબથી બરપા કરવામાં આવે છે, અને જો ફસલી અગ્યારી જે રીતે આ સાહેબો અલહીદપ્પે ઉભી કરવા માંગે છે તેને કોમના મોટા ભાગનો ટેકો નહી હોય, બલકે કોમનો મોટો ભાગ, કોમ ઉપર આવાં કામથી આવી પડનારી આફતને લીધે, જો સામો થાય તો તેવી અનજુમનની સમતી અને લાગણી વગરની અગ્યારીથી કોમને કેટલું બધું નુકસાન થાય તે વીચારી લેવાનું કામ સાદી સમજના દીનદારોનું છે.

જવાબ (૪):

"આતશ-દાદગાહ" તરીકે આ આતશ-કદેહમાં કેબલો રહે કે જયાં ગમે તે રોજ માહ ભણુનારાઓ પોતાની ફરજ્યાત બંદગી ભણીને એબાદત-ગાહ તરીકે તેનો ઉપયોગ કરે, નાહીધોઇને ચોખ્ખાઇથી ત્યાં પધારીને તે આતશ-દાદગાહ ઉપર કોઇબી જરથોસ્તી સુખડ કાઠી મુકે, અને જાહેર જશનોના મેળાવડા થાય, પણ પાવમહેલની બરેશ્નુમને લગતી કોઈબી ક્રીયા સાથે આસ્નાઈ નહી કરવામાં આવે, તો તેવા દાદગાહ સાહેબ ચાલુ એ મકાનમાં રાખવાથી તેના લાગતાવળગતાઓ સવાબ ઘણું હાંસલ કરી શકશે.

### જવાબ (૫):

### "મીનાઈ ગાસ" યાને મીનાઇ પાવમહેલ સાથે "ઉરવીસ-ગાહ" યાને અગ્યારી આતશબહેરામના પાવમહેલ સાથે સંબંધ— તેને સીલસીલાબંધ રોજ માહ વાળા "બરશનુમ" તથા "દસ્તુરી" સાથે સંબંધ—"દસ્તુરી" પઢવાના નીયમમાં સમાયલી બુલંદી.

"પાવ-મહેલ" ની ક્રીયામાં પાયા તરીકે બરેશ્નુમ તથા આલાતનો સીલસીલો હમેશાં રહે છે, તે એટલા સુધી કે વખ્શુરે-વખ્શુરાંન સાહેબે જે પહેલવહેલી "ગાસ" યાને જગ્યા મહેરના "ઉપઇરી-દખ્યૂ" માં પોતીકી "નાફે-બવ" ની અજીત અશોઇની શકિતથી તથા "આસ્ને-વીર" જેવી બુલંદમાં બુલંદ સમજ-શકિતથી અણુદીઠ આલમમાં "પાવમહેલ" ઉભો કરયો છે, અને તેની સાથે અશો સરોશ યજદ, અમશાસ્પંદો તથા છેક દાદાર અહુરમઝદ સુધી સીલસીલો જોડી આપીને, પોતીકા જાયનશીનો જરથુશ્ત્રોતેમો મારફતે આ દુન્યામાં "પાવમહેલ" નો સીલસીલો તેની સાથે જોડી આપેલો છે—તે સીલસીલાથીજ કોઇબી અગ્યારી આતશબહેરામમાં "પાવમહેલ" નું બરેશ્નુમ સાથનું યજશ્ને, વંદીદાદ વગેરે બુલંદ ક્રીયાકામ કરવાનો નીયમ જરથોસ્તી દીનમાં આપેલો છે. અને તેથીજ દરેક બરેશ્નુમ લેનારને બરેશ્નુમ લેતી વખતે બરેશ્નુમ આપનાર તરફથી દસ્તુરીનો કોલ ભણાવવામાં આવે છે કે:—

"બ દસ્તુરી-ઇ-દાદાર અહુરમજદ,
બ દસ્તુરી-ઇ-અમેશાસ્પંદાન,
બ દસ્તુરી-ઈ-સરોશ અશો,
બ દસ્તુરી-ઇ-જરાતોશ્ત સ્પેતમાન,
બ દસ્તુરી-ઇ-આદરબાદ મારેસ્પંદાન,
બ દસ્તુરી-ઇ-દસ્તુર-ઈ-ઇન જમાન
(ફલાન બીન ફલાન)
મન ઇન બરેશ્નુમ ગેરફ્તં હોમ."

આ દસ્તુરી ભણુવાનો કાયદો તેના બાતેનમાં "પાવમહેલ"ની

ક્રીયાનો સીલસીલો બતાવે છે. હુવે જે રોજ માહુના સોલસીલાથી બરેશ્નુમની દસ્તુરી ભણાતી હોય તે રોજ માહુનો સીલસીલો તોડીને જો કહેવાતી ફસલી અગ્યારી પરથવામાં આવે તો રેવાજી રોજ માહુવાળા દસ્તુરનાં નામથી દસ્તુરી ભણી શકાય નહી, અને જો ભણે તો તે "દરૂગ" જુઠાણું તરીકે નોંધાય છે. આવી આવી નાજુક પાયા રૂપી બાબદોની સમજણુ નહી હોવાથી પાવમહેલનાં ક્રીયાકામ સાથે ફકત મોટાઇ અને પૈસાને ખાતર આસ્નાઈ કરવા નીકળેલાંઓ કોમને કયા ખરાબા સાથે અથડાવીને કોમને આફતમાં નાંખવા માગે છે તે સમજ પડતું નથી. હાલના રેવાજી રોજ માહુનાં ક્રીયાકામોમાં ગમે તેવી "પસ એ પેશ" થતી હોય, તેમાં ગમે તેવી ગફલતી થતી હોય, છતાં તેમાં સેંકડો હજારો વરસોથી ચોકસ સીલસીલો ચાલુ હોવાથી તેની આખી નહી તો એક–તૃત્યાંશ અસર અને ફાયદા કુદરતમાં જે "અવિ-ખ્રિષ્વ" નો વીભાગ અણુદીઠ રીતે કાર્ય કરતો રાખેલો છે તેને કાયદે હુજીબી આપણુને મળે છે, તે એક–તૃત્યાંશ મળતો ફાયદો, જો આવી પાયા વગરની કહેવાતી ફસલી અગ્યારી ઠોકીને ઠસાવી દેવામાં આવશે તો એટલાંમાંથી કોમ જતી રહેશે, કેમજે પછી તે "અવિ-ખ્રિષ્વ" માં અથડાઅથડી collision થવા માંડીને, નહી આ–તર કે નહી પેલી–તર જેવી હાલત ક્રીયામાર્ગમાં ઉભી થશે.

### જવાબ ( ૬; ૭ ) :

### "દસ્તુર" નો ક્રીયાઓ ઉપર અધીકાર; રેવાજી રોજ માહુ વાળા દસ્તુર ફસલી આદરાંનના દસ્તુર થઇ શકેજ નહી.

ખરેખર તો ચાલુ જમાનના દરેક દસ્તુરનું બરેશ્નુમ હોવું જોઇએ. "દસ્તુર" નો મરતબો અથોરનાન પાદશાહ જેવો છે, અને કોઇબી બાબદમાં ક્રીયાકામ કે બરેશ્નુમની બાબદમાં દસ્તુર પોતે ખાસ અધીકાર ભોગવે છે, અને નાવર, મરાતબ, નીરંગદીન જેવી ખાસ પાયા રૂપી ક્રીયાઓ તેવણુના અધીકારની રૂએજ થવી જોઇએ છે. રેવાજી રોજ માહુથી આલાતો ઉપર અધીકાર રાખનાર દસ્તુરની દસ્તુરી ફસલી અગ્યારી કરનાર મોબેદથી ભણી શકાયજ નહી, અને એવા રેવાજી રોજ માહુવાળા દસ્તુરના

અધીકારથી નવો ફસલી આલાત બરપા કરી શકાયજ નહી. છતાં જો હુલડાઇથી તેમ કરવામાં આવે તો કોમને લાજમ છે કે રેવાજી રોજ–માહ વાળા દસ્તુરને દસ્તુર–પદમાંથી મુકત કરવા.

**જવાબ (૮; ૯):**

**રેવાજી રોજ માહનો સીલસીલો તોડીને ફસલી રોજ માહના આલાત તથા આદરાન બનાવવાની ક્રીયા જાહેરમાં કેઠે પણ નથી; રોજ માહ ભણવામાં ભુલ થવાથી બરેશ્નુમ ખતમ થાય છે એવી રીવાજમાં બારીકી.**

સ્વતંત્ર રીતે એટલે હાલના રીવાજી પાવમેહેલ–આલાત વીગેરેના આધાર વગર ફસલી બરેશ્નુમ કેમ આપવું તથા ફસલી આલાત કેમ બરપા કરવા તેની ધારમીક શાહદત હાલનાં કોઇબી જરથોશ્તી સાહિત્યમાં મળી શકતી નથી. ઇઠોતેર રવાયતમાં જે કંઇ નવા આલાત બનાવવાની વાત છે તે ફકત ચાલુ રેવાજી રોજ માહના આલાત બનાવવા માટેજ છે, અને દરીયા માર્ગે જઇનેબી નવો આલાત બનાવવાની ક્રીયા છે તે પણ રેવાજી રોજ માહના સીલસીલાવાળા મોબેદજ, રેવાજી રોજ માહના આલાત બનાવી શકે છે. પણ રોજ માહનો સીલસીલો તોડીને ફસલી રોજ માહ પકડીને નવો ફસલી આલાત કેમ બનાવવો તે માટે જાહેરમાં કેઠે પણ લખાણ કે શાહદત કે તેવા બનેલા દાખલા છેજ નહી. ફસલી નવો આલાત કેમ બનાવી શકાય તે બાબે બેહેશ્ત–બહેરેહ ઉસ્તાદ સાહેબ તરફથી જે કંઇ કહેવામાં આવેલું છે તે જાહેરમાં મુકવાથી તેનો Little learning is a dangerous thing જેવો ઉપયોગ થાય, અને તેથી એ ચીજ ઉપર નહીજ બોલવામાં બેહેતરી સચવાયલી છે. જ્યાં ઇજનેરજ નથી ત્યાં ઇજનેરીનો સામન કેટલો અને કેમ લાવી મુકવો તે બાબદ વાતો કરવાથી કશો ફાયદો થઇ શકતો નથી, અને જો તે ઇજનેરીના સામાનને લેભાગુના હાથે ગમે તેમ ગોઠવ્યાથી અકસ્માત થતા હોય તો બેહતર છે કે તે ઇજનેરીના સામાનની વાતજ કરવી નહી.

**જવાબ (૧૦; ૧૧):**

રોજ માહનો સીલસીલો પાવમહેલની ક્રીયામાં જે

અગત્યની જગ્યા રોકે છે તે એટલે સુધી કે યજશ્ને, વંદી-દાદમાં અવસ્તામાં રોજ માહ ભણતાં જો યોજદાથ્રેગર સાહેબની ભુલ થાય તો તેનું બરેશ્નુમ મુકી દેવું પડે છે, તે બીના ધ્યાનમાં લેતાં સાદી અકલથી કોઇ પણ શખ્સ કહી શકે કે રેવાજી રોજ માહથી બરેશ્નુમ લેનાર મોબેદથી ફસલી રોજ માહનું પાવમહેલનું ક્રીયાકામ થઇ શકેજ નહી, અને ફસલી રોજ માહનું બરેશ્નુમ આપનાર પોતે રેવાજી રોજ માહના બરશ્નુમ ઉપર ઉભેલા રહીનેજ બજાવતા હોવાથી હાલમાં કાયદેસર પાયાથી બરપા કીધેલા એવા યોજદાથ્રેગર પોતે બની શકે તેમ નથી. એ બધું હજારો વરસોની જરથોશ્તી દીન આઇન અને ક્રીયાઓના રસમ-રીવાજથી સદંતર વિરૂદ્ધ જાય છે.

## જવાબ (૧૨):

## અગ્યારી આતશબહેરામના મકાનોને કયાં કયાં પેવંદ (Connections) હોવાં નહી જોઇએ?

અગ્યારી આતશબહેરામ સાહેબની બીલ્ડીંગને "પાવીકત"માં રાખવાનો, દુન્યાદારીના અભડાટથી દુર રાખવાનો ખાસ હોકમ છે, તે બીલ્ડીંગમાં રેડીઓ, પાણીના નળ, ઇલેકટ્રીક લાઇટ, કે સંડાસ મોરીની ગતરોની પાઇપ સાથે કદીબી પેવંદ કે રહેવાનાં મકાનોનો કુટુંબી સમાવેશ હોઇ શકેજ નહી. અગ્યારી, આતશબહેરામ કંઇ રહેવાના સુવાનાં બીછાનાંઓ—સામાન સાથનાં મકાનો નથીજ, અને ત્યાં જે બંદગી તથા ક્રીયાકામોના સ્તોત તથા ખાસ્તરોની અસરો તથા ફાયદા મેળવવાની મતલબ રાખવામાં આવેલી હોય છે, તેમાં ઉપર જણાવેલા પેવંદો આવ્યાથી અગ્યારી, આતશબહેરામની મતલબજ ઉંધી વળે છે. કોમની એ એક હાલ જમાનની મોટાંમાં મોટી એબ અને કમનસીબી છે!

## જવાબ (૧૩) તથા (૧૪):

## બાઇજી સાહેબ હમાબાઇ જે. મહેતાને કોમને ખાતર એક નમ્ર અપીલ—અલહીટપ્પેના "ફસલી આદરાન" કરવાથી હાથ ઉઠાવોજી.

ફસલી રોજ માહની મૂળ બાબદ ઇલ્મ્યતથી જોવી એ જુદી ચીજ છે, અને તેને હાલ જમાનમાં પાયા વગર વહેવારૂ પાવ-

મહેલના ક્રીયાકામોમાં અમલમાં લેવી એ જુદી ચીજ છે. ફસલી બાબદનું વાસ્તવીકપણું, વાજબીપણું તથા જ્ઞાન મેળવવાંજ જોઇએ, અને તે એક ઘણોજ દૂરનો બુલંદ આદર્શ Ideal છે જેને હાલને તબકકે ચાલુ ફરજ્યાત બંદગીમાં લેવાઇ શકાય, અને બર-વકતનાં જશનો જેવી ક્રીયાઓ કરીને તે Ideal નજદીક પહોંચવાના જોશભેર મીથ્ર કરી શકાય, પણ કોઇબી અમલવાળા રાયનીદાર સાહેબની આમદ વગર પાવમહેલની ક્રીયાઓ અને "આતશે-આદરાંન" ફસલી રોજ માહથી હાલ જમાનના મોબેદો મારફતે બનાવવામાં જોખમ અને કોમ માટે આફતજ સમજવાં. **ફસલ એજ જરથોશ્તી દીન છે એ જેટલી સાચ્ચી વાત છે,** તેટલીજ એબી સાચ્ચી વાત છે કે ફસલનો અમલ-આલાત-ક્રીયાકામ ખુદ જરથોશ્તી દીનના કાયદા-સરજ તેની સંસ્થાઓ-દીન આઇનો-રીવાજોને ઉલટાવ્યા કે જોખમાવ્યા વગર પાછો જાયજ કરવો જોઇએ. પૈસાના જોરે જો બાઇ સાહેબ હુમાબાઇ જે. મહેતા તથા તેવણના સલાહકારો એકબારગી આવી ચીજ ઉલટમાં આવીને કરેબી તો કોમના સમજુ વર્ગને લાજમ છે કે તે ચીજમાં પોતે સહકાર આપવો નહી, અને અલગ રહેવું, કેમજે જે ચીજ કોમને માટે બાતેન રીતે અલહીટપ્પે કરયાથી નુકસાનકારક નીવડે તેને કયો કોમહીતકારી ગૃહુસ્થ યા કેઇ કોમને ચાહનારી બાનુ ટેકો આપશે? પણ આ અદના લખનારને આશા છે કે બાઇજી હુમાબાઇ મહેતા એક જુના ધર્મચુસ્ત પીટીટ ખાનદાનનાં નબીરી છે, અને તેવણ આ બાબદમાં પોતીકાં અંતઃકરણને માન આપી પોતાનો ખુદા દોરવશે તેમજ વર્તીને આ માની લીધેલાં ભલાં કામથી બાઝ આવશે!

**છઠોતેર રવાયતમાં નવા ફસલી રોજ માહના આલાત બનાવવા ક્યાં લખેલું છે? બોદ સાહેબને સહેજ સવાલો.**

જે જુવાન બરમુછયા એરવદો ફકત ગાથાજ પેગામ્બર સાહેબના છે, અને બીજા અવસ્તા તો પાછળા જમાનાના આથ્રવન સાહેબોના બનાવેલા છે એમ ચાલુ માનતા અને જાહેરમાં પોકારતા મનાવતા આવેલા છે, તેઓ પોતાની મતલબ સાંધવાને ખાતર "ઇઠોતેર રવાયેત" નામની ફકત હાલ જમાનના લોકોના

મતોની ચોપડી મુજબ "ફસલી આલાત" ઉભો કરવાની વાતો કરે છે. ઇઠોતેર રવાયતોમાં જે બધું દરેક બાબદ વિષે લખેલું છે તે બધુંજ તેઓ માને છે કે? આ ઇઠોતેર રવાયતમાં "નવો આલાત" બનાવવાની વાત નથી, પણ તેમાં રેવાજી આલાતનાજ સીલસીલાથી રીવાજી બરશ્નુમ તાજેહ કરવાની વાત છે. તો પછી ફસલી નવા રોજ માહ શરૂ કરવા માટે ઇઠોતેર રવાયતમાં લખેલી રીતીનો કેવી રીતે ઉપયોગ થઈ શકે આ એક ગંભીર સવાલ છે. બેંગલોરનો દાખલો આપવામાં આવે છે કે બેંગલોરના મોબેદો સરદાર દસ્તુર નોશીરવાન દસ્તુર કેકોબાદની દસ્તુરી (!) હેઠળ કામ કરે છે તેમ આ નવી ફસલી અગ્યારીના મોબેદો કરશે! વાહરે! બોદ સાહેબ વાહ! બેંગલોરમાં તો આતશ દાદગાહ છે! બેંગલોરમાં તો ઉદવાડાના મોબેદો છે તેઓ કોણની દસ્તુરી પઢે છે? પુનાવાળા દસ્તુર સાહેબની દસ્તુરી શું તેઓ પઢે છે? કાંય જુઠું બોલો છો? "દસ્તુરી હેઠળ" કામ કરવું એમાં પૈસાના અખ્તી-કારનો સવાલ છે—પણ "દસ્તુરી પઢીને" કામ કરવું તેમાં તો આલાતના સીલસીલા અને બરેશ્નુમની પાયદારીનો સવાલ છે (!) તમો કોમને શું કામ આંખે પાટા બંધાવીને દોરવવાની પેરવી કરો છો? ફકત પૈસાનેજ ખાતર કેની? રેડીઓમાં ગાથા ગાઇને એક બહેશ્ત ઉભું કરયું—હવે ફસલી આદરાંન ઉભા કરીને તેથી ચહડયાતું બેહેશ્ત શું કામ ઉભું કરવા માંગો છો?! કદમી રોજ માહવાળા શહેનશાહી વાળાની ક્રીયાકામ કરે છે, શહેનશાહીવાળા કદમી ક્રીયાકામ કરે છે—તેમ જો હોય તો તે કુદરતમાં વાજબી નથીજ. એવા ઘોટાળા જ્યાં થતા હોય ત્યાં તે અટકાવવાનું કામ તે તે વીભાગના દસ્તુર સાહેબોનું છે, અને નહી તો કે તે તે દસ્તુર સાહેબો પોતાને માથે જબુન જવાબદારી વહોરી લે છે, પણ એક દીશાએ ખોટું કામ થાય છે તેથી નવી ફસલી અગ્યારીમાં પણ એમજ કરવું જોઇએ એ દલીલ શીખેલા કેળવાયલા અવસ્તાના ભાષાના યજશ્ને વીગેરે બુલંદ ક્રીયાઓને જાહેર ભાષણોમાં ધીક્કાર-નારા અભ્યાસીને છાજતી નથીજ.

## ડાકટર સાહેબ ફરામરોજ ચીનીવાલાનું નાનું ચોપાન્યુ વાંચવાની અરજ.

"પાવમહેલ" સંબંધી ડાકટર સાહેબ ફરામરોજ ચીની-વાલાએ જે એક સુંદર લેખ ખાસ લખ્યો છે, અને "પાવમહેલ" કે જ્યાં યજશ્ને વંદીદાદ જેવી ક્રીયાઓ થાય છે તેની દેખીતી રચના 'આલાત" થી કેવી રીતે છે તથા તેની અણદીઠ રચના "વીસ્પરદ" યાને તમામ કુદરતના ૩૩ રતુઓની આરાસ્તગીથી કેવી રીતે થયલી છે તેનો જે ખ્યાલ આપ્યો છે તે વાંચવાની હમદીનોને ભલામણ કરવાની રજા લેવામાં આવે છે. તેમાં અગ્યારી આતશ-બહેરામના પાવમહેલને અણદીઠ આલમની "ગાસ" જેને અવસ્તામાં "ગાતૂમ્ચા અહુરાઇ" તરીકે અહુનવદ ગાથામાં ઓળખાવેલી છે તેની સાથે કેવી રીતે સીલસીલાથી સંબંધ રહે છે તે ખુલાસા-વાર સમજાવવામાં આવ્યું છે, અને આ સીલસીલાના સંબંધને આધારે રેવાજી રોજ માહુથી થયલા પાવમહેલના અમલ તથા ફસલી રોજ માહુથી થતા અમલ વચ્ચે કેવી રીતે ફરક પડે છે તે સમજાવીને ડાકટર સાહેબ ચીનીવાલા ભાર મુકીને સમજાવે છે કે "કંઇબી નીરંગ તથા અશોઇના ખાસ અમલ વગર જુના રોજ માહુ બદલીને નવા રોજ માહુના પાવમહેલ યા આલાતો ઉભા કરી શકાયજ નહી—અને તેને માટે તદન નવોજ પાવમહેલ કોઇ અમલવાળા અશો નર ઉભો કરી શકે છે—પણ રેવાજી ચાલુ રોજ માહુવાળા પાવમહેલમાંથી જેમ ઇઠોતેર રવાયતમાં જણાવેલું છે તેમ કંઇબી અમલ વગર સંખ્યાબંધ રેવાજી રોજ માહુના પાવમહેલ ફકત યસ્નની રૂઢીએ ઉભા કરી શકાય છે." આ અતી અગત્યની બાબદ જે આ વખતના **ફ્રેશો-ગર્દ**માં લેવામાં આવી છે તે ૨૪ પાનાના એક અલાહેદાં ચોપાન્યામાં પણ જુદી છાપવામાં આવી છે, જે કોઇબી વાંચનારને પોસ્ટની ૧) આનાની ટીકીટ બીડવે રવાના કરવામાં આવશે. હજીબી વધુ રોશની એ બાબદ ઉપર નાંખનારૂં લખાણુ તેવણ સાહેબ તૈયાર કરે છે જે ઉપર ક્રીયાકામ ઉપર જાન સદકે કરનારાં હમદીનોનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

**ઇઠોતેર રવાયતના સુચવ્યા મુજબ ફસલી રોજ માહના આદરાન બનાવવાની વાત મદારીના ખેલ જેવી છે—"ક્રીયા માર્ગ"માં કોમને ખોટે રસ્તે દોરવવામાં સમાયલો મોટો જોખમ.**

ઇઠોતેર રવાયતનો આધાર લઇને ફસલી નવો આલાત ઉભો કરવાની વાત કોમને ખોટે રસ્તે દોરવનારી છે, એમ ભાર મુકીને જણાવવાની જરૂર છે. જેઓ ઇઠોતેર રવાયતનું લખાણ પોતે વાંચીને વાકેફ થશે તેઓ સાદી અકલથી કબુલ કરશે કે તેમાં નવો ફસલી આલાત બનાવવાની સહેજ પણ સુચના નથી. જુના રેવાજી રોજ માહના સીલસીલાથી ચાલુ રહેતા "આલાતો"—નીરંગદીનનો નીરંગ, વરસ્યાજી, વરસ્યાજીની પુછડીનો ક્રીયાથી લીધેલો વાળ યાને "વરસ," તે સાથની આંઠ ધાતુની ક્રીયાની વીંટી, હોમ સળી, જીવાંમ, જોર, નીરંગદીનથી તૈયાર થયલો "આવ઼," ભસ્મ, વગેરે—ચાલુ જીવતી હાલતમાં હોય, **છતાં જો બરેશ્નુમ આપનાર મોબેદ પોતે બરેશ્નુમવાળો નહી હોય તો બરેશ્નુમ કેમ આપી શકાય** તેની શાયસ્ત–લા–શાયસ્ત સમજણ તેમાં આપેલી છે. પણ તે આધારે ફસલી રોજ માહવાળાં બધાં આલાતો પેદા કરવાની વાતો કરવી એ ફક્ત ક્રીયાકામ બાબેની સરયામ અજ્ઞાનતાનું પરીણામ છે. દુન્યવી બાબદોમાં ભુલભુલામણીની સમજણ આપી શકાય, ધર્મ સમજાવી દેવામાં બીજાઓને તમો રમાડી શકો તેથી ઝાઝાં ગંભીર પરીણામો ખમવાં પડતાં નથી, પણ "ક્રીયા માર્ગ"ની અંદર ભુલભુલામણીની સમજણ આપીને લોકોને બનાવી જઇને ક્રીયાકામનાં બાતેન અને બારીક સાંચાકામ સાથે રમત કરવામાં કોમને માટે મોટો જોખમ સમાયલો છે, અને તેથી આ બાબદ તમામ પારસી અંજુમને અને ખાસ કરીને દસ્તુર સાહેબો તથા ક્રીયાકામ કરનારા એરવદ સાહેબોએ મજબુત વાંધો દર્શાવીને પોતાની ક્રીયાકામ બાબેની અને જરથોશ્તી દીન બાબેની ફીદાગીરી બતાવી આપવી જોઇએ છે.

**હાં આપણે હાલતુરત થોભીશું, અને દુવા ગુજારીશું કે કોમ ઉપર અણદીઠ રીતે આફત લાવનારાં કામો કરાવ્યાથી આપણા હમદીનો અને ખાસ કરીને બાઇજી સાહેબ હમાબાઇ મહેતા તથા**

કહેવાતી ફસલી અગ્યારીના ટ્રસ્ટીઓ બાજ રહેશે, અને ભવિષ્યની ઓલાદને આ રીતે ખાસ આફતમાંથી બચાવવાનું પુન્ય તેઓ હજીબી હાંસલ કરશે !

સાહેબદેલાન સાલેકોની દુવાથી ખચીત આ મીશ્ર આમીન થાઓ ! **આમીન !**



# કહેવાતી નવી "ફસલી" (!) દરેમેહેર બરપા કરવા સામે જાણીતા વિદ્વાન એરવદ સાહેબ ખુરશેદ શા. દાબુ, એમ. એ., નો અભીપ્રાય.

ચર્ચગેટ સ્ટેશન સામે બાંધવામાં આવેલાં, મરહુમ શેઠ નશરરાનજી માણેકજી પીટીટ "ફસલી-આતશકદેહ" વિષે, ધર્મ તથા રીવાજી ને ક્રિયામાર્ગીય નજરે, એવણને પુછવામાં આવેલા થોડાક અગત્યના સવાલો અને તેના એવણ તરફથી મળેલા વીદ્વતાભર્યા જવાબો.



સુરત પારસી ઓરફનેજ,
સુરત, તા૦ ૧૯-૯-૩૯.

**સાહેબ,**

આપે "ફસલી આતશ-કદેહ" બાબે મારૂં મત જાણવા કેટલાક **સવાલો** મોકલ્યા છે તેના મારી અદના સમજશકિત પ્રમાણે નીચે પ્રમાણે **જવાબો** મોકલવા રજા લઉં છુંજી. તેજ વખતે મારે તમોને ખાત્રી આપવાની કે કશીબી તાસુબી યા જુસ્સાથી દોરવાયા વગર એ સવાલને તપાસવાની જરૂર છે, અને તેજ રીતે મેં તેનો ખુલાસો લખ્યો છેજી.

**સવાલ ૧ લો.**

"આતશ-કદેહ" શબ્દ ઘણોજ ambiguous હોવાથી એનો ખરો અર્થ "આતશ-આદરાંન" કે "આતશ-દાદગાહ" થાય છે?

જવાબ—"આતશ-કદેહ" શબ્દમાં જે અરબી શબ્દ આવ્યો છે તે ઉપરથી તે બહુ પાછળનો મુસ્લીમ શબ્દ છે. તે આપણાં ત્રણે જાતના કેબલાના મકાનો (આતશ-બેહરામ, આતશ-આદરાન, તેમજ આતશ-દાદગાહ યા દરે-મેહર) માટે એકસરખો વપડાય એવો સામાન્ય એલકાબ છેજી. **માટે પ્રથમ એટલું નક્કી થવું જોઇએ કે મજકુર એબાદત-ગાહ કયા દરજાના આતશ માટે અર્પણ થનાર છે?** મારા માનવા પ્રમાણે આવા

મકાનમાં (જ્યાં કેટલાક "સુધારા" નાં બ્હાના હેઠળ દોરવાતા સાહેબો ક્રિયા-કામમાં માનતાજ નથી ત્યાં) આતશ ફકત એક ચિન્હ રૂપે રાખશે, એટલે જેમ દેવળો અને મંદીરમાં દીવો રહે છે તેમ આતશ રહેશે, અને તે ગયર કોમને બતાવશે—યા યુરોપ્યન મઝદઝનાનોના મંદીર માફક સર્વને નમન માટે ખુલ્લો રહેશે. જો તેમજ હોય અને તે ફકત પરમેશ્વરના Symbol ચિન્હ રૂપે રહેવાનો હોય, ને તેના ઉપર Consecration યાને ખુદાને અર્પણ કરવાની કોઇ ક્રિયા થઇ ન હોય, તો પછી બધી ભાંજગડ નકામી છે. કારણ તેવા આતશનો દરજ્જો ઘરના ચુહલાના આતશ જેવો છે. અને જેમ નવસારીના ભર મોહલામાં ખુલ્લાં જશનો થાય છે તેમ આતશ બીરાજે તો દાદ-ગાહ તરીકે ગણવા વાંધો નથી. એશીયાનાં કેટલાંક સ્થળોમાં એવા આતશ-પરસ્તો હજી્બી છે. ને બાકુ વીગેરે શેહરમાં એવાં આતશ-કદેહ છે, જે ખુદાના ચિન્હ રૂપે રહેલાં છે.

## સવાલ ૨ જો.

જો આ "ફસલી" આતશ-કદેહને "આતશ-આદરાન" તરીકે ઓળખાવવામાં આવે તો, આ નવી બંધાયલી ફસલી અગીયારી ધર્મ તથા રેવાજની નજરે કાયદેસર ગણાય કે?

## સવાલ ૩ જો.

જો નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા માટેની સંપુર્ણ જરૂરી ક્રિયાઓ જાહેરમાં નહિ હોય, તો પછી, "આતશ-આદરાંન" થઇ શકે કે?

જો "આતશ-આદરાન" નહિજ થઇ શકે, તો પછી, માત્ર "આતશ-દાદગાહ'જ રાખે તો તે વાજબી ગણાય કે?

જવાબ—પણ, તેની સાથે જો ત્યાંજ યજશ્ને બાજ વીગેરે પાવ-મેહલની ક્રિયાઓ કરાવવાનો ઇરાદો હોય (જે માટે મને શક છે, કારણ એવાં મકાનો ઉભાં કરનાર વર્ગે અનેક વખતે, જરથોસ્તિ ધર્મ-ક્રિયાને નકામી જાહેર કીધી છે) તો બીજા અનેક સવાલો ઉભા થાય છે. કારણ ત્યાં પાવ-મહેલની ક્રિયામાં જે આતશ તૈયાર થાય છે તેને સામાન્ય રીતે આપણે પરકોમના દર્શન માટે રાખતા નથી; એટલુંજ નહી પણ તેવી ક્રિયા કરનાર કોણની "દસ્તુરી" હેઠળ તે કામ કરે છે, કોણનો તૈયાર કીધેલો આલાત વાપડે છે, એ બધા સવાલો આવે છે.

## સવાલ ૪ થો.

જો "ફસલી" અગીયારી બરપા કરે, તો પ્રથમ ફસલી નાહન, ફસલી બરશનુમ તેમજ **નવા સ્વતંત્ર** ફસલી-આલાત કરવા પડે, તો તે કેવી રીતે બરપા કરવા અને બનાવવા તે કોઇ ધાર્મીક સાહદતથી જણાવશો?

જવાબ—તેમજ જો **આદરાન સ્થાપવાં હોય,** તો એક વધુ સવાલ મજકુર કેબલાની તૈયારીનો આવે છે, જે માટે ખાસ **ધર્મ-ક્રિયાઓ** નીર્માણ થયલી છે: અને તેની લાયકાત, ચોકકસાઇ વીના કોઇ ત્રાહીત એકલડોકલ મોબેદો એ સ્થાપી શકે નહી; અને રીતસર ક્રિયાકામ થયલો આતશ-આદરાનનો આતશ બરપા થાય તો પછીથી તે ગેર-કોમ માટે રાખી શકાતો નથી.

## સવાલ ૫ મો.

(ક) જો સાહદત હોય તો, નવો સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા માટે **આ જમાનામાં** આધાર ને અધીકાર કોણને છે?

(ખ) જો સાહદત નહી હોય તો, નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા માટે, તેમજ નવા-નાહન લેવા માટે શું શું દીની ક્રીયાઓ જરૂરી છે? અને નવા-વરશયાજી કેવી રીતે ઉભા કરવા?

## સવાલ ૬ ઠો.

**રેવાજી** રોજ-માહથી નાહન લીધેલા મોબેદો **ફસલી** રોજ-માહ ભણી ક્રિયાકામ કરી શકે કે?

જવાબ—આ બાબદમાં **આલાત**="apparatus" એ આખી પ્રયોગશાળાનો મુખ્ય પાયો છે. તે આલાતો પોતે માત્ર Dummy એટલે કલ વીનાનાં હોય તો પ્રયોગની આખરે પરીણામ હોતું નથી. આ આલાત **magnetised** યાને પવિત્ર ખોરેહથી પ્રવાહ વહે તેવા હોય છે, ને હોવા જોઇએ. આ જાતનો પ્રવાહ દાખલ કરનાર પોતે એક channel યા પ્રનાલીકા યા વાહક હોવો જોઇએ. અને તેની પ્રનાલીકા છેક સીલસીલાબંધ જરથુસ્ત્ર સાહેબ સાથે બીન તુટે જોડાયલી હોવી જોઇએ. આ આખી બાબદ પ્રાંરતી ધર્મના અનુયાઇઓ તેમજ ફ્રીમેસનો સમજી શકે માટે તેની થોડી નોંધ આપવા દુરસ્ત ધારૂં છું.

(ક) કોઇ પણ લોજ સૌથી ઉંચી ગ્રાંડ લોજના જોડાન વગર હોઇ શકતી નથી. તેમજ કોઇ પણ માસ્તર બરાબર રીતે દરજ્જો પામેલો ન હોય ને તેને રજા ન હોય તો બીજાને મેસન બનાવી શકે નહિ. તેથી "By virtue of the power in me vested......By Command of the...... Council......In the name of......" એવી એક ફોર્મુલા નક્કી થાય છે. અને તે ન હોય તો આખું કાર્ય રદ થાય છે, અને તેવી વગર જોડાનની લોજ હસ્તી ધરાવે તોપણ નકામી યા રદ ગણાય છે.

(ખ) ખ્રીસ્તી પાદરી બને તેમાં પણ **Apostelic Succession** નો નીયમ છે. જે બીશપો પોતે બરાબર અમુક દરજ્જે પહોંચ્યા ન હોય તે બીજાને નવો બીશપ બનાવી શકે નહી. છેક ક્રાઇસ્ટથી સીલસીલે ઉતરી આવેલા બીશપો (જેમની શકિત ગોયા **નળ** માફક અવલથી જોડાએલી ચાલુ છે) તેઓજ માત્ર પવિત્ર ક્રિયા જેવી કે **Eucharist** કરી શકે છે. બીજા કરે તે નકામી ગણાય છે, કારણ તેમાં પેલા મીનોઇ પ્રવાહના ભંડાર (Storehouse of magnetic force) જેને હીંદુ ભાઇઓ "નીર્માન કાયા" કહે છે તેનો સાંકળ જેવો સંબંધ ચાલુ હોતો નથી.

(ગ) એજ પ્રમાણે આપણી ક્રિયામાં **પવિત્રાઇ** તેમજ **નસા-પરેહજી** બેઉ વિભાગમાં **દસ્તુરી** એ બહુ અગત્યની સીલસીલાની સાંકળ છે. તેમાં એમ જાહેર કરવું પડે છે કે "દાદાર અહુરમજદ—તેના અમશાસ્પંદો—તે બાદ યજદોમાંના સરોશ યજદ—તેમની વતી જરથુસ્ત્ર સાહેબ—તેમની તરફથી **દસ્તુર સાહેબ (ફલાના)** જેઓ આ વખતે આ ક્રિયા ફરમાવે છે તેવણના હુકમ અને રાહબરી હેઠળ હું આ બરસ્નુમ લઉં છું." બરસ્નુમ લેનાર દરેક મોબેદ, સ્નાન બાદ, "નવગર" પકડીને ઉપલી બાબદનો એકરાર કરીને પોતાની સામે ઉભેલા બરસ્નુમ પામેલા પોતાનો અધીકાર (Succession) મેળવે છે. અને સાથે દસ્તુર સાહેબની **પરવાનગી** હોય છે, **જે ગમે ત્યારે-ખતા થવાના કારણે-રદ કરી શકાય છે.**

મેં ઉપર ટુંકમાં બતાવેલી પદ્ધતી ઉપર લંબાનથી લખી શકાય છે, પણ એકજ દાખલો આપીશ. **એક નવો બંગલો બનાઉં, તેમાં ચાહે સોના યા ચાંદીના નળ મુકાઉં, પણ જ્યાં સુધી તેનો સંબંધ મુખ્ય water works સાથે ન હોય તો મતલબ સરતી નથી. તેમજ વીજળીના તારોનું સમજવું.** બીજા હાથ પર મુખ્ય ભંડાર સાથે સંબંધ ધરાવનારો ઉકરડાનો કમીનો નળબી કાંમયાબ હોય છે. આ કળજુગમાં ધર્મગુરૂઓની જે હાલત થાય તેની આગમચેતીથી આવી માત્ર યંત્રવત ગોઠવણ આવા પ્રવાહ માટે થયલી છે. **તેથી દસ્તુરીના**

**સીલસીલાબંધ સંબંધ વગર કોઇ પણ પાવમહેલની ક્રિયા કરી શકે નહી.** જે આલાત વપડાય તેમાં મજકુર વડા આબેદની રજા જોઇએ, **અને ક્રિયા કરવાની પરવાનગી ખેંચી લેવાય તે ઘડીએ તે ક્રિયા કરતો બંધ પડે છે.**

(ધ) તેજ પ્રમાણે મજકુર દસ્તુર એક ગ્રાંડ-લોજના Dispensation ના હકો ધરાવે છે, જે દ્વારા ન ધારેલા પ્રસંગે તે પોતાના દેખરેખના હક બીજાને આપે યા અમુક ક્રિયામાં સંજોગ અનુસાર રજા આપે છે. તેથીજ દસ્તુર સાહેબ કોઇની ગેર-વર્તણુકના દાખલામાં તેનું બરશનુમ રદ જાહેર કરી શકે છે. આ હક હજી ચાલુ ભોગવાય છે, અને તે માટે ધર્મશાસ્ત્રની તેને સત્તા અપાયલી છે; કારણ આલાતની ચોકસાઇ માટે તે વડા સાહેબ પોતે જવાબદાર છે. ખોટાં યંત્રો વેચવાથી પ્રવાહ ઉત્પન્ન ન થવાની જેમ ફર્યાદ થાય તો બનાવનાર જોખમદાર રહે તેથી ખાત્રીદાર એજન્ટ નેમાય છે, તેમ આખી "બેટરી" દરોબસ્ત રાખવાની ફરજ આલાતના વડા દસ્તુરની છે. માટેજ તેની "દસ્તુરી" પઢીને પાવમેહલની યજશ્ને કરવામાં આવે છે, યા બરશનુમ લેવાય છે. અને બરશનુમ લેવા તેમજ યોજદાથ્રગીરીની ક્રિયા કરવા **રજા લેવા જવાનો** જે રેવાજ છે તે પણ એજ કારણસર છે કે લાયકાતની ચોકસાઇ દસ્તુરો રાખી શકે. દાખલા તરીકે બેહદીનના હાથના દરૂનપર બાજ ઇજવાની રજા સંજોગ અનુસાર અમુક ઠેકાણે અપાઇ છે. જયાં નથી અપાઇ ત્યાં બરશનુમ તુટેલું જાહેર થાય છે. આજે કેવી હાલતમાં અમુક વર્ગ છે તેની મુજાહેમત કરવા કરતાં અસલ ગોઠવણ શું છે તેજ હું બતાઉં છું.

ઉપલા અધીકારની રૂયે એડન જેવા ઠેકાણે જે આલાત ઉભો થવા દેવાય તેમાં Dispensation નો સવાલ આવ્યો છે. ત્યાંથી આલાત લઇ જવાની પદ્ધતિ, રેતીના અમુક સાત દાબડા એકબીજામાં મુકી મોકલવાની ડૉ૦ એરવદ જીવનજી મોદીએ બતાવેલી છે. પણ, સાથે એ નોધવું જોઇએ કે મજકુર પરવાનગી આપવા બાદબી મુખ્ય નિયમ ફેરવાયો નથી, યાને એડનનો મોબેદ નવસારી આવે તો ત્યાંનો આલાત નકામો છે, અને નવાં બરશનુમથી કામ કરે છે. (બલકે, કેટલાં વર્ષો સુધી તેવા મોબેદોને કાયમ માટે બરશનુમ માટે ના-લાયક ગણેલા હતા. થોડાંજ વર્ષ પર ફેરફાર કરી થોડી છુટ મુકી છે.) ટુંકમાં ત્યાંની ગોઠવણ "ચારક તોક્ષાક—અચારક ખુરસેંદ" ના સીદ્ધાંત પ્રમાણે લાચારીનો "આપ-તી-ધર્મ" જેવી ફક્ત જીવનના સંતોશ માટે છે. તેને જયાં બધી સગવડો હોય ત્યાં કોઇ પણ દસ્તુર ચાલવા દે નહી. તેમજ સંજાણમાં નવા ફેબલા

માટે જે કંઇ કરવાનું હતું તે વડા દસ્તુરજી નેર્યોસંઘહ સાહેબની પોતાની દસ્તુરીનો પ્રવાહ નવા મોબેદને આપવાનું હતું, અને તેવણનાં Dispensation થી આલાતો પરથાયા છે, જેમાંના કેટલાક નીરંગ, ભશમ, ૪૦ ઇરાનથી લાવેલા હતા. એટલે ત્યાંબી **દસ્તુરી** કાયમ રહી છે. કદીમ–તોળા વખતેબી ઇરાનથી આવેલા મી૦ વેલાયતી મારફતે મુલ્લાંપીરોઝજીની સીલસીલા-બંધ **દસ્તુરી** કાયમ રહી છે. ને ઇરાનમાં કબીસો ન થવાનાં કારણે અમુક રોજ–માહ ત્યાં પઢાવો ચાલુ હતોજ તેમાં ફેરફાર નહી કરતાં તે ફીરકાનો "કદીમ" સીલસીલો તુટયા વગર ચાલુ રહ્યો છે.

## સવાલ ૭ મો.

રેવાજી રોજ–માહથી નાવર–મરાતબ થયલા મોબેદો પાસે **ફસલી** રોજ–માહ ભણાવ્યાથી આપણી અસલી કદીમો–કદીમ સીલસીલો ધરાવતાં જુના ચાલુ રેવાજી બરશનુમ તેમજ આલાતોને કેવી રીતે હાની પુગે તે જણાવશોજી.

જવાબ—ઉપરાંત જુદા વરસીયા કરવાની **રજા** જરૂર પડવે અપાઇ છે. પુના અસલ નવસારીના આલાતથી કામ કરતા. પછી **ત્યાંના બરશનુમવાલા મારફતે દસ્તુરજીની પરવાનગીથી** અને વચ્ચેની Succession ની સાંકળ તોડયા વગર ત્યાં જુદો વરસ બનયો છે. તેમજ નવસારીની ચાર સાથની દરેમેહરનો વરસ વાપડનાર સુરતના આદરાને થોડા વખતપર જુદો આલાત તેવીજ રીતે કીધો છે. ઇત્યાદી ઘણા દાખલા છે. પણ, માનો કે હાલની નવી યોજેલી દરેમેહેર માટે જે મોબેદ તૈયાર થાય તેમને બરશનુમ ન હોય—યા બરશનુમ ખતા થયલું જાહેર કરવામાં તેમના દસ્તુરજી પોતાની સત્તા વાપડે—તો તેઓ **નવો આલાત ઉભો કરી શકે નહિ. તેથી જે કોઇ મોબેદો ઇંજવા જાય તેઓ કોણના નીરંગથી, કોણની દસ્તુરીથી ને કોણની રજાથી તે કામ કરે છે તેના પર બધો આધાર રહે છે.** જયાં સાકળ તુટી ત્યાં Spurious Lodge માફક કાર્ય વ્યર્થ જાય છે. વળી, હાલ ફસલી "મુકતાદ" નું કામ કરનારા મોબેદો સુધ્ધાં રેવાજી રોજ–માહથીજ પોતાનું ભણતર કરે છે અને તે રીતે પોતાની **દસ્તુરની સાંકળ** કાયમ રાખે છે. જેમ ઝાડ–બીજ, નવું ઝાડ–નવું બીજ, એમ ચાલુ જીવન ગતીમાન હોય તેમ ક્રિયાનો પ્રવાહ કેઠેબી તુટે તેવો પ્રસંગ હોવો ન જોઇએ આટલું જોવાનું છે. મારે મારૂં ધારવું છે કે જે **મોબેદો આ કામમાં ભાગ લેવાના હોય તેમનું બરશનુંમ ખતા જાહેર કરવા, અને પોતાનો**

**આલાત માંગી લેવાની સત્તા દરેક દસ્તુરજી જેના Jurisdiction પંથકની તે વાત હોય, તેવણુ વાપડી શકે તો આદરાન પરઠવાનું કામ આપોઆપ અટકી પડે છે,** ને તે ચાલુ રાખે તો તે Powerless બીન-અસરકારક કેબલે રહે છે. તેનું પાક ખુરેહ હોતું નથી.

**સવાલો ૮ મો.**

કોઇ પણ અગીયારી—આતશ-કદેહ યા આતશ-આદરાંન—ના પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી, ભોંયતળીએ યાતો માળ ઉપર, **એકજ પેવંદમાં, ને એકજ છાપરાં તળે** હોઇ શકે કે? અને તેમ નહિ હોવા માટેની દીની શાહદતો શું છે?

જવાબ—બીજા કેટલાક સવાલો આપે બાંધકામના રજુ કીધા છે, તેમાં મારે એટલું ઉમેરવાનું કે—સંડાશની અપવિત્ર વાતાવરણ પાસે આદરાનનું ખુરેહ જોખમાય એ સાદી સમજની વાત છે. બલકે, તે પવિત્રાઇની નજરે ખોટું પેવંદ છે. સાથે જો ત્યાં માળપરજ મોબેદનો સંસાર વસવાનો હોય તો તેટલુંજ વાંધાભર્યું છે. કોઇબી દેવળ યા કોઇબી ક્રીમેશોનીક લોજ એકવાર Consecrate થયા પછી કદી તેમાં સંસાર વસાવવા દેવા આવતોજ નથી. બે જુદાં ખુરેહની ભેલમભેલથી મીનોઇ પ્રવાહ બંધ પડી દુન્યવી વાતાવરણ આવે તે પણ સાદી સમજ પ્રમાણે અટકળી શકાય છે.

**સવાલ ૯ મો.**

મુંબઇની માનવંત પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ થોડાંક વર્ષની વાત ઉપર નેમેલી "સ્કોલરોની-કમીટી"એ, હાલના કોમી-સંજોગો જોતાં, ફસલી-ગણત્રી કોમમાં ચાલુ કરવા-કરાવવા માટે પોતાનો વીરૂધ-ઠરાવ પસાર કર્યો છે. છતાં, આ "ફસલી" અગીયારીના કાર્યવાહકો નવી "ફસલી-અગીયારી" બરપા કરીને, એજ જુનો સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવવા જેવું કરે તો તે વાજબી છે કે?

જવાબ—ઇરાનની ફસલો (રૂતુઓ) કદીબી હીંદુસ્તાનમાં બંધબેસતી આવનાર નથીજ, એ સર્વે સમજતા થાય તો કેટલાંક ફસલને નામે થતાં અતેરાંનો પણ અંત આવે.

છેવટે હું એમ માનું છું કે ફકત રોજ-માહની ગણત્રી ઉપર કોઇ કોમમાં સખત તડાં પડ્યાં હોય તો આપણી કોમ એકલીજ

છે. કોઇ મહત્વના જીવન-મરણુ જેવા ધાર્મીક પ્રશ્ન વગર એક મંઆગની ગણુત્રીને આટલી બધી બનાવટી અગત્યતા આપનારા ભુલી જાય છે કે ખુદા, પયગામ્બર અને યજદો તથા ફરેસ્તા ૩૬૫) દીવસ, જયારે બોલાવ્યે ત્યારે હાજર થાય છે. તો કોમમાં પ્રીતનો જગાડી પોતાની દલીલને મહત્વ આપવા કરતાં સર્વે સાથ એકસંપ રહેવાની જરૂર્યાત બહુ વધારે છે. કોમને શાંતિ સંપની જરૂર હોય ત્યારે બીનજરૂરી બાબદો ઉપર તેનું ધ્યાન ખસેડી નાખવાથી કોમને બહુ નુકસાન થતું આવ્યું છે, જેનો હવે છેડો આવવો જોઇએ. જો આ બાધકામથી આખી કોમની દીલસોજી ન રહેતી હોય, તો થોડાક બડેખાંઓએ પોતાની જીદથી શું મેળવવાનું છે તે હું સમજતો નથી, કારણુ તેઓ યજદોની હસ્તીમાં માનતા નથી. કદાચ તેઓ ગવરનર કે વાઇસરોયને તે "તમાશો" દેખાડનાર હોય તો ભલે પ્રથમથીજ તેનું તમાશાનું સ્વરૂપ ચાલુ રાખવું યોગ્ય ગણુાશે.

## સવાલ ૧૦ મો.

જો કશી પણુ સાહદત તેમજ આધાર-અધીકાર વગર, તેમજ "નર અષવન"ની ગેરહાજરીમાં, જો ફકત અલ્લઇ-ટપ્પે, નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવામાં આવે (—કે જેથી કોમ ઉપર બેશક ગંભીર-આફત આવી પડે) તો એવાં ધર્મ-વિરૂધના કાર્યને આપણે રોકવા માટે શું શું પ્રયત્ન કરવા જોઇએ?

જવાબ—ધારો કે આ બધું છતાં એવો કેબલો ઉભો થાય તો, કોમને મારી નમ્ર સલાહ એ છે કે જાહેલ્યતથી દંડાબાજી કરવા કરતાં, ખુલ્લું એકમતે જાહેર કરવું કે ફલાનું કાર્ય ધાર્મીક વિધીને અનુસરી થયું નથી, માટે તે "અકારત" ગણુાશે, અને તેના મોબેદને પંથકમાંથી બાતેલ ગણી શકાશે ત્યાં તે કેબલાને કોમના સખાવતી ફંડોની મદદ ન રહે એટલુંજ નહી પણુ તેનો status કબુલ ન રહેવાનાં કારણે તે સરકારી દફતરેબી કોમની ધાર્મીક આદરાનની સંસ્થા તરીકે નહી રહી શકે; ને છેવટે ભલે તે એકલવાયી જીંદગીમાં એક તમાશા રૂપે રહે તો દુરથી રાહઘાત જોવામાં નુકશાન નથી. એમાંથી નકામા કજીયા વધે તે કરતાં ચુપકીદીથી કીધેલો મોભાભર્યો ત્યાગ વધુ અસરકારક રહેશે. એજ.

લી૦ કમતરીન સેવક,

**ખુરશેદ શા૦ દાબુ,**

પ્રીનસીપોલની બંદગી.

# શેઠ ફરેદુન કેરશાસ્પ દાદાચાનજી સોલીસીટર તરફના જવાબો.

## જરથોશ્તિ રાદી સોસાયટીના

**સવાલ ૧) લાનો જવાબ :—**

સેવકે સત્તાવાર રીતે ખબર મેળવી છે કે આતશે આદરાનના અર્થમાં 'આતશ કદેહ' નવી ફસલી અગયારી બાંધનારા સાહેબોએ વાપર્યો છે.

**સવાલ ૨) જાનો જવાબ :—**

બાંધણીની બાબદમાં જો આ સવાલ હોય, તો ખુશરો બાગ વાળી શેઠ કરાણીની અગયારી કરતાં વધારે વિશાળ છે.

**સવાલ ૩) જાનો જવાબ :—**

'અંજુમનની સમતિ' એટલો બહોળો અર્થ ધરાવે છે, કે આખા ટોળાની સમતિ જોઇએ. એવી કુલ સમતિ મેળવવામાં આવતિ હોય એ મારી જાંણમાં નથી.

**સવાલ ૪) થાનો જવાબ :—**

આ સવાલનો જવાબ સવાલમાંજ સમાયલો છે. ફસલી આતશે આદરાન બરપા કરવા કાજે કઇ ક્રિયા કરવી જોઇએ તે ન જણાયલું હોય, તો ખરેખર આતશ-આદરાન ઉભું નજ થઇ શકે.

બીજો પેટા સવાલ હાલ એજ છે.

**સવાલો ૫) અને ૬) નો જવાબ:—**

આ સવાલ એક તવારીખ રૂપી જવાબ માંગે છે, જે અશકય છે.

દસ્તુરી ભણુવાનો રીવાજ છે. તેમજ હાલ કેટલાક ઉદવાડયા મોબેદ સાહેબો અને અસલથીજ છુટા પડયા ત્યારથી મીનોચરહોમજીના ચાર સાથવાળાઓ કોઇ પણ દસ્તુરનું નામ લેતા નથી. 'દસ્તુરે-ઇન-ઝમાન' તેમના માટે પુરતા શબ્દો થઇ પડયા છે.

દસ્તુરનો આધકાર પોતાના હાથ નીચેના મોબેદો ઉપર દીનદારી જળવાય અને ક્રિયાકામ બરોબર તરીકત પ્રમાણે થાય તેને માટે તકેદારીને માટે છે. ધટે ત્યારે દસ્તુર ક્રિયાકામને રદ ઠેરવી શકે છે.

**સવાલ ૭) નો જવાબ :—**

સત્તાધારી રીતે ખબર મળી છે કે નવી ફસલી-અગ્યારીમાં ફસલી રોજ, માહ શીવાય બીજો કોઇ પણ રોજ, માહ કોઇ પણ ક્રિયામાં વપરાશે નહિં.

**સવાલો ૮ અને ૯) નો જવાબ :—**

આ બાબદો અથોરનાન મંડળને લગતી છે તેમને પુછશો. કદીમી આતશે બેહરામ વીગેરે બરપા કીધા શીવાય, સદીઓ થયાં એ તરતીબ અને ઇલમ વપરાયા નથી. મારી જાણ પ્રમાણે હાલ જણાયલા નથી. મીનોચરહોમજી સાથવાળાઓએ પણ ૨) સદીથી આગળ 'નવો' આલાત બરપા નહોતો કર્યો. તેમણે માત્ર ઉદવાડાના પવિત્ર આલાતોનો ઉપયોગ આજ દીવસ સુધી વફાદારીથી કર્યો છે. ત્યારે અનુમાન નીકળે છે કે તે વેળાએ પણ આલાત કેમ નવા બરપા કરવા તે જાણમાં નહોતું.

**સવાલ ૧૦) નો જવાબ :—**

ના, એમ ન બને. પણ ખબર પ્રમાણે નવી ફસલી અગ્યારીમાં પ્રથમ થોડાક મોબેદો રેવાયત ૭૮ ના સવાલ ૬૦ ના જવાબમા જણાવેલી તરતીબથી ફસલી રોજ–માહ ભણીને પછી બીજાઓને બરસ્નુમ દેશે. આ રેવાયતના સત્તાધારીપણા વિષે કોમમાં શંકા છે, અને તેની ગવાહી તે જવાબ પોતે દે છે, એમ કોમમાં માન્યતા છે.

**સવાલ ૧૧) નો જવાબ :—**

આ સવાલ બેજા છે, કારણકે ફસલી અગ્યારીવાળા સાહેબો રેવાજી રોજ--માહથી નાવર મરાતબ થયલાઓને, ફસલી રોજ–માહથી બરસ્નુમ દેનાર છે, એમ તેમણે જાહેર કર્યું છે.

**સવાલ ૧૨) નો જવાબ :—**

સંડાસ અને મોરીઓ આતશે–આદરાન અથવા આતશે બેહરામ સાથે પેવંદમાં હોઇ ન શકે. પણ એકજ છાપરાં હેઠળ તો બનાવવામાં આવ્યા છે. જેમકે ખુસરો બાગમાં જે હાલમાં મોજુદ છે. ફસલી અગ્યારી વિષે તેના પરવરતાવનારાઓ જવાબ દે છે કે, જ્યાં નવી ફસલી આતશ કદેહમાં કેબલા સાહેબ રહેનાર છે, તે સદંતર જુદા પાયાની ઉપર, નીચેથી ઉપર સુધી છે, અને મકાન પત્થર અથવા સીમેન્ટનું છે, જેથી તેમની માન્યતા પ્રમાણે પેવંદ થઇ શકતું નથી.

**સવાલ ૧૩) નો જવાબ :—**

સેવકે તે પારસી પંચાયતના રીપોર્ટ ઉપર સહી મુકી છે, ત્યારે એ સવાલ નવેસરથી ચર્ચવો જોઇતો નહોતો.

**સવાલ ૧૪) નો જવાબ :—**

આ સવાલ બહુ અસુરેથી ઉઠાવવામાં આવ્યો છે. મારા મત પ્રમાણે માત્ર એકજ ઉપાય હતો અને છે તે "પારસી કોમનાં બંધારણનું એકટ" હતું અને છે.

---

## જરથોશતી રાહી સોસાયટીએ મોકલેલાં પત્ર ઉપર અથોરનાન મંડળની કારોબાર કમીટીએ વીચાર ચલાવી પસાર કીધેલો ઠરાવ :

"અથોરનાન-મંડળ ઉપર આવેલા ફસલી આતશકદેહોના સેક્રેટરી મી૦ ભરૂચાના તેમજ જરથોશ્તી રાહી સોસાયટી અને મી૦ સીનઝેકના પત્રો ઉપર વિચાર ચલાવી કારોબાર કમિટીની આ સભા એવું મત દર્શાવે છે કે અથોરનાન-મંડળે નવો ફસલી આલાત બરપા કરવાની તરતીબ સંબંધી પૂછેલા સવાલોનો કોઇ પણ પ્રકારનો ખોલાસો ફસલી આતશ-કદેહના સેક્રેટરીના પત્ર ઉપરથી મલતો નથી. ફસલી આતશ-કદેહના મુતવલીઓ તરફથી જે રીતે એ નવો આલાત બરપા કરવામાં આવનાર છે તે રીત પુરાંતન દીની તરીકા અને જરથોશ્તીઓની ધાર્મીક માન્યના તેમજ સેંકડો વર્ષના પુરાતન મોબેદી રેવાજથી ઉલટી છે. જે રીતે ફસલી આતશ-કદેહ બરપા કરવામાં આવનાર છે તે રીત હિન્દુસ્તાનમાં છેલ્લાં ૧૨૦૦ ઉપર વર્ષ થયાં જણાયલી નથી. હિન્દુસ્તાનની બહારના એડનમાં આલાત બનાવવા સંબંધમાં તેમજ ૭૮ રેવાયતની જે સાહદતો આપવામાં આવે છે તે સાહદતો હાલમાં જે તદન જુદાજ રોજ માહથી આલાત બનાવવામાં આવે છે તેને બીલકુલ ટેકો આપતી નથી. ત્યાં એડનમાં ૧૩૦૦ વર્ષનો પુરાતન રોજ માહનો સીલસીલો ચાલુ રાખવામાં આવ્યો હતો, જ્યારે સેંકડો વર્ષનો ચાલુ રોજ માહ એકદમ તરક કરી નવોજ રોજ માહ ભણી નવો આલાત બનાવવાની તરતીબને આપણા કોઇ પણ ધર્મ પુસ્તકનો ટેકો નથી."

### ઠરાવ.

અથોરનાન-મંડળની કારોબાર-કમિટીની આજની સભાએ "પારસી ફેડરલ-કાઉન્સીલે" મોકલી આપેલો ઠરાવ અને મી૦ "સીંઝેક"ના પત્રો ઉપર વિચાર ચલાવ્યો છે.

શરૂઆતમાં આ સભા ફસલી સાલની ગણત્રી વિષે પારસી પંચાયત હસ્તક નેમાયલી પંચાંગ કમિટીએ બહુમતીથી જે રિપોર્ટ કીધો છે, તેને કબુલ રાખે છે.

હાલમાં મુંબઇમાં એક ફસલી દરેમેહેર નવા આલાતથી બરપા કરવામાં આવનાર છે, એમ જાહેર વર્તમાન પત્રો મારફતે તેમજ આપણી ઉપર આવેલો "ફેડરલ-કાઉન્સીલ"નો ઠરાવ અને મી૦ મોટાફરામના પત્રો ઉપરથી માલમ પડે છે.

અથોરનાનોનાં મુખ્ય કામોમાનું એક કામ પુરાતન દીની ક્રિયાઓની સાચવણી, જાળવણી અને પાસબાની કરવાનું છે. તેથી આ અતિ અગત્યના સવાલ બાબે આપણા અથોરનાન-મંડળની કારોબાર કમિટી યોગ્ય ઠરાવ ઉપર આવે તે માટે એ નવી ફસલી દરેમેહેરના ટ્રસ્ટી સાહેબો પાસેથી ચોક્કસ ખુલાસાઓ મેળવવાની આ સભા જરૂર વિચારે છે, અને આશા રાખે છે કે આપણા ધર્મ અને પુરાતન દીની ક્રિયાની સાચવણીને ખાતર મુખ્ય બાબદ ઉપરથી ઉપસ્થીત થતા નીચલા સવાલોના જવાબો જેમ બને તેમ જલદી આપી ધર્મ અને પુરાતન દીની ક્રિયાઓની જાળવણી અને સાચવણી કરવાની પોતાની યોગ્ય ફરજ ટ્રસ્ટી સાહેબો વિચારશે.

## સવાલો.

(૧) આ નવી ફસલી દરેમેહેર કયા દસ્તુરની દસ્તુરી અને આલાતના સીલસીલાથી હજી સ્થાપીત કરવામાં આવશે?

(૨) નવો ફસલી આલાત તમો સાહેબો બરપા કરવા માંગો છો કે?

(૩) જો તેમ હોય તો શું રીતીથી તે નવો આલાત બરપા કરવામાં આવશે, તેનો સંપુર્ણ ખુલાસો દીની શાહદતો સાથે લખવાની મહેરબાની કરશોજી.

(૪) ૭૮ રીવાયત જે ખાસ કરી કદમી ટોળાને લગતી અને અતી શકમંદ રેવાયત છે, અને જેમાં દીન ધર્મથી ઘણી હેરફેર અને ઉલટી બાબદોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેવી એક બીન સત્તાવાર રેવાયતનો આધાર લઇ, આ નવો ફસલી આલાત બરપા કરવા માંગો છો કે?

(૫) જો નવો આલાત બરપા કરો તો "વરસ" ને "પકાવા" ની ક્રિયામાં કયા રોજ માહ અને ક્રિયાથી પરથેલા અને કયાં આતશબહેરામ સાહેબની "ભશમ" યાને રખ્યાનો ઉપયોગ કરશો?

(૬) "હોમ સલી" જે ઇરાનથી અત્રે આવે છે, તેનો ઉપયોગ કરવા પહેલાં "બરસ્નુમ અને ખુબ" સાથના મોબેદ સાહેબો તેને પાક કરવાની યોગ્ય ક્રિયા બાદ ૧૩) મહીના, ૧૩) દહાડા અને તેટલાજ કલાક પછી તેનો "પાવમાહલ" ની ક્રિયામાં ઉપયોગ કરે છે. તો તમો સાહેબો "હોમ સલી" કયા ટોળાની અને કયા રોજ માહની ક્રિયા સાથ પાવ કીધેલી હોમ સલીનો પ્રથમમાં ઉપયોગ કરશો?

ઉપલા સવાલોનો બરોબર ખુલાસો મલવે તે ઉપર અથોરનાન-મંડળની કારોબારી-કમિટી ધ્યાન આપી, પોતાનો અભિપ્રાય જાહેર કરશે.

---

# મરહુમ દાદીશેઠના આતશબેહેરામના બોયવાલા મોબેદ સાહેબ મેરવાનજી ખુરશેદજી બેહરામકામદીન તરફથી આવેલા સવાલના જવાબો.

નેકનામ માનવંત શેઠ દીનશાજી શાપુરજી મસાની,
સાહેબ જોગ,

જત હાલે ચર્ચગેટ સ્ટેશન સામે બાંધવામાં આવેલા મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ "ફસલી આતશકદેહ વિષે તથા રેવાજ તથા ક્રિયામાર્ગીય નજરે ઉભા થતા થોડાક અગત્યના સવાલોની પ્રશ્નાવલી તેના જવાબ માટે મારી ઉપર તમો તરફથી રવાને કરવામાં આવી છે તેના જવાબો મારા અદના અને અલ્પ અભ્યાસ મૂજબ હું નીચે મૂજબ આપવાની કોશેશ કરૂં છુંજી.

સવાલ ૧ લો :—"આતશકદેહ" શબ્દ ઘણોજ દ્વીઅર્થી ambiguous હોવાથી એનો ખરો અર્થ "આતશ–આદરાન કે આતશ–દાદગાહ" થાય છે.

જવાબ :—"આતશકદેહ" નો સાધારણ અર્થ "આતશનું મકાન" થાય છે. પણ તે કયા પ્રકારના આતશનું મકાન તેનો સમાવેશ થતો નથી. જરથોસ્તી સાહિત્યમાં આતશ અનેક પ્રકારના જણાવવામાં આવ્યા છે, જો ફસલી મકાન ઉર્વીશ ગાહને બરનું બાંધવામાં આવે અને તેમાં આતશનો કેબલો વીધી મૂજબ પૂર્ણ ભક્તિભાવથી બરપા કરવામાં આવે તોજ તે કેબલાને "આતશ–આદરાન" નો હોય તો યા દાદગાહનો કેબલો હોય તો તેનું નામ આપી શકાય, નહિ તો એ મકાનને "ફસલી ઇબાદત–ગાહ" નામ આપવું બંધબેસ્તું થઇ પડે.

કારણકે "આતશ–દાદગાહ" નો લાયક જગ્યાએ પ્રતિષ્ઠા કીધેલો આતશ થઇ શકે છે. આ પ્રતિષ્ઠા કીધેલા આતશની મારી માન્યતા મૂજબ ક્રિયા હોવી જોઇએ. તે ક્રિયા આ કે પ્રથમ નવો આતશ બરપા કરી તેને વીધી મૂજબ ૯) વખત ગાળી, તેની ઉપર ૧) સરોશ યઝદની ક્ષ્નૂમનથી યજશ્ને, ૧) સરોશ યજદની ક્ષ્નૂમનથી વીસ્પરદ, ૧) સરોશ યજદની ક્ષ્નૂમનથી વંદીદાદ, તથા ૧) સીરોઝાની ક્ષ્નૂમનથી યજશ્ને ઇજાવી પ્રતિષ્ટા કરવો વાજેબ છે. કારણકે આગળા જમાનામાં ગાથાના હીંગામ પર "આતશ–દાદગાહ" ની જોત, આતશ–આદરાનને પએવન્દ કરી, તથા "આતશ–આદરાન" ની જોત આતશબહેરામને પએવન્દ કરી સરદ કરવામાં આવતો હતો, ત્યારે એક ચઢતા દરજ્જાના આતશ સામે ક્રિયા વગરના આતશનું પએવન્દ થઇ શકે નહિ, માટે દાદગાહના આતશની ક્રિયાની હું જરૂર ધારૂં છું. આ બાબદનો ઇશારો રેવાયતોમાંથી મળી શકે એમ છે. વળી દાદગાહના આતશને પણ જુદીન નજર નાહ પડવી જોઇએ.

સવાલ ૨ જો :—જો આ "ફ્સલી" આતશકદેહને "આતશ-આદ-રાન" તરીકે ઓળખવામાં આવે તો આ નવી બંધાયલી ફ્સલી અગ્યારી ધર્મ તથા રેવાજની નઝરે કાયદેસર ગણાય કે ?

જવાબ :—અગરજો એક આતશનો કેબલો સ્થાપિત કરવાનો હોય, ત્યાં ઉર્વીસ ગાહ હોવી જોઇએ, અને તે જગ્યા તથા કેબલાની જગ્યા તદન એલાહેદી—કોઇ બીજી જગ્યાના પએવન્દ વગરની ધર્મના રેવાજ મૂજબ હોવી જોઇએ, ત્યાં સુધી તે કાયદેસર ગણાય નહિજી.

સવાલ ૩ જો :—કોઇબી આલાત બરપા કરવાની, તેમજ કેબલો પરથાવવાની ક્રિયા અનજુમનની સંમતિ વગર તેમજ અનજુમનના સભ્યોની સાક્ષિરૂપી હાજરી વગર થઇ શકે કે ?

જવાબ :—આવી ધર્મની મોતેબર જાહેર ક્રિયામાં અનજુમનની સંમતિ હોવી જોઇએ, પણ તે કયારે કે જયારે તે અનજુમનની માલેકીથી કેબલો સ્થાપિત કરવામાં આવે ત્યારે. પરંતુ આવી જાહેર ક્રિયામાં અનજુ-મનની સાક્ષીરૂપી હાજરીની જરૂર હોવી જોઇએ, કે તે જરથોસ્તી ધર્મનાં ફર્માન મુજબ કાયદેસર થાય છે કે નહિ, અને જેમ ગમે તેમ ક્રિયાઓ વધઘટ કરવામાં આવે તો તેની મહત્વતા જળવાતી નથી, તેનું જે પરીણામ આવવું જોઇએ તે આવતું નથી.

સવાલ ૪ થો :—જો નવા સંપૂર્ણ સ્વતંત્ર ફ્સલી આલાત બરપા કરવાની જરૂરી ક્રિયાઓ જાહેરમાં નહિ હોય તો પછી "આદરાન" થઇ શકે કે ?

જો "આતશ-આદરાન" નહિજ થઇ શકે તો પછી માત્ર "આતશ-દાદગાહ" જ રાખે તો તે વાજબી ગણાય કે ?

જવાબ :—અગરજો "ફ્સલી આલાત" બરપા કરવાની સંપૂર્ણ ક્રિયા ન હોય તો "આતશ-આદરાન" કે "આતશ-દાદગાહ" એ બેમાનો કોઇ પણ કેબલો સ્થાપિત કરવાની જરૂર રહેતી નથી ત્યારે આ મકાનને ફકત "ફ્સલી ઇબાદત-ગાહ" નામ આપવું મારાં મત મૂજબ વાસ્તવિક થઇ પડશે.

સવાલ ૫ મો :—બરેશ્નુમ માટે "દસ્તુરી" ભણવાની જરૂરી છે કે ? દસ્તુરી ભણતી વખતે કેટલાક મોબેદો દસ્તુરનું નામ લીએ છે, જયારે કેટલાક મોબેદો "દસ્તુરે ઇન ઝમાન" કરી પઢે છે. ત્યારે અસલમાં દસ્તુરી કેવી રીતે લેવાની હતી ? અને દસ્તુરી લેવાની મતલબ શી હતી ? તથા હજી પણ દસ્તુરી કેવી રીતે લેવાય છે ?

જવાબ :—બરેશ્નુમની ક્રિયામાં દસ્તુરી ભણવાની જરૂરત રહે છે. બરેશ્નુમની ક્રિયા સર્વે ક્રિયાના પાયારૂપ છે.

દસ્તુરીનો અર્થ હોકમ-રજા-પરવાનગી-ફર્માન-તરીકત વીગેરે અહિંયાં બંધબેસ્તો થઇ પડે છે, અને તે એવું સુચવે છે કે માજદયસ્ની દીનનો સીલસીલો દાદાર અહુરમઝદથી અમેશાસ્પન્દો, સરોશ યઝદ, જરતોસ્ત પેગામ્બર સાહેબ વિગેરેથી ચાલુ થઇ ફલાના દીનના જાયેનશીન દસ્તુરને પુગો, તેનાં હોકમ મુજબ તરીકત પ્રમાણે હું આ ક્રિયા કરૂં છું.

પરંતુ જે પંથકમાં વડા દસ્તુર હોતા નથી ત્યાંનાં મોબેદો **"દસ્તુરે આંન્ જમાન્ કે બુદેહ બાશદ્."** યાને "તે જમાનાના (આગળ) દસ્તુર થઇ ગયા હોય તેની તરીકત પ્રમાણે હું આ ક્રિયા કરૂં છું."

એમ હાલે પણ મીનોચેહર હોમજીની સાથવાલા મોબેદો કે જેઓ દસ્તુર વગરના છે તેઓ દે છે.

વળી ઇ૦ સ૦ ૧૮૪૫ માં મરહુમ શેઠ ફરામજી કાવશજી બનાજીએ કદીમી તરીકત પ્રમાણે પરથાવેલા આતશબહેરામની ક્રિયા, શાહેનશાહીના દસ્તુર જમશેદજી એદલજી જામાસ્પ આશાનાની આગેવાની હેઠળ થઇ ત્યારે દસ્તુરીમાં એમનું નામ એઓ શહેનશાહી હોવાથી અને રોજ માહ અને તરીકતમાં ફરકથી લેવાય નહિ, કારણ ક્રિયામાં જુદાપણું આવે છે તેથી, તેમજ એજ આતશબહેરામની દસ્તુરીની જગા ઈ૦ સ૦ ૧૯૦૯ થી, દસ્તુર ખુરશેદજી બેજનજી માકીહતાના ગુજર પામવાથી હમણા સુધી ખાલી છે. (પણ ઇ૦ સ૦ ૧૯૧૬ માં ૧) વરસ દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પ આશાનાને દસ્તુર નેમયા હતા અને તેઓ ૧) વર્ષમાં ગુજર પામ્યા હતા. આ વખતે શેહેનશાહીના દસ્તુરની દસ્તુરી કબુલ રખાય કે તે માટે જાહેર પોકાર ઉઠાવવામાં આવ્યો હતો) ત્યાં પણ ઉપર પ્રમાણે **"દસ્તુરે આંન્ જમાન્ કે બુદેહ બાશદ્"** નામ દેવાતું આવ્યું છેજી.

આથી એ પ્રમાણે નામ દેવાથી પણ ક્રિયાઓ રવા ગણાઇ છે અને ગણાંય છે.

## નીરંગે દસ્તુરી ( કદીમી ).

**ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ્ વોહી ૨, યથા અહી વૈર્યો ૫, અષેમ્ વોહી ૩. ફ્રવરાને......**(જે ગેહ હોય તે) **ફ્રસસ્તય-એચ; સ્રઓષહે અષ્યેહે......ફ્રસસ્તયએચ. યથા અહી વૈર્યો જઓતા ફ્રામે મ્રૂતે......અહુનેમ વૈરીમ્ તનૂમ પાઇતિ** (૩ વાર) **યથા અહી વૈર્યો ૧.**

**કેમના મજદા......ગએથાઓ અસ્તવઇતીશ અષહે** (બાજમાં.)

**બ-દસ્તુરીએ દાદાર્ અહુરમઝ્દ, બ-દસ્તુરીએ અમેષાસ્પન્દાન**

બ-દસ્તુરીએ સરોશ અષોઇ-એ ફીરોઝ્ગર્, બ-દસ્તુરીએ જરતોશત સ્પિતમાન્, બ-દસ્તુરીએ પેશોતન વિસ્તાસ્પાંન્, બ-દસ્તુરીએ આદરબાદ મારેસ્પંદ બ-દસ્તુરીએ હમા દસ્તુરાને ઇન્ જમાંન્.
(અહિંયાં પોતાના પંથના અધીકારી દસ્તુર હોય તેનું નામ લીએ.)

બ-દેહે મુબદે શાહ ગુશતાસ્પ, બ-દેહે મુબદે શાહ કય-ખુસ્રવ, બ-દેહે મુબદે શાહ અર્દશીર, બ-દેહે મુબદે શાહ યઝદજર્દ્ શાહેરયાર્, બ-દેહે મુબદે હમા દેહે મુબેદાને ઇન્ જમાન્.
(અહિંયાં જે પંથના વડા અધીકારી મોબેદ હોય તેનું નામ દેવું.)

બક્ષ્નુદીએ દાદાર્ અહુરમજદ્ રયોમન્દ્ ખુરેહમન્દ્, બક્ષ્નુદીએ દીને પાકે યજદાંન્, બક્ષ્નુદીએ અશો યશતે ફરોહરે જરતોશત સ્પેન્તમાન્, બક્ષ્નુદીએ અવા હમા અમેષાસ્પન્દાને ફીરોજગર્.

બક્ષ્નુદીએ રોજે (ફલાંન), માહે (ફલાંન), વ ગાહે (ફલાંન), વાજે સરોશ અજ બેહરત રવાને (ફલાંન બેન ફલાંન) બેરસાદ્.
(જુવો પાવમહેલને લગતી કદીમી તરીકત પ્રમાણે ક્રિયાઓનું પુસ્તક, પૃ. ૫).

આ "નીરંગે દસ્તુરી" માં દસ્તુરનું નામ દેવાની જરૂરત સ્વીકારે છે.

સવાલ ૬ ઠો—આવી દસ્તુરી ભણવાના પુરાતન રેવાજને આધારે એક દસ્તુરને સાધારણ યોઝદાથ્રેગર મોબેદો ઉપર કેટલી જાતના હક ભોગવવાના અધીકાર મળે છે?

જવાબ:—યોઝદાથ્રેગર મોબેદ તે ઠેડવેલી ક્રિયાઓ બરાબર કરી જાણે છે કે, અને તે સંપુર્ણ કરે છે કે તથા તેની "કોન્ડકત" યોઝદાથ્રેગરની લાયકની છે કે નહિ વિગેરે. તથા ધર્મના મકાન પર માલેકો તરફથી જે સત્તાઓ આપવામાં આવી હોય તેના હક ભોગવી શકે.

સવાલ ૭ મો:—ફસલી બરસ્નુમ માટે હાલની કેથેબી દસ્તુરી લેવાય કે? અને કોઇ રેવાજી દસ્તુર સાહેબથી તેવી દસ્તુરી કબુલાય કે?

જવાબ:—ના, નહિ. ફસલી સાલ ક્રિયાઓ માટે દસ્તુરી ભણુવા, એક ફસલી અમલદાર, ફસલીમાં નાવર મરાતબ થયો હોય અને ફસલી બરસ્નુમ લઇ સંપુર્ણ ફસલી તરીકત પાલનારો હોવો જોઇએ તો તેની દસ્તુરી ભણાય. તેમજ રેવાજી દસ્તુરથી ફસલી આગેવાની યા દસ્તુરી નહિ લેવાય, તેમ થાય તો પાછો રેવાજી સેલસેલો તુટી જાય.

સવાલ ૮ મો:—ફસલી અગ્યારી બરપા કરે, તો પ્રથમ ફસલી નાહન, ફસલી બરસ્નુમ તેમજ નવા સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવા

પડે તો તે કેવી રીતે બરપા કરવા અને બનાવવા તે કોઇ ધાર્મિક શાહદતથી જણાવશો.

**જવાબ—**નવો આલાત, જુના સીલસીલાના આલાતની મદદથી, બરપા કરવાની શાહદત તથા તેની વીધિ આપણી પાસે મોજુદ છે; (પણુ તે શાહદત તથા વિધી આગલા કોઇ પણુ જુના સીલસીલાવાલા આલાતની ગેરહાજરીમાં, તદન નવા સ્વતંત્ર આલાત બરપા કરવાની રૂઢીને લાગુ પડતી નથી.) જે શહાદત તથા વીધ "૭૮ સવાલની રેવાયત, અથોરનાન નામું" અને કદમી તરીકત પ્રમાણે પાવમેહેલને લગતી ક્રિયાના પુસ્તકોમાં મોજુદ છે. છેવટમાં આની મતલબ એજ કે સ્વતંત્ર નવા આલાતો કઇ રૂઢીથી બરપા કરી શકાય તે માટેની શાહદત તથા વીધિ કેહેંગી મોજુદ નથી.

હિન્દુસ્તાનમાં આવ્યા પછી આપણે બે વાર આવી રીતે નવો આલાત બરપા કીધો છેજી. પ્રથમ, ઇ૦ સ૦ ૧૭૪૫ માં અત્રેનો **કદમી પંથ, ઇરાનનો કદમી પંથનો સીલસીલે જોડવા બરપા થયો,** તે પછી, કદમી પંથના વડા દસ્તુર દારાબજી સોહરાબજી કુમાના તથા બીજા દસ્તુરો તથા આગેવાન બેહદીનોએ ઇરાન મધે ૭૮ સવાલો જેમાં નવા કદીમ રોજ માહથી નવો આલાત, તથા નવા બરસ્તુમ કેમ બરપા કરવા, તથા આતશબેહરામ સ્થાપિત કરવા આતશોની વિગતો મંગાવી છે, જે તેના જવાબો "૭૮ સવાલની રેવાયત"માં મોજુદ છે. ત્યારે ઇ૦ સ૦ ૧૭૪૫ પછી કદમી પંથમાં હીંદમાં પહેલવહેલા નવા બરસ્તુમ અને નવો આલાત બરપા થાય છે. જો કે ઈરાનમાં તો હજારો વરસ થયાં કદીમી રોજ–માહ સાથના આલાત અને બરશતુમ જાયજ હતાં.

બીજીવાર શહેનશાહી પંથમાં, એડનમાં દરેમેહર અને આતશ-આદરાનનો કેબલો સ્થાપિત કરવા, નવા બરેસ્તુમથી નવો આલાત બરપા કીધો, તેની તુલોતવીલ વિગત અથોરનાન નામામાં છે, તે રૂઢીથી ચાલુ રોજ–માહનો નવો બરસ્તુમ અને આલાત બરપા કરી શકાય તેટલી સ્થિતિમાં હાલ આપણે છીયે.

સવાલ ૯ મો :—(ક) જો શેહાદત હોય તો નવા સ્વતંત્ર "ફસલી આલાત" બરપા કરવા માટે આ જમાનામાં આધાર, અને અધીકાર કોણુને છે ?

(ખ) જો શેહાદત નહિ હોય તો નવા સ્વતંત્ર "ફસલી આલાત" બરપા કરવા માટે તેમજ નવાં નાહન લેવા માટે શું શું દીની ક્રિયાઓની જરૂરી છે ? અને નવા વરસ્યા કેવી રીતે ઉભા કરવા ?

જવાબ :—(ક) નવા સ્વતંત્ર "ફસલી આલાત" બરપા કરવા માટે એક દીન-આગાહ પવિત્ર અમલદાર પુરૂષને અખીકાર હોવો જોઇએ.

(ખ) જુવો સવાલ ૭ માનો જવાબ.

નવા વરસ્યા કરવાની ક્રિયા જહુર અને મોજુદ છે.

સવાલ ૧૦ મો :—રેવાજી રોજ માહથી નાહન લીધેલા મુબેદો ફસલી રોજ માહ ભણી ક્રિયા કરી શકે કે ?

જવાબ :—નાજી. તે નિર્થક થઇ પડે, માટે ક્રિયા કરનાર મોબેદોએ પ્રથમમાં ફસલી તરીકત પ્રમાણે પોતાને તન પાકનું ૯) રાત્રીનું નાહન ૧, તથા બીજું નાહન લઇ મોબેદો પોતાની નૈયતે ૪ દહાડા ગેતીખરીદ કરે. અને તેજ નાહને ચોથે દહાડે રાત્રે સરોશનો મરાતબ માટેનો વંદીદાદ ઇજે તો, તે ફસલી અમલમાં આવેલા મોબેદો કેહવાય.

"ફસલી સાલ" દીનઆઇનમાં લેવા માગતા હોય તો તે આ તદન નવી અને પેહલી શુરૂઆત છે. તેનો આલાત એક પવિત્ર પુરૂષથીજ બરપા થવો જોઇએ.

સવાલ ૧૧ મો :—રેવાજી રોજ માહથી નાવર મરાતબ થયલા મોબેદો પાસે રોજ માહ ભણાવ્યાથી આપણી અસલી કદીમો કદીમ સીલસીલો ધરાવતા જુના ચાલુ રેવાજી બરસ્તુમ તેમજ આલાતોને કેવી રીતે નુકસાન પુગે તે જણાવશોજી.

જવાબ :—રેવાજી રોજ માહ વાલા મોબેદો અગરજો ફસલી રોજ માહ પઢે, અને પાછા રેવાજી રોજ માહ ભણુવા ચાહે તો, તે ઇચ્છવાજોગ નથી. પ્રથમ તો રેવાજી રોજ માહવાલાથી ફસલી અમલમાં આવ્યા વગર ફસલી રોજ માહ પઢે તે ચાલી શકે નહિ, કારણકે રોજ માહનો ફરક આવવાથી બરસ્તુમ અવાવ થાય છે.

અને તેજ પ્રમાણે એક ફસલી રોજ માહ વાલા રેવાજી રોજ માહ પઢે અને યોઝદાથ્રેગીરી કરવા ચાહે તો તે પણ ઉપર પ્રમાણે નિર્થક થઇ પડે છે, તેનું બરસ્તુમ અવાવ થાય છે તેથી આલાતોનો અમલ કરતા તે આલાતો અવાવ ને નિર્થક થાય છે.

સવાલ ૧૨ મો :—કોઇ પણ અગીઆરી કે આતશકદેહ યા આતશઆદરાનનાં પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી ભોંયતળીએ યા તો

માળ ઉપર એકજ પએવન્દમાં ને એકજ છાપરાં તળે હોઇ શકે કે? અને તેમ નહિ હોવાની દીની શાહદતો શું છે?

જવાબ:—દરેમેહેર કે આતશ આદરાનમાં સંડાસ અને મોરી એક પએવન્દમાં હોવી ન જોઇએ, પણ તદન એલ્લાહેદી હોવી જોઇએ, કેમકે વંદીદાદ વિગેરે ધર્મ સાહિત્યમાં એવી જગ્યા ૩૦ થી ૩ કદમની દૂરી હોવી જોઇએ.

સવાલ ૧૩ મો:—મુંબઇની માનવંત પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ થોડાંક વર્ષની વાત ઉપર નેમેલી "સ્કોલર કમીટી" એ હાલના સંજોગો જોતાં ફસલી ગણત્રી કોમમાં ચાલુ કરવા કરાવવા માટે પોતાનો વીરોધ ઠરાવ પસાર કર્યો છે. છતાં આ ફસલી અગ્યારીના કાર્યવાહકો, નવી "ફસલી અગ્યારી" બરપા કરીને એજ જુનો સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવવા જેવું કરે તો તે વાજબી છે કે?

જવાબ:—તદન ગયરવાજબી છે. કારણકે "ફસલી સાલ" દીન-આઇનનું નથી પરંતુ મેહસુલી ખેતીવાડીનુ, દુન્યવી વ્યવહારનું તે દીન-આઇનમાં દાખલ કરવા નારવા છે. આપણ જરથોશ્તીઓ પેશદાદીઆન જમાનાથી હમણા સુધી ૩૬૫ દિવસનું પુરૂં વર્ષ દીનઆઇનના કામનું ઠેઠવેલું છે, જેને પેહલવી દીનકર્દમાં "હુશમોર્દી" સાલ કહ્યું છે, જ્યાં વધઘટ કરવા સાફ ના પાડી છે, કારણકે તેનો મહિમા ઉલટાઇ જાય છે. ફરી તેનો હિંગામ બરવકત પર આવતો નથી. અગરજો તેનો અમલ કર્યે તો દીનઆઇનના કામમાં કબીસો કરવામાં આવે તો **દીની આલાતો** સર્વ રદ નારવા ઠડે છે, અને બીજા બરપા કરવા પડે.

ફસલી સાલ જેને 'વહિઝકી' કહ્યું છે, તે કલાકોના વધારાના દિવસો ઉમેરવાનું ત્રણુસો સવાપાંસઠ દહાડાનું કહ્યું છે કે જે ચાર વર્ષે ૦|| દહાડાની કસરના હિસાબે ૧૨૦ વર્ષે ૧ મહિનો, અને ૬૦૦ વર્ષે પાંચ મહિના ઉમેરવા કહ્યા છે. એ પ્રમાણે જો દીનઆઇનના કામમાં કબીસો કરે તો ઉપર કહ્યું તેમ તેનો મહિમા ખોરવાઇ જાય, અનેક પ્રકારની ગુચવણો આવે. આથી આ વર્ષને દીનઆઇનના વર્ષ સાથે ભેળવું નહિ.

સવાલ ૧૪ મો:—કશી પણ શાહદત તેમજ આધાર-અધીકાર વગર તેમજ "નર અશવન" ની ગેરહાજરીમાં જો ફકત અલ્લઇટપ્પે નવા સ્વતંત્ર "ફસલી આલાત" બરપા કરવામાં આવે તો તેવાં ધર્મનાં વિરોધનાં કાર્યને આપણે રોકવા માટે શું શું કરવું જોઇએ?

જવાબ :—ફસલી સાલ દીનઆઇનનું નથી એ સર્વમાન્ય બાબદ છે, અને તે કોમની સંમતિ વિના આ નવીજ બાબદના ઓઠાં હેઠળ દરેમેહર બરપા કરે તો તે પાછળ કાંઇ ભેદનો પરદો હોવો જોઇએ, અને તે જરથોસ્તી દીનને તથા કોમને નુકસાન કરતા હોય તો તેનો અટકાવ કરવા સમાધાનીભર્યો માર્ગ લેવો જોઇએ, યા તો પછી અનજુમન સભા ભરી અનજુમન જે ઠડાવ પર આવે તેનો અમલ કરવો એવું મારૂં મત છે.

લી૦ દુવાગો,

**મોબેદ મેરવાનજી ખુરશેદજી બેહરામકામદીન.**

તા૦ ૧૨-૧૧-૧૯૩૯.

---

## એ૦ નવરોજી દીનશાહજી ભંડારી તરફથી આવેલા સવાલના જવાબો.

**બહેરામજી બાટલીવાલાની દરેમેહેર.**

મુંબઇ, તા. ૯-૧૧-૩૯.

ઓ૦ સેક્રેટરી, જરથોસ્તી રાદી સોસાયટી.

માનવંતા શેઠજી સાહેબ,

શેઠજી દીનશાજી શાપુરજી મસાની જોગ,

જત તમારો પત્ર તા. ૬-૧૧ નો મળ્યો છેજી વાંચી તેના જવાબમાં હમારી અદના શકિત મુજબ દરેક સવાલના જવાબો નીચે પ્રમાણે લખી મોકલ્યા છે.

૧. આતશ કદેહનો અર્થ એવો થાય છે કે આતશ મુકવાની જગ્યા જ્યાં આતશ દાદગાહ હોય યા આતશ આદરાન હોય યા આતશબહેરામ હોય (હમારી જાણ મુજબ મુંબઇ ખાતે નવા આતશબહેરામ પરથવામાં તેના પાયાની તખતી ઉતારી તેના ઉપર આતશકદેહ કરી કોતરવામાં આવેલા છે તે હમારી જાણુમાં છે.

૨. નહીજી.

૩. નહી થઇ શકે.

૪. આતશ દાદગાહ વટીક નહી થઇ શકે.

૫-૬. દસ્તુરી ભણુવાનો સબબ હમારી સમજ મુજબ એટલું કે હંમેશા દરેક આલતનો દસ્તુર હોવો જોઇએ.

તે દસ્તુરના તાબા નીચે કોઇબી મોબેદ બરશનુમ લેતો હોય તેને બરશનુમ બરોબર ક્રિયામારગ સાથે અપાય છે કે નહી, અને બરશનુમમાંથી ઉઠયા પછી જે ક્રિયા કરે તે કાયદેસર થાય છે કે નહી તેની જોખમદારી તે દસ્તુરને માથે રહે.

૭. નહીજી.

૮. હમો જણાવી શકતા નથી તથા હમો જાણુતા પણુ નથીજી.

૯. (ક) કોઇને નહી.

(ખ) હમો જાણુતા નથીજી.

૧૦. નહીજી જે જગ્યા આતશ આદરાન સાહેબનું મકાન પાવમહેલનું મકાન ત્યાં નહાનખાનું તેનાથી ચોકસ અંતરે હોવું જોઇએ અને તેની ઉપર છાપરૂં હોવું જોઇએ નહીજી. હાલ પણુ એ પ્રમાણે ગરે ગામડાંમાં છેજી. હમારી જાણુ મુજબ એ પ્રમાણે છેજી.

૧૩. નહીજી.

૧૪. કાયદાનું રક્ષણુ લેવું જોઇએજી.

હમારી જાણુ મુજબ જે મોબેદો બહાર પડેલા છે તેમાં એક નાલગેરીઓ, બે સરોન્દા, ૧ તારાપોરનો કરી ૪ જન છે. એ લોકોએ કામા મદરેસામાં અભ્યાસ કરેલો છે. નાવર મરાતબ થઇને કોઇને બે વરસ થયાં તો કોઇને ૪ વરસ થયાં ઘણુામાં ઘણુા યોજદાથ્રેગરીનું કામ કરે છેજી.

મુંબઇ ખાતે ફક્ત એ૦ દોરાબજી મીઠાઇવાલાની દરેમેહેરમાં એ લોકો કામ કરી શકે છેજી. બાકી કોઇબી બીજી દરેમેહેરમાં એ લોકોને કામ કરવા દેવામાં આવતું નથી અને એ લોકોની ઉમરબી ૨૦-૩૦ વરસની છેજી અને આવી સમજ શકતી ધરાવતા હોય એવું હમો ધારતા નથીજી. બીજું જે લોકોએ બાજ ધરી છે તે લોકો જાતે કોઈબી ભગરીઆ, યા મીનોચેહેરહોમજી, યા ગામડીઆ ફસલમાં સામેલ થવાના નથીજી તેથી એ છોકરાઓ ઉભા કરવામાં આવેલા છે.

ખુદા એ લોકોને સારી બુધ્ધી બખ્શે ને કોમને માથેની આફત દુર થાય એવી તે કીરતાર પાસે દુવા ચાહીએ છીએજી.

લી૦ દુવાગીર,

**એ૦ નવરોજી દીનશાહજી ભંડારી**

નો સલામ વાંચશોજી.

સેવક, **મેરવાનજી હોરમજી કાત્રક.**

---

# શેઠ ખરશેદજી પેસતનજી પટેલ તરફથી આવેલા સવાલના જવાબો.

ઉદવાડા કીંગ હોટલ.

તા. ૧૧-૧૧-૧૯૩૯.

મુંબઇની જરથોસ્તી રાદી સોસાયટીનાં મહેરબાન ઓ૦ સેક્રેટરી,
સાહેબ, શેઠ દીનશાહ શાપુરજી મસાની જોગ,

તા૦ ૬ઠી નવેમ્બર ૧૯૩૯ ની ફ્સલી દરમેહેર અને આલાત સંબંધની એક પ્રસનાવલી મને મળી હતી જેનાં જવાબો નીચે મુજબ છેજી.

( ૧ ) આતશ આદરાન તથા આતશ દાદગાહ રાખવાનું જે સ્થાન તેને આતશ કદેહ કહેવામાં આવે છે.

( ૨ ) આજ સેંકડો અગર તેથીબી વધુ વરસોથી ફ્સલી આલાતનો સીલસીલો ચાલુ નથી અને તેવા આલાતની ગેરહાજરીમાં જો અલ્લપ્ટરૂપે ફ્સલી આતશ આદરાન કે આતશ દાદગાહ બરપા કરવામાં આવે તો, તે આપણ જરથોશ્તી ધર્મ અને રીવાજથી ઉલટું હોવાથી તેવી અગીયારી અને આતશકદેહ તદન ગેરકાયદેસર છે.

( ૩ ) કોઇબી આલાત અગર કેબલો પરથાવવા પહેલાં અનજુમનની સંમતીની જરૂરજ રહે છે અને તે મુંબઇ સીવાયનાં ગામડાંઓમાં એવો રીવાજ ચાલુજ છે. ( જયારે મુંબઇ જેવાં સુધરેલાં શહેરમાંજ તેવી સમંતીની ગેરહાજરી ચલાવી લેવાવાથીજ આ સવાલ કરવાનો આજે વખત આવ્યો છે, ત્યારે હવેજ મુંબઇ શહેરની પારસી જરથોશ્તી અનજુમનની શુદ્ધ ઉઘડશે.) સાક્ષી માટેનાં સખ્શો તો તેવોનાં લાગતાવળગતા ઘણુંબી નીકલી આવે તો પણ અનજુમનની સમંતી વગરનું હોવાથી

સાક્ષી હોવા છતાં તે ગેરકાયદે છે. આલાત અને કેબલો, દોખમું અને સગડી, અનજુમનની સમંતી અને હુકમ વગર પરથાવી શકાયજ નહિ. જ્યારે મુંબઇની જરથોશ્તી અનજુમન સામે આ સવાલ આવી ઉભો છે ત્યારે તો મુંબઇની જરથોશ્તી અનજુમન અને પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોની ફરજ છે કે હાલને માટે તેમજ ભવિષ્યને માટે પણ ગામડાંઓની અનજુમન મુવાફેક મુંબઇ અને પરાંઓનું બંધારણ ઘડવાની કોશેષ કરવી.

(૪) જ્યાં ફસલી આલાત બનાવવાની ક્રિયા નથી કે નથી તેને લગતી કોઇ જાતની પણ નોંધ, તો પછી ફસલી આતશ આદરાંન થઇ શકેજ નહિ. તેમજ તેવી રીતે આતશ દાદગાહ રાખવામાં આવે તો તે પણ વાજબી નથી કેમકે તે પણ શાહેનશાહી પારસી જરથોસ્તી અનજુમનની પ્રથા વીરૂદ્ધ છે.

(૫) બરશનુમ માટે દસ્તુરી ભણવાનું ધર્મનું ફરમાન હોવાથી અવશ્ય જરૂરની તો છે, પણ તે કયારે કે જ્યાં તેવા દસ્તુરની સત્તા અનામત હોય અને તે દસ્તુરના તાબા હેઠળ તેની અનજુમનને સોંપેલો આલાત હોય કે જે આલાતનો અમલ નહાન લેનારા યોજદાથ્રેગરો કરતા હોય ત્યાં દસ્તુરનું નામ લેવાનું છે, પણ હાલે દસ્તુરોની દસ્તુર પદ ભોગવવાની કેટલીક કોતાહીને લીધે તે પદ ઝાંખું કરાવવાથી યોઝદાથ્રેગરો પોતાની મરજી પ્રમાણે વર્તે છે. અને "દસ્તુરે-ઇન-ઝમાન" ભણે છે પણ શુકાનાં એટલાજ છે કે હજુ સુધી કોઇ યોઝદાથ્રેગર સાહેબોએ "દસ્તુરે-ઇન-ઝમાન" સીવાય કોઇ બીજું તુત ઉભું કીધું નથી. અસલમાં તો જે ટોલાનો જે દસ્તુર હોય તે દસ્તુરનું નામ લેવાતું હતું. અમારે ત્યાં પણ આજથી લગભગ ૪૦ વર્ષ આગમજ દસ્તુરોની દસ્તુરી ભણતા હતા પણ ઈરાનશાહ કેસ વાડીયાજી સાથે ઉતપન્ન થયો અને મોબેદોમાં બે પક્ષો પડવાથી દસ્તુરોનાં નામોથી દસ્તુરી ભણવાની પડી ભાંગી હતી.

(૬) યોઝદાથ્રેગર મોબેદો ઉપર જે દસ્તુરનો નીચે લખેલો અધીકાર હોય જેવો કે, અનજુમનનો આલાત તેનાં કબજામાં હોય, મોઝદાથ્રેગરોની કસુર માટે તેને પદાંન બાંધતો અટકાવવા વીગેરેની સત્તા હોય પણ જ્યાં તેવી સત્તા નથી ત્યાં તો નામેજ દસ્તુરો હોય છે, હમારે ત્યાંનાં દસ્તુરજીઓને પણ એવી કોઇ સત્તા નથી.

(૭) ફસલી બરશનુમ માટે રીવાજી દસ્તુરની દસ્તુરી લેવાય કે કબુલાયજ નહિ.

(૮) જ્યાં સુધી કોઇ રાયનીદાર સાહેબ આવે નહિ અને ફસલી

અગીઆરી કે આલાત બરપા કરવાની દીની સમજ આપે નહિ ત્યાં સુધી એવી અગીઆરી કે આલાત બરપા કરવાની ધાર્મીક સહાદત હસ્તીમાંજ નથી.

(૯) જયારે એવી કોઇ સહાદત હસ્તીમાંજ નથી તો પછી એવા આલાત બરપા કરવાનો અધીકાર પણ કોઇને નથી. જ્યાં સહાદતજ નથી ત્યાં ક્રિયાઓ અને વરસ્યાજી થાયજ નહિ અને કરે તો તે તદન નકામુંજ છે.

(૧૦) રેવાજી રોજ માહાથી નહાન લીધેલા મોબેદોથી ફસલી રોજ માહા ભણાયજ નહિ, અને તેમ જો ભણે અને ક્રિયા કામ કરે તો તે આપણા ધર્મ અને રીવાજથી ઉલટું છે જેથી તે કીધેલું નહિ કરવા બરાબર છે.

(૧૧) રીવાજી રોજ માહાથી નાવર મરાતબ થયલા મોબેદો જો ફસલી રોજ માહા ભણવાનું જે દીવસથી શરૂ કરે તો તેના આગલે દીવસે જે રીવાજી રોજ માહા ભણી પોતાની ફરજયાત બંદગી કરી હતી, અને તે દીવસ પછીનાં બીજે દીવસે જો ફસલી રોજ માહા ભણે તો રીવાજી માહા અને ફસલી રોજ માહા વચ્ચેનાં દીવસોનો જે રીવાજી રોજોનો ગાલો રહી જવા પામે તો તે ગાલાવાળા રોજોની જે ફરજયાત બાકી રહી જાય તે કારણથી બરશનુમ અને આલાત વાપરવામાં આવે તેને જરૂરજ હાંની પુગે, કેમકે એક બરશનુમવાલો જે મોબેદ છે તેનું બરશનુમ ત્યારેજ સાબીત કહેવાય કે તેણે દરરોજ નિયમીત ફરજયાત ગુજારનારી જીંદગી ગાલવાની છે.

(૧ ) કોઇ પણ અગીઆરી આતશકદેહ અગર આદરીયાંનનાં પાક મકાનમાં એકજ છાપરાં નીચે મોરી અને સંડાસ હોઇ શકેજ નહિ. મોરી જે છે તે શરીર ઉપરનો મેલ ઉતારવા માટેનો એક ભાગ છે. જયારે સંડાસ છે તે શરીર અંદરનો મેલ કાઢી નાંખવાની જગ્યા છે. શરીરની બહારનો તેમજ શરીરની અંદરનો મેલ શરીરથી છુટો પડયા પછી નસો બને છે, અને એવા અનેક જાતના નસાઓથી દુર રહેવા જરથોસ્તી ધર્મ ફરમાવે છે. બરશનુમ રાખનારથી ખરી રીતે જોતાં તો સંડાસનો ઉપયોગ પણ કરી શકાય નહિ કારણ કે જયાં સુધી એક ઇસમની હાજત વાલો ભાગ ( ખુશ્ક ) સુકો થાય નહિ ત્યાં સુધી બીજો બરશનુમવાલો ઇસમ તે જગ્યા ઉપર બેસી શકે નહિ અને તે રૂઢી હમારા ગામે ઘણાં વરસો પહેલાં જાએજ હતી અને બરશનુમવાલા સાહેબો મેદાનમાં હાજતે જતા હતા.

(૧૩) પારસી પંચાએત તરફથી નેમાયલી સ્કોલરોની કમીટીએ ફસલી ગણત્રી કોમમાં ચાલુ કરવા કરાવવાની વિરૂધ્ધ ઠરાવ કરવા છતાં,

ઉપરવારી થઇ ફસલી અગીયારીનાં કાર્યવાહકો કોમમાં એક જુના સવાલને પાછો સજીવન કરાવી ચર્ચા વધારાવવામાં વાજબી તો નહિજ કહેવાય.

(૧૪) "એક નર અષવન" યાને રાયનીદારની ગેરહાજરીમાં અલ્લઇટપે નવા ફસલી આલાત બરપા કરવામાં આવે તો તે બેશક કોમની અવગણુના થાય. અને તેનાથી કોમનાં સ્થાપીત થયલા હકકોને હાણી પુગે, જેનાં કારણે કોમ ઉપર એક નવું આફત આવવાથી કોમની શાંતીમાં એક વધુ ખલલ થાય. આવાં દીન ધર્મ વિરૂધ્ધનાં કાર્યને રોકવા માટે પહેલાં તેનાં કાર્યવાહક સાહેબોને વિનવવા, તેમ જો ન બને તો આ ક્રિયામાં ભાગ લેનારા જે કોઇ દસ્તુર અગર આથ્રવાનો હોય તો તે સાહેબોને સમજાવવા છતાં જો કોમનાં રીવાજની અવગણુનાં થતી હોય તો કાયદાની મદદ લેવી જરૂરની છેજી.

દુવાગો.

**ખરશેદજી પેસતનજી પટેલ.**

---

## દસ્તુર સાહેબ કેકોબાદ દસ્તુર દારાબજી મેહેરજીરાણા તરફથી આવેલા સવાલના જવાબો.

નવસારી, તા. ૧૦-૧૧-૩૯.

મેહેરબાન નેકનામ ભાઇજી સાહેબ,

દીનશા શાપુરજી મસાની તે

જરથોશતી રાદી સોસાયટીના ઓન. સેક્રેટરી સાહેબ, જોગ,

જત આપનો પત્ર હમોને મલ્યો હતો.

આપની સોસાયટી તરફથી ફસલી નવી અગીઆરીની બાબતમાં જે ભાષણ હમારા ભલા મીત્ર એરવદ સાહેબ ખુરશેદ દાબુ પાસે મુંબઇ ખાતે અપાવવાનું નકકી કરવામાં આવ્યું છે તે તદન બરહક અને વાસ્તવીક છે. અને આવાં એક નહિ પરંતુ એકથી વધુ ભાષણો જુદે જુદે સ્થળોએ અપાવવા હમારી ખાસ ભલામણ છે. કોમની અંદર થોડા વખતથી જે સંપુર્ણ શાંતી ફેલાયલી છે તેની અંદર આ કહેવાતી ફસલી નવી અગીઆરીથી એક મોટો ધાર્મીક કજીઓ ઉભો થઇ ભારે અશાંતી ફેલાશે એ ખરેજ ખેદજનક બીના છે અને વિશેશ ખેદ તો એ માટે થાય છે કે આ કામની અંદર આંગળીનાં ટેરવાં પર ગણાય એટલા અથોરનાનો સાથ આપી રહયા છે કે જે બીના તેવા સાહેબોને માટે ભારે શરમીંદગીભરી છે. જે ખર્ચ આ અગીઆરી પાછળ કરવામાં આવ્યો

છે તેટલોજ ખર્ચ જો કોમના ગરીબ હમદીનોની બેકારી ટાળવાનાં કામમાં કરવામાં આવતે તો ખરેજ તે એક ઘણું પુન્યનું ને ખોદાપસંદ કામ લેખાતે. પરંતુ ભારે દલગીરી સાથ જોવું પડે છે કે તેને બદલે આ ખર્ચ વ્યર્થ જઇ કોમની અંદર નાહકનો કજીઓ થવા પામશે એ ખરેજ કમનસીબીની બીના છે.

આપની સોસાયટી તરફથી આપ ભાઇએ આ ભાષણ વેળા હમો જેવા ગુજરાતને ખુણે પડેલા એક નાચીજ ફકીરને પ્રમુખસ્થાન લેવાને માટે આમંત્રણ કર્યું તે માટે આપના કમતરીન ફકીર ઘણા આભારી થયા છીએ, પરંતુ ભારે દીલગીરી સાથ જણાવવું પડે છે કે હાલે હમારી તબ્યત ઠીક ચાલતી નહિ હોવાથી તેમજ હમારાં મગજ પર બીજી રીતનો ભારે બોજો હોવાથી હમો આવી શકયે એવી હાલતમાં નથી. ગઇ કાલથી અહિં નવસારી ખાતે A. R. P.,ના ભાષણો કરવા મુંબઇથી આપણાં જવાન જરથોશ્તી બીરાદર પધારેલા છે અને આ ભાષણો ચાર દિવસ ચાલનાર છે ત્યાં આગળ પણ હમોને પ્રમુખપદ લેવાને વિનંતી કરવામાં આવી હતી પરંતુ તે પણ હમોને ઘણી દીલગીરી સાથે પાછી વાળવી પડી હતી. આવી રીતે હમો ખરેખર અત્યંત દીલગીર છીએ કે હમારા એક ભલા મીત્ર ભાઇ ખુરશેદ દાબુ કે જેમને માટે ભગરસાથ ટોળોજ નહિ પરંતુ તમામ મોબેદી ટોળો વાજબી મગરૂરી લઇ શકશે એવા એક ભલા વિદ્વાન મિત્રનાં ભાષણ વેળાએ હમોને ના પાડવી પડી છે. આપની સોસાયટીનો તેમજ આપ ભાઇજીનો પોતાનો હમો ફકીરને આપવામાં આપેલાં આમંત્રણ માટે ફરી એક વેળા ભારે ઉપકાર હમો માન્યે છીએ. આપે હમારા મુરબ્બીજી મામાજીને માટે તેમજ એમના સાહેબજાદા હમારા ભલા ભાઇ રૂસ્તમને માટે જે ઇસારો આપના પત્રમાં કર્યો છે તેથી હમોને ઘણી ખુશી ઉપજી છે. અને આપ જેવા એક વિદ્વાન ભાઇ હમારા મહેરજીરાણા કુટુંબના ગરાણાના અતલગના સાહેબો સાથે આટલી બધી મીત્રાચારી રાખો છો તે માટે ખરેખર હમોને મગરૂરી ઉપજે છે.

હમો છીએ આપના નેક દુઆગો ફકીર.

**કેકોબાદ દસ્તુર દારાબજી મેહેરજી રાણા.**

# સુરતની બાગે-પારસા દરેમેહેરના એ૦ નવરોજજી એદલજી દસ્તુર બેકેરી તરફથી આવેલા સવાલના જવાબો.

સુરત માછલી પીઠ.
તા. ૧૮-૧૧-૩૯.

મહેરબાન માનવંત ઓનરરી સેક્રેટરી સાહેબ,
શેઠજી દીનશાહ શાપુરજી મસાની.

સાહેબ,

જત આપનો ફસલી દરેહેમેહેર બાબેનો પત્ર મળ્યો છેજી. વાંચી વાકેફ થયો છુંજી. આપના પત્રની આગમચ એ બાબે મહેરબાન માનવંત પ્રિન્સીપાલ દાબુ સાહેબ સાથે વાદવિવાદ થયો હતોજી. પરંતુ કમતરીન સેવકની તબીયેત હાલમાં ઘણી નાદુરસ્ત હોવાથી એ બાબે લંબાણથી વિગતવારે સવાલોના જવાબ આપી શકું તેમ નથીજી. છતાં કાંઇક આપનાં પત્રનો ટુંક જવાબ આપવા ખાહેશ રાખું છું તે માટે સેવકને દરગુજર કરશોજી.

આપ સાહેબે જે ૧૪ સવાલ લખ્યા છે તેનો જવાબ કાબેલ અને ફાજેલ વિદ્વાન પ્રિન્સીપાલ દાબુ સાહેબે જે જવાબો આપની ઉપર લખી મોકલ્યા છે તે ઘણાજ બરહક અને ઘણાંજ મનન કરવા જોગ છેજી. એ જવાબોને હું આવકારદાયક લેખું છું, અને હું એ જવાબોને દિલોજાનથી ટેકો આપું છુંજી, અને હું આશા રાખું છું કે તમો સાહેબ એ જવાબોથી ઘણાજ સંતોષ પામ્યા હશોજી.

શેઠજી તમો સર્વે ઇલ્મે-ક્ષ્નૂમનું વખાણનારા બધા સર્વે સાહેબોને રોશન છે કે આપના મહાન ઉસ્તાદ સાહેબ બેહેસ્ત બેહેરે શેઠજી બેરામ૦ શાહ નવરોજી શરાફ પોતાની હયાતીમાં ફસલી રોજ માહ તથા નવા આલાત બરપા કરીને નવી ફસલી દરેહેમેહેર બનાવવાને ઘણાંજ ઇન્તેજાર હતા. તેઓ સાહેબ જો ચાહતે તો નવા આલાત અને નવી દરેહેમેહેર બનાવવાને ઘણાંજ શકિતવાન હતા, અને તે કોમનું યાને જરથોશ્તી આલમનું દિલ ખુશી કરીને એ કાર્ય ફતેહમંદી સાથે પાર પાડી શકતે. અને તે કાર્યમાં કોઇ પણ શખ્સ ખામી બહાર પાડવાને સામે થતે નહિ. પરંતુ કમનસીબે તેઓ સાહેબોની હાલમાં જરવાન યાને મોકો નથી તેમજ એ કાર્ય કરવા માટે સાહેરતતા આથ્રવનો ઝાહેર નથી એમ ધારીને તેઓએ આ કાર્યને પડતું મુકયું હતુંજી. તેવણના ગુજર પામ્યા પછી મરહુમના જાયનશીનો તેમજ તેઓને વખાણનારા સાહેબો મરહુમના

નામને ઘણોજ જેબ આપીને દિપાવી રહયા છે તેઓ સાહેબોને હું ખરાં જીગરથી ધન્યવાદ આપું છું, જેઓનાં મુબારક નામો માનવંત ચીનીવાલા બેરાદરો, માનવંત મસાની બેરાદરો, વિગેરે વિગેરે ઘણા સાહેબો હાલમાં મોજુદ છે તેઓ સાહેબો પણ નવા આલાત બનાવીને ફસલી દરેહેમેહેર ચાહતે તો કાંઇ વરસો આગમચ બનાવવાને શકતીવાન થને. પરંતુ એઓ સાહેબોને પણ એ સવાલ બીકટ લાગવાથી યાને યોગ્ય નહિ લાગવાથી વખતને માન આપીને કોમનું દિલ નારાજ નહિ કરવા એ સવાલ પડતો મુકયો છે. તો આ બીકટ સવાલ મોટા હાથીઓ સમાન કાબેલ ગૃહસ્થો એ કાર્ય કરવાને શકતીવાન નહિ થયા ત્યારે હાલના સુધરેલા મારા જેવા અદના ગૃહસ્થો આ બીકટ સવાલ બરપા કરવા બહાર પડયા છે અને તેમ કરીને આવા કાતીલ વખતની અંદર કોમની વીરૂદ્ધનું અને ન છાજતું કાર્ય કરીને કોમમાં એક નવો ફીટનો યાને તોફાન ઉભું કરીને જરથોશ્તી આલમનું દિલ દુખવીને કોમની મરજી વિરૂધ કામ કરીને કદીબી તેમાં પાકપરવરદિગાર ફત્તેહ ફીરોઝી આપનાર નથી. તે સદ જાણશોજી. આયન્દે એ કાર્ય કરનારાઓ પાછળથી ઘણાજ પશેમાન થઇને પસ્તાવો કરીને આકલા પડશે અને પૈસાની મોટી રકમ ખોટે રસ્તે બગડશે, તેનાં કરતાં બહેતર કે એ પૈસાનો રૂડો ઉપયોગ કરીને ઘણાજ હાજતમન્દ જરથોશતીઓના મુખમાં જશે તો આ કાર્ય કરતાં પૈસાનો ઘણો પુન્યવંત ઉપયોગ થશેજી. માટે મહેરબાન સેક્રેટરી સાહેબ સેવકની માનપૂર્વક અરજ એ છે કે આપની એક વગવાળી કમીટી માનવંત દસ્તુરજી સાહેબોની સાથે બાઇજી સાહેબ હમાબાઇ મેહેતા વિગેરે આગળ ડેપ્યુટેશન મારફતે જઇને તેઓ બાઇજીની આગળ ખરો ખુલાસો જાહેર કરો અને અરજ કરો કે આજે કોઇબી ધર્મગુરૂ નવા ફસલી આલાત બનાવવાને શકતીવાન નથી માટે તમો બાઇજી ઘણાજ દાનેશમન્દ છો તો આ વિચાર ફેરવીને તમો તમારા પૈસાનો સદઉપયોગ કરો અને તેમ કરીને આ ગેતીની દુનીયાનું અને મીનોઇ દુનીયાનું સંપુર્ણ સુખ તમો હાસલ કરી શકશોજી. અને તેમાં તમો બાઇજીની નેકનામી અને કોમની ખુશાલી હાંસલ કરી શકશોજી. છેવટે એક દાદગાહ તરીકેનો ઉપયોગ થશેજી.

લી૦ સેવક,

**નવરોજજી એદલજી બેકેરી.**

ના સલામ વાંચશોજી.

## સુરતના કદમી આતશ બેહેરામના દસ્તુરજી સાહેબ એં૦ મહેરવાનજી ફ. દસ્તુર નાલાદારૂના તરફથી આવેલા સવાલના જવાબો.

સુરત, તા. ૧૭-૧૧-૩૯.

જરથોસ્તી રાદી સોસાયટીના માનવંત ઓનરરી સેક્રેટરી સાહેબ શેઠ દીનશાજી શાપુરજી મસાની જોગ,

આપ માનવંત તરફનો પત્ર તેમજ સવાલપત્રક મળ્યો છે જે માટે આપને પ્રથમથી જણાવું છું કે મારી જઇફી તેમજ નાદુરસ્ત તબીયતને લીધે વધુ તકલીફ લઇ શકાતી નથી, જે માટે દરગુજર ચાહું છું. હા, એ ઘણું અઘટીતને ધર્મ તરીકત અને રીવાજથી ઉલટું છે જે નહીજ થવું જોઇએ પણ આપ દાનાવ અને બુદ્ધીશાળી છો એટલે સારી રીતે સમજી શકશો કે જે કરનારા ને કરાવનારા સાહેબો તદન સુધારા પક્ષના ને પૈસે પુર છે એટલે જીદદી થઇ પૈસાના જોરે સર્વે ચીજ કરવાના જેઓને છુટાપણાને અંગે અટકાવી શકાય તેમ નથી, જેથી સઉથી સરસ રસ્તો મુગો તીરસ્કાર છે. છતાં આપને જણાઉ છું કે હું જાતે ઘણાજ જુના વીચારનો છું માટે આપ સર્વે જે નકકી કરો તેને મારી મન્જુરીઆત અને સામેલપણું સમજશોજી. લી૦ આપણો નેક દુવાગોર.

મહેરવાનજી ફ. દસ્તુર નાલાદારૂના દુવાબંદગી.

દસ્કત મરઝબાન મેહેરવાનજી.

---

## દસ્તુરજી સાહેબ માનેકજી દસ્તુર બરજોરજી ગોદાવરા તથા ભાઠેના તરફથી આવેલા સવાલના જવાબો.

મુંબઇ ગ્રાંટરોડ, તા ૨૩-૧૧-૩૯.

મીઠાઇવાલા દરેહમેહેર.

મહેરબાન માનવંત ભાઇ દીનશાજી શાપુરજી મસાની જોગ, સાહેબ.

જરથોસ્તી રાદી સોસાયટી તરફથી આપની સહી સાથેનો પત્ર મને તા. ૮-૧૧-૩૯ ને દીને મળ્યો હતો. તુરત જવાબ ન લખાયો તે દરગુજર કરશોજી.

હાલમાં મુંબઇમાં ચર્ચગેટ સ્ટેશન સામે ફસલી આતશકદેહનું નામ ધારણ કરી મકાન બાંધવામાં આવ્યું છે. તેમાં નવો આલાત સંપુર્ણ સ્વતંત્ર બનાવવા ને બરપા કરવાનાં સંબંધમાં આપ જે ખુલાસો માંગો છો તે નીચે મુજબ મારૂં અદનાં મત લખી જણાવુંછુંજી.

૧) ફસલી નવો સ્વતંત્ર આલાત બરપા કરવા આગમચ સમસ્ત આથ્રવન દસ્તુરજી સાહેબો તેમજ પારસી જરથોશ્તી સમસ્ત અંજુમન પારસી પંચાએતનાં અકાબરો વીગેરેની જાહેરમાં સંમતી વગર બની શકેજ નહી.

(૨) આપનાં જરથોશ્તીઓ, મોબેદો, દસ્તુરો ઇરાનથી હિંદુસ્તાનમાં આવ્યા બાદ સંજાણુમાં ઠરીઠામ થયા તે અરસામાં જે આલાત બરપા થયો તે પાક આલાત ઇરાનના ખોરાસાન શહેરમાંથી સીલસીલાબંધ અસલ્યાત અમલ જાળવીને નવો આલાત સંજાણુમાં બરપા કીધો.

આલાત નવો સંજાણુમાં બરપા કરવામાં આત્મીક વૃદ્ધી પામેલા દસ્તુર સાહેબ તેમજ તેવા આત્મીક પાકીજેહ મોબેદ સાહેબોએ આલાત બરપા કીધો હતો.

સંજાણુમાં બરપા કીધેલા પાકીજેહ આલાતથી આજ સુધી આખા હિંદુસ્થાનમાં જે જે શહેનશાહી પાક સ્થળો છે જેવાં કે શહેનશાહી આતશ બેહેરામો આદરાંન સાહેબો દાદગાહ દરેહમેહેર સ્થાપયાં છે. તે પાક ઇરાનશાહની ભશમથી છે, ને ભશમની અસરમાં આખાં હીંદુસ્થાનમાં પાક સ્થળો શહેનશાહી છે. તે રોજ માહા ક્રીયાઓ (૧૩૦૯)નાં સાલ સુધી અખંડતામાં જલવાયા છે.

(૪) ફસલી આલાત બરપા કરવાની નવી શરૂઆત કરનાર દસ્તુર સરોષાવરેજ હોવા જોઇએ. આત્મીક વૃધ્ધિ પામેલા આબેદ મોબેદ સાહેબોથી નવો ફસલી આલાત બરપા થવાની ક્રીયાઓ થવી જોઇએ. નહીં તો હાલે જે સીલસીલાબંધ આજે હજારો વરસ થયાં રેવાજી આલાતથી ક્રીયાઓ થાય છે તેજ વાજબી છે.

(૫) નવો આલાત પરઠાવામાં કોઇ પણ શહાદત તેમજ મુસ્તકીમ આધાર તેમજ અમલ્યાત અધીકાર વગર તેમજ અશોનર અશાવનની ગેર-હાજરીમાં ફકત મમતને ખાતર હજારો વરસનો મીનોઇ રોહ ફેરવવાની કોશેશ મીથ્યા છે. ગેતીમાં ને મીનોઇમાં પાક ક્રીયાઓની જવાબદારી ઘણી મોટી છે.

લી૦ દુવાગો ખાકસાર.

દા૦ માનેકજી દસ્તુર બરજોરજી ગોદાવરા તથા ભાઠેના.

ભલી દુવા સાથ સલામ વાંચશોજી.

———

# દસ્તુર સાહેબ શેરાબજી દસ્તુર પેસતનજી ભી. આદરીયાનવાલાના તરફથી આવેલા સવાલના જવાબો.

પુના, તા. ૨૨-૧૧-૩૯.

મેહરબાન ઓન. સેક્રેટરી સાહેબ, જરથોસ્તી રાદી સોસાયટી,

મેહરબાન સાહેબ શેઠ દીનશાજી શાપુરજી મસાની જોગ,

મુંબઇમાં થોડું કમાં ઉભી થનારી ફસલી આતશ કદેહ વીશે તમો તરફથી મોકલેલું સવાલોનું કાગલ મારા મુરબ્બીજી બાવાજી દસ્તુરજી પેસતનજી ભી. આદરીયાનવાલાને નામે મલીયું છેજી. પણ જણાવવાનું કે મારા મુરબ્બીજી બાવાજી આજ લગભગ (૫) વરશો થયાં લકવાની બીમારીથી સદંતર અશકત હોવાથી દરેમેહેરનો સઘળો વહીવટ હું ચલાવું છુંજી. તેથી તમારા આ કાગલનો જવાબ મારી યથાશકતી મુજબનો અનુક્રમે જવાબ લખી મોકલ્યો છેજી. સવાલોના જવાબો ઉપરાંત એક થોડો ખુલાસો પણ આ સાથે લખી મોકલ્યો છેજી અને જો તમુને પસંદ આવે તો યોગ્ય ઉપયોગ કરશોજી. તમો સાહેબો આવા ધારમીક કામમાં અને ખુદ તમારી સોસાયટી મારફતે અત્યાર સુધીમાં જે ધારમીક કાર્યો બજાવી રહયા છો તે માટે ધન્યવાદ ઘટે છે. દાદાર હોરમજદ પાસે અરજ ગુજારૂં છું કે તમો સર્વે સાહેબો તન, મન, ધનથી આબાદી ભરેલા રહો.

લી. આપણો નેક દુવાગો.

**સોરાબજી દસ્તુર પેસતનજી ભી. આદરીયાનવાલા**

ના સલામ.

---

અનજુમનની દરેમેહેર.

ખોરશેદવાડી, પુના.

૧. આતશ-કદેહ શબ્દ Ambiguous હોવાથી એનો અર્થ આતશ દાદગાહ મનાય એમાં કાંઇ શક નથી.

૨. આ સવાલનો જવાબ હું નકારમાં આપું છુંજી.

૩. કોઇ પણ નવો આલાત બરપા કરતી વખતે અનજુમનની સંમતીની પહેલી જરૂર રહે છેજી.

૪. જો નવો આલાત બરપા કરવાની ક્રીયા અનજુમનની સમતી વીના અને જાહેરમાં ન થાય તો તેને પવીત્ર આલાતનું ઉપનામ આપીજ કેમ શકાય. એટલે એનો જવાબ નકારમાંજ આવી જાય છેજી.

૫. બરશનુમ માટે "દસ્તુરી" ભણુવાની જરૂર છેજી અને એ રીવાજ સદીઓથી જાયજ છેજી. કેટલાક પંથવાલાઓ દસ્તુરીમાં પોતાના પંથના વડા દસ્તુરજીનું નામ લે છે, જયારે દાખલા તરીકે કદમી અને મીનોચેર હોમજી પંથવાલા કોઇ પણ દસ્તુરનું નામ ન લેતાં "દસ્તુરે ઇન ઝમાન" પઢે છે. દસ્તુરીનો અર્થ રજા થાય છે.

૬. દસ્તુરી ભણુવી, એ જમાનાની ગીરદેશથી ભુલાઇ ગયેલા એક મહાન રીવાજનું Relic લાગે છે. આ દુન્યાના કારોબાર ચલાવવામાં હીસ્સો ધરાવનાર એક મહાન નવા અધીકારીને પેદા કરવા ફરેશતાઓની મેહરીલ Occult Hierarchy સાથે એકતાન રહીને, રાતદીવસ ઇનશાન જાતનાં ભલાં માટે પોતાની જીંદગી અર્પણુ કરે એવો દીન દસ્તુર ધરાવવા આપણી પારસી કોમ ભાગ્યશાલી થાય.

૬. દસ્તુરી ભણુવાનો પુરાતન રીવાજ એ બરશનુમ લેનાર માટે એક કાયદા સમાન છે. સબબ જો તે બરશનુમનો અમલ બરોબર ધરાવી શકતો નથી તો દસ્તુરજી પોતાની સત્તાની રૂએ તેને દુર કરી લાયક ટાઇમ સુધી તેને ફરી બરશનુમ લેવાની રજા આપતા નથીજી, એવા દાખલા કોઇકજ વખતે છુટાછવાયા બનતા રહે છેજી.

૭. કોઇબી રીવાજી દસ્તુરની દસ્તુરીથી "ફસલી બરશનુમ" અપાય તો તે વ્યર્થ છેજી.

૮. ફસલી આલાત તૈયાર કરવા આગમજ જો શહેનશાહી આલાત (નીરંગ, આવ, અને ભશમ)થીજ બરશનુમ લેવાતું હોય તો પછી ફસલી આલાતનો સવાલજ કયાં ટકે છે? છતાં પણુ એ માટેની સહાદત મોબેદ મેરવાનજી ખુરશેદજી બેહરામ કામદીને ઇ. સ. ૧૯૩૧ માં પાવ-મેહલને લગતી ક્રીયાઓ નામનાં કાઢેલાં પુસ્તકને સફે ૧૭ માં, ઇઠોતેર રેવાયતનાં જવાબ ૬૦ મા, તેમજ દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાં ફીરોઝની "આદર ખુરેહ"માંથી આપણુને મલે છેજી.

૯. (ક) નવો આલાત બરપા કરવાની જો ખરી અગત અને જરૂર ઉભી થતી હોય, તો તે માટેનો તમામ અધીકાર દીનના વડા દસ્તુરનેજ હોવો જોઇએ.

(ખ) એ માટેની સહાદત નં. ૮ માં જણાવેલા પુસ્તકોમાંથી મલે છે.

૧૧. રેવાજી રોજ માહાથી નાવર મરાતબ થયલા મોબેદો પાસે ફસલી રોજ માહાનું પાવ-મહેલનું ક્રીયા કામ કરાવવાથી જેમ દીની સીલસીલો જલવાશે નહિ, તેમ ફસલી બનાવવાની ખરી આસ્થા પણુ રહેવા પામશે નહિ એવું મારૂં આધીન મત છેજી.

૧૨. કોઇ પણ અગીયારી આતશ-કદેહ યા આતશ આદરાનનાં પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી, ભોંયતળીયે યા તો માલ ઉપર એકજ પેવંદમાં હેઠે પણ છેજ નહિ અને એમ એકજ છાપરાં તળે રખાય પણ નહિ.

૧૩. ફસલી ગણત્રી કોમમાં ચાલુ કરવા મુંબઇના માનવંત પારસી પંચાએતનાં ટ્રસ્ટી સાહેબોએ વીરૂધ ઠરાવ પસાર કર્યો છે. છતાં ફરી પાછું ફસલી અગીયારી બરપા કરીને કોમમાં ચર્ચા જગાડવું બીલકુલ વાજબી નથી.

૧૪. દરેક દીન દસ્તુરોએ સાથે મલી કાર્યસાધક ઉપાયો યોજવા જોઇએ. અને તે માટે અથોરનાન અનજુમનની તાકીદની સભા બોલાવીને મજકુર આતશ-કદેહના મુતવલીઓ ઉપર તેઓની સહાનુભુતી અર્થે મોકલવા જોઇએ.

લી૦ આપણો નેક દુવાગોં.

સોરાબજી દસ્તુર પેસતનજી ભી. આદરીયાનવાલા

ના સલામ.

---

# દસ્તુરજી સાહેબ સોરાબજી પેસતનજી આદરીઆનવાલા તરફથી આવેલા સવાલના જવાબો.

અનજુમનની દરેમેહેર.

ખોરશેદવાડી પુના.

ફસલી દરેમેહરનો સવાલ પારસી કોમે કાંઇબી તાસુબી વગર ધીરજથી, ધાર્મીક, રીવાજીક, અને સાયનટીફીક દ્રષ્ટિએ તપાસવાની અગત્ય છે. અલબત્તા, કોમનો બહુજ મોટો ભાગ વાજબી રીતે એ સંસ્થાને જે રીતે બરપા કરવામાં આવે છે તેની વીરૂધ છે. પણ એ કામ માટે બાદશાહી રકમની મદદ આપનારાં ભલાં નરનારીઓનાં Intention માટે શક લઇ જવાનું કશું કારણ નથી. પણ એક મહાન અંગ્રેજ લખનારાનાં શબ્દોમાં કહું તો The Road to Hill is paved with good intention એ ભલા સાહેબો ખરા ધર્મજ્ઞાનની ગેરહાજરીમાં અને ખોટી દોરવણીથી એવું પગલું ભરે છે, જેની માઠી અસર, કોમ ઉપર બહુ લાંબો વખત સુધી ચાલુ રહેશે. પણ કાંવ ચાલુ રહેશે અને કેમ રહેશે Scientific, logical અને Modern intellect ને સંતોષ મલે એવા મોતેબર કારણો, બુલંદ માજદયસ્ની દએનમાં સમજાવેલા છે, તે બહાર પાડવાની ભારે અગત્ય છે.

આ દેખીતી જગત Universe પેદા કરવાની અગાઉ અહુનવરનો નાદ Primordeal motion in the radiating Divine consciousness જાહેર થયો ત્યારેજ Duality & Polarity, Centripetal and Centrifugal Forces બરપા થયા, જે કુદરતમાં હરેક ઠેકાણે, બારીકમાં બારીક એક ઇંચના દસ કરોડમાં ભાગ જેવા Electrons Protons Positions માં વતીક કાર્ય કરી રહેલા છે.

વખશુરાંન જરાથુસ્ત સાહેબ જેવણુ, એક મહાન Master genius, Master Scientist, a Great seer અને God realized Man હતા તેવણે, Evolutionના સઘલા cosmic Forces ને અનુસરીનેજ ચોક્કસ કાયદા ઇનસાનની આ દુન્યાની વૃદ્ધિ માટે, તેમજ ખાસ હવે પછીની જુદા જુદા Planes ઉપરની અતી લંબાણુ મુસાફરીનો ખ્યાલ ધ્યાનમાં રાખીનેજ આપ્યા છે.

ઉપર ટપકેથી જોતાં તે કાયદાઓ કદાચ Absurd જેવા લાગે પણુ ઉંડાણુમાં જતાં આપણું મગજ હયરાંન અને ચીત ભ્રમ થઇ જાય છે. આજની વિદ્યાએ Survival of human personality after death of Man નું સીદ્ધાંત માન્ય કીધું છે, વળી Man is a Soul and has several bodies to function on various planes એ વાતબી તે સ્વીકારવા લાગી છે.

દરેક ધર્મમાં, Exoteric અને Esoteric, જાહેર અને બાતેન એમ બે બાજુ હોય છે. આમ લોકોને માટે જે જ્ઞાન અને કાયદા આપવામાં આવે છે, તે આગલ વધેલા ખાસ અમલવાલા સાહેબોના કાયદા કરતાં, કાંઇ અંશે વધારે નરમ અને જુદા હોય છે. દરેક ધર્મના રીવાજ મુજબ એક ચોક્કસ મકાન ઇજવું એટલે Consecrate કરવું, તેને એક નવોજ Wavelength impart કરવો એટલે કે આ દુન્યાનો કારોબાર ચલાવનાર મહાન શકતીઓ Occult Hierachy ના Switch board ઉપર એક Magnetic cord થી તેનું જોડાણુ કરવું એમ થાય છે. આપણુથી અજાણુપણે એવું કશું કામ નહિ થવું જોઇએ કે જેથી Short circuit થઇને પારાવાર નુકશાન થાય. Radio નો દાખલો લઇએ, એક ચોક્કસ Wavelength ઉપર હરકત થાય તો, આખી દુન્યામાં તે Wavelength ના Receiving માં હરકત થાય છે, કેમકે Law of the identity of matter, Similarity of the Wavelength ત્યાં કાર્ય કરે છે.

આપણા હાલના આલાતો ચોકકસ Wavelength ઉપર Magnetise કીધા છે, જો એકને નુકસાન થાય તો તેની અસર સઘળા Similar આલાતોને થયા વગર રહે નહિ એ ભુલશો નહિ.

અલબતાં, આપણી હાલની રોજ માહાની ગણત્રી ખોટી છે. સઘળા-ઓ તે કબુલ કરે છે, પણ તે સુધારવા માટે ધર્મના મકાનની જે યોજના હાથ ધરવામાં આવી છે તે મારા નાકેસ મત મુજબ અતી વાંધા ભરેલી છે. ચોકકસ ફસલી ક્રિયા કામ, હાલમાં પણ હૈયાત ધર્મનાં મકાનમાં કરવામાં આવે છે.

અતી જુજ અપવાદ સીવાય ઘણાં ખરાં ભણતરો રીવાજી રોજ માહથી ઉજાયલી દરેમેહેરોમાં કરવામાં આવે છે. ત્યારે એક ખોટી રીતે નવું મકાન બરપા કરવું તેનાં કરતાં તો હાલ જેમ સાયસ્ત ચાલે છે, એ ઠીક છે. It is a lesser evil. દરીયાપાર એડન શાહેરમાં નવા બનાવેલા આલાતોનો જે દાખલો આપવામાં આવે છે, તે મારી અલ્પ માન્યતા મુજબ ખોટે રસ્તે દોરવનારો છે.

લી૦ આપણો નેક દોવાગો.

**સોરાબજી દસ્તુર પેસતનજી ભી. આદરીયાનવાલા**

ની સલામ કબુલશોજી.

---

## દસ્તુર સાહેબ જમશેદ દસ્તુર ખોરશેદ તરફથી આવેલા સવાલના જવાબો.

દસ્તુર વીલા, ૮૦ એલેકઝાંનદ્રા રોડ,
સીકંદરાબાદ ( દખ્ખ૦ )

તા૦ ૨૦ મી નવેમ્બર ૧૯૩૯.

મહેરબાન નેકનામ શેઠજી સાહેબ દીનશાહ મસાની,

જરથોશ્તી રાહી સોસાયટીના માનવંત સેક્રેટરી સાહેબની સેવામાં

મુંબઇ.

આપ સાહેબનો પત્ર મને પુગો છે. આપે મુંબઇમાં બરપા થતી નવી ફસલી દરેમહેર બાબે કેટલાક સવાલો લખી મોકલ્યા છે ને તે ઉપર મારૂં અદના મત માંગ્યું તે મારા નાકેસ વીચારો જણાવવાની રજા લઉં છું.

**સવાલ પહેલાનો જવાબ**—"આતશ કદેહ" શબ્દ 'આતશ આદરાન' અને 'આતશ દાદગાહ' બન્ને આતશોની દરેમેહેરો માટે વાપરી શકાય.

**સવાલ બીજાનો જવાબ**—મારા વીચાર પ્રમાણે આ ફસલી આતશ કદેહ ધરમ અને રીવાજની નજરે આતશ આદરાન તરીકે કાયદેસર ગણાય નહિ.

**સવાલ ત્રીજાનો જવાબ**—અનજુમનની સંમતીની કાંઇ જરૂર નથી. મુંબઇમાં ઘણીક ધણયાતી અગ્યારીઓ છે જે કાંઇ બધી અનજુમનની સંમતીથી પરથાવાયેલી નથી. દરેક અગ્યારીનાં માલેકની મરજીથી બરપા થયેલી છે.

**સવાલ ચોથાનો જવાબ**—(ક) આતશ આદરાન નહિ થઇ શકે. કારણ આતશ આદરાન બરપા કરવા માટે ચોકસ પાવ મહેલની ક્રીયાઓની જરૂરત હોય છે.

(ખ) ફકત આતશ દાદગાહ જેમ પારસી જરથોશ્તીઓનાં ઘેરોમાં રહે છે તેમ આતશ દાદગાહ રાખે તો તેમાં કસી હરકત નથી.

**સવાલ પાંચમાનો જવાબ**—બરશનુમ માટે દસ્તુરી ભણવી જરૂરની છે. જે દસ્તુરની હકુમત હેઠળનાં પંથ કયા દરેમહેરમાં બરશનુમ લેવાયે ત્યાંના તે દસ્તુરનાં નામે દસ્તુરી ભણવી એવો રીવાજ છે. તેની મતલબ એજ કે તે દસ્તુરનાં ફરમાન અને હોકમ મુજબ બરશનુમ આપનાર અને બરશનુમ લેનાર મોબેદ સાહેબો અમલ કરે છે. એવી રીતે મોબેદ સાહેબો બરશનુમ લેવા માટે તે દરેમહેર યા પંથકના દસ્તુરની પરવાનગી લે છે, બરશનુમ લેનાર મોબેદને તેની ગેરવર્ણુકના કારણે તેનું બરશનુમ રદ કરાવવાનો અધીકાર તે વડો દસ્તુર ધરાવી શકે છે.

"કેટલાક મોબેદ સાહેબો " દસ્તુરે ઇન ઝમાન " કરીને ભણે છે." એ અલફાઝ મારા નાકેશ વીચારે ઘણો amxbiguous છે. આજકાલ તો જુદી જુદી અગ્યારીઓમાં જુદા જુદા દસ્તુરોનું વડપણ હોય છે, તો તેવા વખતમાં "દસ્તુરે ઇન ઝમાન" કરી દસ્તુરી ભણવામાં કાંઇ પણ અર્થ સમાયેલો જણાતો નથીજી.

દરેક દસ્તુરની વડપણ હેઠળ થતી બરશનુમની ક્રિયામાં તો તેજ દસ્તુરનાં ફરમાન અને હોકમ મુજબ મોબેદ સાહેબો બરશનુમ લે છે તો તેમાં તેજ દસ્તુરની દસ્તુરી ભણવી વાજબી ગણાય છે. હીંદુસ્તાનમાં "દસ્તુરે ઇન ઝમાન" કોણને લાગુ પડે છે એ ઘણો બીકત સવાલ છે. કેથોલીક ખ્રીસ્તી પંથમાં રોમના પોપને દસ્તુરે ઇન ઝમાનનો ઇલકાબ વાજબી કહેવાયે, યા તો પ્રોટેસ્ટન્ટ પંથમાં આર્ચબીશપને એ એલકાબ દરોબસ્ત થઇ પડે, પણ પારસી જરથોસ્તી પંથમાં કોઇ એવો એકજ દસ્તુર નેમાયો નથી કે જેની એકલાની હકુમત દરેક પારસી ધર્મસ્થળોમાં

ગણાતી હોય. આપણી કોમમાં તો દરેક જુદા જુદા ધર્મસ્થળોનાં જુદા જુદા આપ અખત્યાર દસ્તુરો નેમાયેલા હોય છે ત્યારે બરશનુમની ક્રિયામાં "દસ્તુરે દીન ઝમાન" કેમ કરીને ભણી શકાય એ સાધારણ સમજમાં ઉતરતું નથી, માટે મારા નાકેસ વીચારે તો જે દસ્તુર સાહેબનાં હકુમત હેઠળનાં દરેમહેરોમાં તેજ દસ્તુર સાહેબનાં નામની દસ્તુરી ભણાય તેજ વાજબીને બરહક છેજી.

**સવાલ છઠ્ઠાનો જવાબ**–દસ્તુરી ભણવાની પુરાતન રીવાજને આધારે એજ સાબેત થાય છે કે તે દસ્તુરનો દરેક હુકમ અને ફરમાન તે દસ્તુરનાં હકુમત હેઠળ કામ કરતા દરેક થોજદાથ્રેગર મોબેદ સાહેબો ઉપર બંધનકરતા છે. દરેક ધર્મક્રિયાઓ અને ધારમીક સવાલો ઉપર તે દસ્તુરની સત્તા અને દેખરેખ રહેવી જોઇએ અને તેઓનાંજ હોકમસર મોબેદ સાહેબોએ ક્રીયા કરવી જોઇએ. એ મતલબનો રીવાજ હજુર જલવાઇ રહેલો છે. મોતેબર ધરમ ક્રીયાઓ કરતી વખતે તે જગોના વડા દસ્તુરનો હોકમ રજા મોબેદ સાહેબો હજી પણ લેતા રહ્યા છે, અને દસ્તુર સાહેબો તેવા લાયક મોબેદોને રજા આપતા રહ્યા છેજી.

**સવાલ સાતમાનો જવાબ**–નહિંજી.

**સવાલ આઠમાનો જવાબ**–નવા ફસલી સ્વતંત્ર આલાત બરપા કરવા ઘણા મુશ્કેલ છે. કારણ રીવાજ પ્રમાણે રીવાજી રોજ માહાથી બરશનુમ લીધેલા મોબેદોથી ફસલી રોજ માહા ભણી ફસલી નાહાન આપી શકાય નહિ. કારણ તેમ કરવે તો કદીમ સીલસીલો તુટી જાય અને રીવાજી બરશનુમવાલાનું બરશનુમ સાબુત રહે નહિ ને ફસલી બરશનુમ વાજબી કહેવાય નહિ.

**સવાલ દશમાનો જવાબ**–નહિંજી.

**સવાલ અગીયારમાનો જવાબ**–જે કદીમો કદીમ સીલસીલો રીવાજી રોજ માહાથી ચાલુ છે તેમાં ભંગાણુ પડે અને એવી રીતે રોજ માહામાં ભંગાણ પડવે રીવાજી રોજ માહાથી લીધેલા બરશનુમો અને તે રોજ માહાથી કીધેલા સર્વ આલાતો રદ અને અવાવ થાય એ કદીમ સીલસીલો હરગેજ તોડવો ન જોઇએ. એ સીલસીલો તુટયાથી મોતેબર આલાતની અને ક્રિયાઓની અસર તુટી જાય છે અને નકાગી થઇ પડે છે.

**સવાલ બારમાનો જવાબ**–એકજ પેવંદમાં અને એકજ છાપરા હેઠળ કદી હોઇ શકે નહિ. એ તો સાધારણ અકકલની વાત છે કે જયાં પવીત્રાઇ અને અશોઇનું વાતાવરણ હોય અને જયાં આતશના પાક ખોરે

હનું રહેઠાણ હોય ત્યાં નજદીકમાં અપવીત્રાઇભરી ગલીચ જગાઓ કેમ હોઇ શકે. ગલીચ નજીસાતભરી જગાઓ પાક અશોઇભરી જગાઓ નજદીક કદી હોઇ શકેજ નહિ, પછી તે પેવંદથી જોડાયલી હોય કે પેવંદની બહારની હોય. એવી ગલીચ જગાઓ પવીત્ર જગાઓની પડોશમાં કદી નહિ રહેવી જોઇએ એ તો સાધારણ સમજની વાત છે.

**સવાલ તેરમાનો જવાબ**–વાજબી નથીજી.

**સવાલ ચૌદમાનો જવાબ**–મારા વીચાર મુજબ આપણા પાક મઝહબનાં કદીમ રીવાજો, ક્રીયાઓ અને ફરમાનો જે હજારો વરસોના જમાનાથી ચાલુ રહેલા હોય અને આપણને ફાયદો પોંહચાડતા આવ્યા હોય યા તો કાંઇ પણ નુકશાન પોંહચાડતાં ન હોય, તો તેઓમાં સુધારા કર્યાથી પરહેજ રહેવું જોઇએ, અને તે સર્વને જાલવી રાખવાં જોઇએ. તેની ઉપર ચુથણાં પાડવા એ આપણુ જરથોસ્તીઓને ન છાજતું છે. જુના રીવાજો અને ધરમ ક્રીયાઓમાં સુધારાવધારા કરવાનો અને આપણી સગવડને બંધબેસના ફેરફાર કરવાનો આપણને કશો હક નથી. ફકત પેગમ્બરી દરજજે પુગેલા અશો અને ગીનોઇ જ્ઞાનથી સંપુરણ થયેલા પાક પુરૂશોજ તેમાં ફેરફાર કરવાને શકતીવાન છે માટે આપણા દીની રીવાજો અને રીતભાતો આપણા વડવાઓથી આપણને મલી છે તેને ચુંથચાથ કર્યા વગર જાલવી રાખવી આપણી ફરજ છે.

છેવટે હું નમનતાઈ સાથ આપનો ઉપકાર માનું છું કે તમો સાહેબે મુજ સરખા એક અદના સેવકના વીચારો લેવાની ખાહેશ રાખી. આપણા ધરમનાં બીજા બુઝોંગ અને આલેમો ફાજેલ દસ્તુરો તથા એરવદ સાહેબો તેમજ કેટલાક નામવર ધરમ અભ્યાસીઓનાં મુકાબલામાં કમતરીનનું ધારમીક જ્ઞાન અને દસ્તુરી અનુભવ બહુ ટુંક અરસાનો હોવા છતાં મારી રાએ લેવાનું માન આપ સાહેબે જે મને આપ્યું છે તે માટે હું આપ સાહેબનો હેસાનમંદ છુંજી. તેથી આપ સાહેબે પુછેલા સવાલોના જવાબ મારી શકતી મુજબ આપવાની મારી ફરજ સમજીને આ ટુંક ખુલાસો લખ્યો છેજી.

વધુમાં હું માત્ર એટલુંજ ઉમેરીશ કે ફસલી ગણત્રી દાખલ કરવા બાબે જે મજબુત કોશેશો જારી કરવામાં આવે છે તે આપણી નાહાની કોમને બહુ નુકશાનકારક દીસે છે. હાલમાંજ શહેનશાહી અને કદમીનાં બે તડાં થઇ ચુકાં છે. તેમાં ત્રીજી બરપા થવાથી આમ તોર પર કોમમાં હમદરદીની લાગણી ઓછી થઇ જશે, જે અતીશે અફસોસ કરવા લાયક છે. આપણા મજહબનું ખાસ ફરમાન છે કે "લાંબા વખતથી ચાલતા

આવેલા રીવાજને માન આપવું" તે મુજબ ખરૂ પુછતાં દરેક દીન ચાશીદાર જરથોસ્તીએ શાહેનશાહી તરીકત જે તેરસો વરસથી જારી છે, તેજ ચાલુ રાખવી જોઇએ તેથી ઉમીદ છે કે બધા જરથોસ્તીઓ ચાલતા આવેલા દીની રીવાજો અને રીતીઓને વળગી રહેશે. આજનાં જમાનામાં દરેક દેશ અને કોમ બહુમતીથી દોરવાયે છે અને લઘુમતીને રૂચે યા ન રૂચે તોબી બહુમતી સામને પોતાનું સર ઝુંકાવે છે તેમજ જરથોસ્તી-ઓએબી કરવું જોઇએ.

આપનો ખેર અંદેશ દોઆગો.

**જમશેદ દસ્તુર ખોરશેદ.**

---

## અવસ્તા પહેલવીના વિદ્વાન સ્કોલર શેઠ બેરામગોર તે. અંકલેસરીયા પાસથી આવેલા સવાલના જવાબો.

મેહેર વીલા, બેજાંત સ્ટ્રીટ, સાંતાક્રુજ,
દીની માહ આદર, રોજ આદર,
તા. ૨૪ મી નવેમ્બર, ૧૯૩૯.

નેકનામ માનવંત શેઠજી સાહેબ,
શેઠ દીનશાહ શા. મસાની,
જરથોસ્તી રાદી સોસાયટીના ઓનરરી સેક્રેટરી જોગ,

મેહરબાન સાહેબ,

આપનો તા. ૧લી નોવેમ્બર, ૧૯૩૯ નો પત્ર, તેની સાથે ૧) મી. 'સીનજેક' નો તા. ૩-૧૦-૧૯૩૯ નો 'અથોરનાન મંડળ' ના ઓનરરી સેક્રેટરીઓ જોગો લખેલો પત્ર છાપેલો, ૨) એરવદ ખુરશેદ શા. દાબુનો અભિપ્રાય તા. ૧૯-૯-૧૯૩૯ ની તારીખનો છાપેલો, અને ૩) ફસલી સાલની ગણુત્રિ મુજબ ક્રિયાકર્મ કરવા ઉભાં કરવામાં આવેલાં ધર્મનાં મકાનના બાબમાં રજુ કીધેલા ચઉદ સવાલોની ટીપ, મને તા. ૪ થી નવેમ્બરે મલ્યાં છેજી.

આપ સાહેબ અનુભવ, અભ્યાસ અને દીની એતેકાદના આધારે મનમાનતા ખુલાસાઓ તા. ૧૩ મી નવેમ્બર, ૧૯૩૯, સુધીમાં તાકીદે મેળવવાની ઉમેદ ધરાવો છો. સાહેબ, મારી જીંદગીનાં ૪૭ વર્ષ આ સવાલના અભ્યાસમાં મેં રોકયાં છે. એ ૪૭ વર્ષ દરમ્યાન મરહુમ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામા, એરવદો શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા,

એદલજી કેરસાસ્પજી આંટીઆ, તેહમુરસ દીનશાહ અકલેસરીઆ, જમશેદજી દાદાભાઇ નાદરશાહ, મેહરજીભાઇ નોશેરવાનજી કુકા, અને બીજા બેહેસ્તી અનોશેહ રવાન અશો નરો સાથે, અને હાલ હયાત એરવદ નોશેરવાન બરજોરજી દેશાઇ અને બીજાઓ સાથે દીની વર્ષની ગણુત્રિના બાબમાં જુસ્તેજુ કીધી છે. એ દીની વર્ષની ગણુત્રિ મુજબ નવરોજ, ગાહામ્બારો મહિનાઓનાં જશનો અને બીજાં ક્રિયાકામો ગોઠવવાની તરફેણમાં મરહુમ દસ્તુર સાહેબો શમ્સુલ-ઓલમા ડો. હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશા, શમ્સુલ-ઓલમા ડો. કેકોબાદ આદરબાદ, દસ્તુર કેખસરૂ જામાસ્પજી જામાસ્પ આશા, દસ્તુર મીનોચેહેર જામાસ્પજી જામાસ્પ આશા અને બીજા મરહુમ અને હાલના હૈયાત સાહેબો સરદાર દસ્તુર ફીરોજ હોશંગ અને બીજાઓ સામેલ હતા. મરહુમ ખુરશેદજી કામાએ ઇસ્વી સન ૧૮૭૧ માં દીની પંચાંગની ગણુત્રિનો સવાલ ઉભો કરી, ઇસ્વી સન ૧૮૯૩ માં 'જરથોસ્તી રોજ માહ કમીટી' નું કામ આરંભ્યું હતું. એ રોજમાહ કમીટીનો રીપોર્ટ દશ વર્ષ પછી બહાર પાડવામાં આવ્યો હતો, અને ઇસ્વી સન ૧૯૦૬ માં મરહુમ ખુરશેદજી કામાએ પોતાનાં મત ધરાવનાર સાહેબોની સાથે મળી 'ફસલી સાલ મંડળ' નો પાયો નાખ્યો હતો. એ મંડળના સાહેબો ગાહામ્બારોનાં જશનો બરવખતે સાથે મળી ઉજવતા હતા; તે ઉપરાંત ઇસ્વી સન ૧૯૧૬ નાં વર્ષથી ફ્રવદેગાનના દસ દિવસો ઉપર ફરોહરની કિયા કરાવવાનું શરૂ કર્યું હતું; અને ૧૯૧૯ નાં વર્ષથી મરહુમ અશો નર શેઠ મેહેરવાનજી મનચેરજી કામાએ એ મંડળનું કામ નવેસરથી આરંભી સઘળાં ૩૬૫ દિવસનાં ક્રિયાકામો દીની સાલની ગણુત્રિ મુજબ બહારની ફસલને પહેલે દિવસે 'નવરોજ' યાને "નવું સાલ" ગણી કરાવવાનું શરૂ કર્યું હતું.

મરહુમ જિન્નતગુજીન સર દીનશાહ માનેકજી પીટીટ પહેલા બેરો-નેટ સાહેબે પોતાની જીંદગી દરમ્યાન ફસલી સાલની ગણુત્રિ મુજબના દિવસો ઉપર ક્રિયાકર્મ ગોઠવીને કરવા માટે એક આતશબેહરામ સ્થાપવાની ઉમેદ બાંધી હતી, અને આપણી જરથોસ્તી કોમે 'પતેત પશેમાની' કરી આ કામ આરંભવાની રૂડી સલાહ આપી હતી; પણ તે બેહેસ્તી સાહેબની ઉમેદ બર આવી નહિ. તેવણ સાહેબની દુન્યવી હસ્તી ખતમ થવા બાદ, મરહુમ શેઠ મેહેરવાનજી મનચેરજી કામા સાથે પીટીટ કુટુંબનાં બાનુઓ અને ગૃહસ્થોએ આ કામમાં શામેલગીરી આપી હતી.

સુરતના મરહુમ શેઠ બેહરામશાહ શરોફે મુંબઇ આવી પોતાના જરથોસ્તી મજહબ વિષેના વિચારો ફાહેશ કરવા માંડયા ત્યારથી આજે

શુમારે ત્રીસ વર્ષ થયાં તેમના મલતાવિષેકો ફ્રવદેગાંનના દિવસો ઉપર કરવી જોઇતી બરવખતની ક્રિયાઓ બહારની ફ્રસલને પહેલે દિવસે દીની નવાં વર્ષનો પહેલો દિવસ ગણી કરતા કરાવતા આવ્યા છે, અને તે સાહેબોએ વાસિવરા ખાતે એક ધર્મનું મંદીર બરપા કરવાનું કામ કેટલાંક વર્ષો થયાં આરંભ્યું છે તે આપની જાણમાં છે. જયારે પણ તે ધાર્મિક મંદીરની એમારત સમ્પુર્ણ થઇ રહેશે ત્યારે મરહુમ શેઠ બેહરામશાહ શરોફના મલતા વિષેકો તેવણ સાહેબનાં મનને અનુસરીને ફ્રસલી સાલની ગણત્રિ મુજબની સઘળી ક્રિયાઓ બરવખતે ખરા દીની રોજ માહ ભણી કરતા શરૂ થશે, અને પારસી કોમનો મોટો ભાગ સઘળી ક્રિયાઓ બરવખતે કરતો થશે.

મરહુમ અશો નર ખુરશેદજી કામાએ ૧૮૭૧ માં આરંભેલાં કામનો આ એક નજીવો નતીજો છે. ખુદા પાક 'રાદી સોસાયટી' નાં બરવખતે ક્રિયા કરવા કરાવવાનાં કામમાં મદદગાર થાય, અને 'રાદી સોસાયટી' ના દીનદાર જરથોસ્તીઓ 'ફ્રસલી સાલ મંડળ'માં ભાગ લેનાર દીનદાર જરથોસ્તીઓની સાથે મળી, જરથોસ્તી કોમને એકત્ર બનાવી, જરથોસ્તી દીનદારોને ખરો રાહ બતાવી, તેઓનાં યકીન દીન અને મજહબ ઉપર વધારે સાબેત અને મુસ્તકીમ બનાવે, અને જરથોસ્તી કોમ અને જરથોસ્તી દીન જાવેદાન સુધી અમર રહે એવી મારી પવિત્ર દોઆ છે.

યજદગર્દી સને ૨૦ નાં વર્ષમાં છેલ્લા સાસાની શેહેનશાહ યજદગર્દનું રાજય ગયું. જરથોસ્તી રાજયકર્તાઓની જગ્યાએ ઇસ્લામી રાજયકર્તાઓનો દોર શરૂ થયો. જરથોસ્તી દીન પાળનારાઓમાંનો એક ભાગ પોતાના ઉંચ તોખમના આથ્રવન ધર્મગુરૂઓ સાથે પોતાનું પ્યારૂં ઇરાનવતન તજી પોતાની દીનને જાળવી રાખવા હિંદુસ્થાન ચાલી આવ્યા. એ આથ્રવન ધર્મગુરૂઓ છેલ્લા સાસાની શેહેનશાહ યજદગર્દના ભાઇ શાપુર શહરિયારની નસલના હતા એવી જરથોસ્તી ધર્મગુરૂઓની બરહક દંતકથાની માન્યતા છે. દુન્યાના સઘળા દેશો અને સઘળી પ્રજાઓની તવારીખ પુરાણી દંતકથાઓ ઉપર રચાઇ છે. આપણી જરથોસ્તી દંતકથાઓ ખોટી છે એવું સાબેત કીધા વિના તેઓને તજી દેવી જોઇએ નહિ. શાહી તોખમના હિંદુસ્થાન આવેલા આ જરથોસ્તી મગુપત અને આથ્રવનો પોતાની દીન ઉપર ચુસ્ત એતેકાદ ધરાવતા હતા. મગુ તોખુમના છેલ્લા શેહેનશાહ યજદગર્દ બાજ ધરવા વગર પાણી પીવું પણ હરામ સહમજતા હોવાને લીધે, તેમણે એક 'આસ્યાબાન' યાને ઘંટી ચલાવનાર પાસે બાજ ધરવા માટે 'બરસમ' ની તલબ કીધી; તેને

પરિણામે તે 'આસ્યાબાન' ની દગલબાજીથી એક ખુનીને હાથે મોતને શરણ થયલા હોવાની વાત તવારીખના સફા ઉપર આજે મોજુદ છે. જરથોશ્તી દીની રાહરસમ પાળનારા એવા એક દીનદાર શેહેનશાહના વંશજો મોબેદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયારે હિંદુસ્થાનમાં પોતાની સાથના બેહદીનો સાથે દીની રાહરસમોનું મંડાણ કીધું. શાલિવાહન શક સને ૭૭૨ યાને ઇસ્વી સને ૮૫૦ મુતાબેક યજદગર્દી સને ૨૧૯ માં સંજાણ આવી ઉતરવા પછી પવિત્ર 'ઇરાનશાહ' નો કેબ્લો તૈયાર કરવાનું કામ શરૂ થયું.

એ 'ઇરાનશાહ' આતશ બેહરામનું મંડાણ કેમ થયું? મોબદ નેર્યોસંઘ ઇરાનથી 'આલાત' લાવ્યા હતા? 'આલાત' તે શું? મોબદ નેર્યોસંઘ અને એરવદ હોરમજદિયાર રામિયાર ઇરાનથી જમીન માર્ગે આવ્યા હતા કે દરિયાઇ મુસાફરી કરી આવ્યા હતા? એ આથ્રવાન નયાગાનોનાં ઇરાનમાં લીધેલાં 'બરેષ્નુમ' સાબેત રહ્યાં કે એ અશો નરોએ હિંદુસ્થાનમાં નવાં 'બરેષ્નુમ' લીધાં? જો ઇરાનથી 'આલાત' લાવ્યા હતા તો તે ઇરાનનાં આલાતોને દીની રાહરસમ મુજબ ઉપયોગમાં લેવા આગમચ કેમ મોરત્તબ કીધાં? એ સવાલો ઉપરાંત બીજા ઘણા નાના સવાલોનો ઉકેલ કરવો જરૂરી છે.

મોબદ નેર્યોસંઘ ધવળ પોતાની સાથે અનેક જરથોશ્તી દીની હસ્ત-લેખો લાવ્યા હતા એ બેશક છે. અવસ્તા પહલવી વંદીદાદ, યસ્ન, વીસ્પેરદ, યશ્તો, ખુર્દેહ અવસ્તા, પહલવી 'શિકંદ ગોમાની વિજાર,' 'દાના ઉ મીનોય-ઇ ખેરદ,' 'અર્દા વીરાફ,' અને બીજાં કીમતી પુસ્તકો મોબદ નેર્યોસંઘ સાથે હતાં એ બેશક છે; કારણ કે મોબદ નેર્યોસંઘ ધવળે યસ્ન, ખુર્દેહ અવસ્તા, 'શિકંદ ગોમાની વિજાર,' 'દાના ઉ મીનોય-ઇ ખેરદ,' અને બીજાં દીની લખાણોનો કીધેલો સંસ્કૃત તરજુમો આપણી પાસે મોજુદ છે. ઇરાનથી આવેલા આ ઇરાની મોબદ અને તેમના હમકાર અવસ્તા પહલવી સાહિત્યના અર્થોથી, ધર્મ ક્રિયાઓ અને ધર્મક્રિયાઓ કરવા માટેની જરૂરી રાહ રસમોથી સમ્પૂર્ણ રીતે વાકેફગાર હતા એ બેશક ખરૂં છે. કોઇપણ સાચો જરથોસ્તી કદી પણ એઓનાં જ્ઞાન, દીનદારી અને યકીન સામે એક પણ વાંકો સખુન ઓચરી શકે નહિ.

શું મોબદ નેર્યોસંઘ ધવળ 'આલાત' ઇરાનથી લાવ્યા હતા? 'ઇરાનશાહ' આતશ બેહરામનો આતશ ઇરાનથી લાવવામાં આવ્યો હતો? આલાત તે શું?

સાસાની શેહેનશાહત આગમચના અશ્કાની જરથોશ્તી શેહેનશાહો દરિયા માર્ગે મુસાફરી કરવાનાં કામને જરથોશ્તી દીનનાં ફરમાનની વિરૂધ્ધનું ગણતા હતા. આજસુધી જરથોસ્તીઓએ જાળવી રાખેલી રાહરસમો મુજબ, આથ્રવનો જો દરિયા માર્ગે મુસાફરી કરે તો તેઓનું 'બરેષ્નુમ' સાબેત રહે નહિ. જો મોબેદ નેર્યોસંઘ ધવળ ઇરાનથી પોતાની સાથે 'આલાત' લાવ્યા હોય તો તેઓ દરિયા માર્ગે આવ્યા હોય નહિ. 'કીસ્સે-ઇ જરતુશ્તીયાન' મુજબ હિંદુસ્થાનમાં પહેલાં 'આલાત' ખોરાસાનથી મંગાવ્યો હતો. 'બરેશ્નુમ' માં ખલલ થવા બાદ દરિયામાર્ગે આવી મોબદ નેર્યોસંઘ 'ઇરાનશાહ' આતશ બેહરામના પવિત્ર આતશને દિવસમાં પાંચે ગેહો 'બોય' દઇ શકયા હોય નહિ. હું જાણું છું કે હાલમાં 'આલાત' એક ગામથી બીજે ગામ નદી ઓળંગી પારસી નાવ ખોદાનીં નાવમાં લઇ જવામાં આવે છે. હું જાણું છું કે 'બરેષ્નુમ' વાળા પરહેજગાર યોજદાથ્રેગરો એક ગામથી બીજે ગામ, જુદદીનોએ હંકારેલી નાવમાં, નદી ઓળંગી જઇ, યોજદાથ્રેગરીની પાવમહલની ક્રિયાઓ કરે છે. હું જાણું છું કે 'બરેષ્નુમ' વાળા પરહેજગાર યોજદાથ્રેગરો રેલવે ત્રેનમાં કે 'એરોપ્લેન'માં બેસી 'આલાત' લઇ જાય છે. હું જાણું છું કે 'બરેષ્નુમ'વાળા પરહેજગાર યોજદાથ્રેગરો ત્રામ ગાડીમાં કે રેલવે ત્રેનમાં જુદદીનો સાથે એકજ બેઠક ઉપર બેસવા છતાં યોજદાથ્રેગરીની સઘળી ક્રિયાઓ કરે છે, અને દસ્તુર સાહેબો તેવા ધર્મગુરૂઓનાં 'બરેષ્નુમ' સાબેત ગણે છે; પણ પારસી કોમની મુસ્તકીમ માન્યતા છે કે અગિયાર સદી આગમચના આપણા દીની સરદારોએ એવાં 'બરેષ્નુમ' કદી પણ સ્વિકાર્યાં હતાં નહિ; તો એમ માનવું દરોબસ્ત નથી કે મોબદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયારે હિંદુસ્થાનની સરજમીન ઉપર પોતાનાં પવિત્ર કદમ મેલ્યા બાદ, ફરી 'બરેષ્નુમ' લેવા વગર કાંઇપણ યોજદાથ્રેગરીની પવિત્ર પાવમહલની ક્રિયાઓ આરંભી હોય. શું મોબદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયાર સાથે કોઇ બીજા બે યોજદાથ્રેગર આથ્રવનો હતા કે જેઓએ આ પહેલા બે આગેવાનોને 'બરેષ્નુમ' આપ્યાં? જો તેઓ મોબેદ નેર્યોસંઘ અને એરવદ હોરમજદિયારની સાથે દરિયો ઓળંગી આવ્યા હોય તો તેઓનાં 'બરેષ્નુમ' સાબેત હતાં? જમીન ઉપર પગ મેળતાંને વાર તેઓ 'બરેષ્નુમ'ની ક્રિયા કરી શકયા? નહિ, કદી પણ એમ બની શકયું હોય નહિ. શું હિંદુસ્થાનમાંના અસલ વતનીઓમાં જરથોશ્તી ધર્મગુરૂઓ યોજદાથ્રેગરીનું કામ કરનારા સાબેત 'બરેષ્નુમ' ના હતા કે જેઓએ

મોબદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયારને 'બરેષ્નુમ' આપ્યાં હોય? તવારીખી શાહદત નથી. બનવાજોગ છે કે ખોરાસાની યોજદાથ્રેગર આથ્રવનો પોતાનાં 'આલાત' લાવી 'બરેષ્નુમ' આપી પાછા ફર્યા હોય. શું 'ચાર તોખ્મા અચાર ખોરસંદ'નો જરથોશ્તી કાનુન ધ્યાન ધરી મોબેદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયાર 'બરેષ્નુમ' લીધા વગર પોતાનાં ધાર્મિક ક્રિયા કર્મો શરૂ કરવા મંડી ગયા હતા? કદી બને નહિ. જરથોસ્તી ધર્મગુરૂઓના જે અશો પરહેજગાર નયાગાનો પોતાની પવિત્ર દીનની જાળવણીને ખાતર ઇરાન તજી હિંદુસ્થાન આવ્યા તેઓ કદી પણ પોતાનું દીની મકાન આરંભવાનું કાર્ય ફજુલીથી શરૂ કરે નહિ. જે કાંઇ પણ તેઓએ કીધું હોય તે તેઓએ દીન ફરમાનોને અનુસરીનેજ કીધેલું હોવું જોઇએ. જંગલમાં કે ગામમાં કે દેશમાં જ્યાં યોજદથ્રેગર 'બરષ્નુમ' આપનાર ધર્મગુરૂઓ હોય નહિ, ત્યાં તનની પવિત્રાઇ અને પાકીજગી ઇચ્છનાર એક જરથોસ્તી પોતે એકલો પોતાનાં શરીરને કોઇ-પણ બીજાની મદદ વગર 'ગોમેજ' અને 'આવ'થી સ્નાન લઇ પવિત્ર કરી શકે, અને દુનિયાની સઘળી પવિત્ર જાનદાર અને બેજાન પેદાયેશ સાથે ભેળાઇ શકે એવું જરથોશ્તી દીનનું ફરમાન છે. વંદીદાદની આઠમી પરગરદનું આ ફરમાન બજા લાવી મોબેદ નેર્યોસંઘ અને એરવદ હોરમજ-દિયાર રામિયારે પોતાનાં તન પોતે પાક કરી, 'બરેષ્નુમ' લેવાની તૈયારી-ઓ કીધી હોય એ બનવા જોગ છે.

'બરેષ્નુમ' કેમ લીધાં? 'બરેષ્નુમ' માટે જે જોઇતાં 'આલાત'; 'ગોમેજ', 'આવ' અને 'ભસ્મ' કેમ મોરત્તબ કીધાં? 'વરસિયા'ને મોરત્તબ કીધા વગર 'વરેસ' કેમ મેળવ્યો?

'આલાત' શબ્દ અરબી ભાષાનો 'આલત'નો બહુવચન છે. 'આલત' એટલે પહલવી 'અવજાર'=ઓજાર, હથિયાર; એક જરથોશ્તીની દીની ક્રિયાકર્મ કરવાની તૈયારી માટે જે 'આલાત' યાને સાધનો જોઇએ તેમાં ૧) ઇંજેલો 'ગોમેજ" ૨) 'આવ' યાને પવિત્ર ઇંજેલું પાણી ૩) 'ભષ્મ' યાને 'આતશ-બહેરામ'ની પવિત્ર રાખ, અને ૪) 'વરેસ' યાને પવિત્ર 'વરસિયા' યાને ગોધાનો વાળ, એ ચાર 'અવજાર' અવશ્ય છે. 'કિસ્સે-ઇ-જરથુશ્ત્રીયાન'માં સચવાયલી આપણી દંતકથા મુજબ સઘળાં 'આલાત' ખોરાસાનથી લાવવામાં આવ્યાં હતાં. 'વરેસ'ને માટે મ્હોડેની દંતકથા જે ઉતરી આવી છે તે મુજબ શાહ વિસ્તાસ્પના ઘોડાનો વાળ કદીમ 'આલાત' તરીકે જરથોશ્તીઓ ઇરાનથી લાવ્યા હતા!!! શાહ વિસ્તાસ્પ અને શેહેનશાહ યજદગર્દ વચ્ચે કેટલા હજાર વર્ષો વીટી જવા છતાં

શાહ વિશ્તારપના ઘોડાનો 'વરેસ' જાળવી રાખવામાં આવ્યો!!! શાહ વિશ્તારપના ઘોડાનાં મરણ બાદ તે 'વરેસ' વપરાસમાં લઇ શકાયો!!!

હાલના જરથોસ્તીઓને આ 'આલાત' ઘણો વિચિત્ર દીસે છે, અને 'આલાત'નું કાંઇ લખાણ છે કે? 'આલાત'ની ખુબીઓ શું? એ સવાલો હરદમ પુછવામાં આવે છે. 'નસા'થી 'રીમન' થયલા જરથોસ્તીને પવિત્ર કરવા માટે જે સ્નાન આપવું જોઇએ તેને 'બરેષ્નુમ-ઇ નોહ શબ' યાને "નવરાત્રીનું 'બરેષ્નુમ" કહે છે. એ 'નસા'થી રીમન થયલા જરથોસ્તીને 'બરેષ્નુમ ગાહ'માં લઇ જઇ તેનાં તનને છ વેળા ઇંજેલો 'ગોમેજ' લગાડી, તેનું તન સુકું થાય અને તન ઉપર 'ગોમેજ'નો કાંઇ પણ અંશ રહે નહિ તેટલા માટે તેનાં તનની ઉપર ખાક ઘસડી સુકું કરવામાં આવે છે; તન સુકું થવા બાદ તેનાં તનને પવિત્ર 'આવ' યાને પાણીથી સ્વચ્છ કરવામાં આવે છે; એ પછી સ્વચ્છ કપડાં પહેરાવી તે નસાથી રીમન થયલા જરથોસ્તીને નવરાત્રી સુધી અલાહેદો, પવિત્ર આતશ, પાણી, ઝાડપાન, જાનવરો અને માનસોથી દુર રાખવામાં આવે છે. એ નવરાત્રીની મુદતમાં તે નસાથી રીમન થયલા જરથોસ્તીને દર ત્રણ રાત્રી પછી એકવાર, યાને નવરાત્રીમાં ત્રણવાર, પાણીથી સ્નાન આપવામાં આવે છે. આ 'બરેષ્નુમ'નું વર્ણન વંદીદાદની પરગરદ ૮મી માં મળે છે, અવસ્તા વંદીદાદમાં જયારે જરથોસ્તી મજહબના સ્વચ્છતાના કાનુન રચાયા ત્યારથી આ 'બરેષ્નુમ'નું સ્નાન જરથોસ્તી દીન મજહબમાં દાખલ થયલું હોવાથી એ સ્નાન ઘણા પુરાતન જમાનાનું છે. નસાથી રીમન થયલા જરથોસ્તીને આપવાનું આ સ્નાન યોજદાથ્રેગરી અને પાવમહેલની ક્રિયા કરનારા આથ્રવનોને આપવાનો રેવાજ ઘણો પુરાણો તેમજ અકલ અનુસાર છે. એ રેવાજ વિષે હાલમાં બચી રહેલાં અવસ્તા પહલવી ધર્મપુસ્તકોમાં કાંઇ પણ ઇશારો નથી. હિંદુસ્થાનમાં આથ્રવની પેશો કરનારા ધર્મગુરૂઓનાં ફરજંદો નાવર થવાની 'ફેહરેસ્તો' જે આજ સુધી જળવાઇ રહી છે તે ઉપરથી સાબેત છે કે શુમારે છેલ્લી ત્રણ સદીઓમાં થયલા નાવર બે 'બરેષ્નુમ' લીધા વિના આથ્રવની પેસો કરવાની લયાકત અને પદ્દી મેળવી શકયા હતા નહિ. એક કોમનો ધર્મગુરૂ તન, મન અને રવાન સ્વચ્છ કીધા વગર ધર્મગુરૂ પદ મેળવે એ ઇચ્છવા જોગ નથી; અને અશોઇની જાળવણીને ખાતર પોતાનું સર્વસ્વ તજી ઇરાનથી આવેલા આપણા નેક નયાગાનોએ આથ્રવનોનાં તન, મન અને રવાનની પાકીજગી માટે 'બરેષ્નુમ'નાં સ્નાન વગર કોઇ પણ ધર્મગુરૂ આથ્રવની પેશો નહિ કરી શકે એવો નિયમ રાખ્યો હશે અને એ નિયમ ખુદ

ઇરાનમાં આપણું રાજ્ય જવા આગમચ હશે તેને હિંદુસ્થાનમાં ચાલુ રાખવામાં આવ્યો હોય. આ જરથોશ્તી દીની કાનુન એ દીન પછીની બીજી દીનોએ પોતાના રેવાજોમાં દાખેલ કીધો છે. યાહુદીઓના કાનુન મુજબ એક ધર્મગુરૂ અનેક સ્નાન લીધા વગર મંદીરમાં દાખલ થઇ શકતો નહિં, એ મંદીરમાં કે મંદીરના અતરાફમાં કાંઇ પણ અસ્વચ્છ, પલીદ, મર્દાર ચીજની હાજરી કદી પણ હોઇ શકે નહિ એજ મુજબ ખ્રીસ્તી અને ઇસ્લામી દીનોએ એ સ્વચ્છતાનો રેવાજ કબુલ રાખ્યો છે. ખ્રીસ્તીઓનાં lustration અને ઇસ્લામીઓનાં વજુ જરથોશ્તી 'બરેષ્નુમ'ની એક નાકેસ નકલ છે.

રીમનને સ્નાન આપવા માટે 'ગોમેજ' અને 'આવ' ઇંજવા વિષે અવસ્તા સાહિત્ય જે હાલ આપણા હાથમાં મોજુદ છે તેમાં કાંઇ લખાણ જડતું નથી. અવસ્તા વંદીદાદનો પહલવી તરજુમો સાસાની શેહેનશાહ શાપુર બીજાના રાજ્યઅમલ દરમ્યાન ઇસ્વી સને ૩૪૦ ની આગમચ મોબદાન મોબદ આદરબાદ મારેસ્પેંદ અને તેના શાગેરદોએ કીધો; તે બાદ શરેહ કરનારા દસ્તુરો અને એરવદોએ પોતા તરફથી જે શરેહો કીધી તે શરેહોમાં ગોમેજ અને 'આવ', ઇંજવા વિષેના ઇશારા છે. 'વજર કર્ત-દીની' નામનું પુરાણું પહલવી પુસ્તક એ બાબેનું લખાણ ધરાવે છે, જે પુસ્તક સને ૧૮૫૨ ઇસ્વીમાં મરહુમ દસ્તુર ડાૅ૦ પેસતનજી બેહરામજી સંજાણાએ પ્રગટ કીધું હતું. યજદગર્દી સને ૨૫૦ માં પાર્સ અને કેર્માનના ૨૬, બેહદીનોના પેશ્વા મનુશ્ચીહર ગોશ્નજમે લખેલાં ત્રણ પત્રોમાંનાં એકમાં 'ગોમેજ' અને 'આવ' ઇજવા માટેનું લખાણ મળે છે. એ પત્રો યજદગર્દી સને ૨૫૦ (=ઇસ્વી સને ૮૮૧)માં, જ્યારે નર્યોસંઘ ધવળે હિંદુસ્થાનમાં 'ઇરાનશાહ' આતશબહેરામ તખ્તનશીન કીધાં તેની પછી શુમારે વીસ વર્ષ વીટવા બાદ લખાયાં હતાં. આનો ભાવાર્થ આ છે કે 'બરેષ્નુમ'નાં સ્નાન માટે જોઇતાં 'આલાત'માંનાં બે 'ગોમેજ' અને 'આવ' ઘણા જુના જમાનાથી ઇંજયા બગર વપરાતાં નહિ, અને તે ઇંજવાની ક્રિયા જે હાલમાં છે તેજ હતી, યાને એક વંદીદાદ કરી એ 'આલાતો'ને ઇંજી, 'અહુનવર' ભણી એ 'આલાતો'માં 'સંગરેજા' નાખી એ બન્ને 'ગોમેજ' અને 'આવ'ને સ્વચ્છ કરી પછી ઉપયોગમાં લેવામાં આવતાં. હાલની સુધરેલી પ્રજાઓની filter કરવાની રૂઢી જેવી, સંગરેજા'થી 'ગોમેજ' અને 'આવ'માં હસ્તી ધરાવતી અસ્વચ્છતાને દુર કરવાની આ રૂઢી હતી. આ રૂઢી નર્યોસંઘ ધવળે કે મનુશ્ચીહર ગોશ્નજમે પોતા તરફથી નવી યોજેલી નહિ, પણ આદરબાદ મારસ્પેંદના જમાના આગમચની

ઘણી પુરાની છે. જરથોસ્તી પ્રજાએ પોતાની અસલીયાત કેવી ચીવટાઇથી જાળવી રાખી છે તેનો આ નાદર નમુનો છે.

'ભસ્મ' યાને પવિત્ર ઇંજેલા આતશની રાખનો ઉપયોગ કરવાની રૂઢી પણ વંદીદાદના જમાનાની અતિશય પુરાણી છે. સંસ્કૃત ભસ્મન શબ્દ ઉપરથી જરથોસ્તીઓએ 'ભસ્મ' શબ્દ લીધો. જ્યારે મોબેદ નેર્યો-સંઘ અને તેઓની સાથે આવેલા જરથોસ્તીઓએ હિંદુસ્થાનનો આસરો લીધો ત્યારે હિંદુસ્થાનમાં સંસ્કૃત ભાષા બોલાતી હતી; ગુજરાતી ભાષા હસ્તીમાં આવી હતી નહિ. 'ભસ્મ'ના ઉપયોગનાં બે દાખલા આપણને અવસ્તા વંદીદાદમાં મળે છે. જ્યારે ગુજરેલાંની લાશને ઘરમાં વધુવાર રાખવાની જરૂર હોય ત્યારે તે લાશને જ્યાં અલાહેદી જગ્યાએ મેળવામાં આવે ત્યાં પહેલે આતશમાંથી નિકળેલી રાખ પાંથરી તેની ઉપર ઇંટરડી અથવા પત્થર અથવા સુકકી મટોડીનો ભુકો અને ધુલ પાંથરવાનો રેવાજ હતો; તેનું વર્ણન વંદીદાદની આઠમી પરગરદમાં મળે છે; 'ભસ્મ'નો અસલ શબ્દ અવસ્તામાં 'આરથ્ય' મળે છે. વળી વંદીદાદની પાંચમી પરગરદમાં એક સ્રીને પેટે મુવેલું બાળક અવતરે તેની શું વ્યવસ્થા કરવી તેનું વર્ણન કરતાં સવાલ પુછવામાં આવ્યો છે કે તે સ્રી પહેલે શું ખોરાક ખાય, તેના જવાબમાં જણાવ્યું છે કે સ્રીનાં અંદરના ભાગમાં જ્યાં મુવેલું બાળક હતું ત્યાં ત્રણ, છ કે નવ ટીપાં 'ગોમેજ' અને 'આથ્ય' (=પહલવી 'આત્રોરસ્તર') યાને 'ભસ્મ' સાથે મેળવી છાંટવો. આ અવસ્તાનું ફરમાન સમજાવતાં પહલવી ટીકાકાર એવો અર્થ ઉઠાવે છે કે આ ખોરાક પહેલે મુવેલાં બાળકને જન્મ આપનાર સ્રીએ પીવો!!! અને 'આતશ બેહરામ'ની 'ભસ્મ' અને ગોધાનો 'ગોમેજ' વાજબી જણાવ્યાં છે. ગાયનો 'ગોમેજ' વાજબી ધારયો નથી. આ ઉપરથી એવું દીસે છે કે ઇંજેલો 'ગોમેજ' છેક અવસ્તા વંદીદાદના જમાનાથી વપરાતો હતો; અને પહલવી વંદીદાદના જમાનામાં 'ગોમેજ' અને 'ભસ્મ'ને સાથે મેળવી મુવેલાં બાળકને જન્મ આપનાર સ્રીએ પીવાના મત આપવામાં આવ્યો. આતશ બેહરામની 'ભસ્મ'નો, 'ગોમેજ' સાથે કરવામાં આવતો ઉપયોગ ઘણો જુનો છે; જ્યારથી પહલવી વંદીદાદની ટીકાઓ લખાઇ ત્યારથી આ વીચારની હાજરી હતી એવું ખુલ્લું દીસે છે. પણ 'બરેશ્નુમ' લેનારને આ 'ગોમેજ' અને 'ભસ્મ' પીવા માટે આપવાનું ફરમાન અવસ્તા કે પહલવી ધર્મપુસ્તકોમાં કેથે મળતું નથી.

જે મુજબ 'ગોમેજ', 'આવ' અને 'ભસ્મ' જરથોસ્તી ધર્મગુરૂનાં અવશ્ય 'આલાતો' છે તેજ મુજબ જરથોસ્તીઓની 'પાવમહેલ'ની મોટી

ક્રિયાઓમાં 'વરેસ' યાને ગોધાનો વાળ અવશ્ય છે, અને એ 'વરેસ'નો ઉપયોગ જરથોસ્તી ધર્મપુસ્તકોમાંથી મળે છે. અવસ્તા 'વીસ્પેરદ'માં 'વરેસ-હઓમો-અઇહરેજાન' યાને "હોમનો રસ ગાળવા માટે બનાવેલી વાળની ચારણી" વિષે ઇશારો છે. યાને હાલના જમાનાના જરથોસ્તી ધર્મગુરૂઓ યશ્ન કરતી વેળાએ જે 'વરેસ'નો ઉપયોગ કરે છે તે ઘણાજ જુના જમાનાનો છે. ક્રિયાના ઉપયોગમાં લેવા આગમચ 'વરેસ'ને 'પાવ' કરવાની ક્રિયાનું વર્ણન નીરંગસ્તાનમાંથી મળે છે. એ 'વરેસ'ને માટે જે જાનવરને મેળવવું જોઇએ તે જાનવર જેને હિંદુસ્થાનના જરથોસ્તીઓ 'વરસ્યો' કહે છે તેને વિષે છુટાછવાયા ઇશારા પહલવી સાહિત્યમાં મળે છે.

ઉપર આપેલું ઘણું ટુંકું 'આલાત'નું વર્ણન ધ્યાન આપવા જોગ છે. જરથોસ્તી ધર્મગુરૂઓ જયારથી ધર્મના કાનુનો વંદીદાદ અને બીજાં પુસ્તકોમાં રચાયા ત્યારથી તે આજ સુધી તેઓને ઘણે ચીવટપણે વળગી રહયા છે. જો તેઓએ પોતાનું અસલિયાતપણું જાળવી રાખ્યું હતે નહિ તો આજે અનેક હાદેસાઓમાંથી પસાર થવા છતાં જે રીતે જરથોસ્તી દીન, જરથોસ્તી રાહરસમ, જરથોસ્તી ક્રિયાકર્મ, જરથોસ્તી નીતિ, જરથોસ્તી રૂઢીઓ જે કાંઇ પણ આજે સચવાઇ રહયાં છે તેમાંનું કાંઇ પણ રહેતે નહિ, અને જરથોસ્તી કોમનાં નામનિશાન આજે રહયાં હતે નહિ. અસલી વિચારના કે નવા વિચારના સઘળા જરથોસ્તીઓની ફરજ છે કે એકત્ર રહી, પોતાની કોમનાં દીન ઇમાનની જાળવણી કરી, ભવિષ્યકાળમાં એક સારો વખત આવી, અશો જરથુસ્ત્રનાં શિક્ષણ અને સિદ્ધાંતો પાછાં જગતમાં ઉગરી આવે ત્યાં સુધી કોમને સાચવી રાખવી.

ઉપર 'આલાત'નું એક ટુકું વર્ણન આપ્યું છે. મોબેદ નેર્યોસંઘ અને એરવદ હોરમજદિયારે 'બરેષ્નુમ' કેમ લીધાં, 'આલાત' કેમ મોરત્તબ કીધાં તેની તવારીખી કે દંતકથાની શાહદત કાંઇ પણ જળવાઇ નથી. ધર્મના ફરમાનોની દલીલ અનુસાર એટલુંજ કહી શકાય કે જયાં 'બરેષ્નુમ' આપી શકે તેવા બે યોજદાથ્રેગર ધર્મગુરૂઓ નહિ મળી શકે ત્યાં એક યોજદાથ્રેગર એક કુતરાની સાથે હમપયવંદ થઇ 'બરેષ્નુમ' લેવા ઇચ્છનારને 'બરેષ્નુમ' આપી શકે અને તે 'બરેષ્નુમ' સાબેત ગણાય. મોબેદ નેર્યોસંઘધવળની આગમચ થઇ ગયલા ઇરાનના દસ્તુરો અને રદો આ ફરમાન પહલવી વંદીદાદમાં આપી ગયા છે. મોબેદ નેર્યોસંઘ ધવળના સમકાળી, પાર્સ અને કેર્માનના રદ, એર્પત મનુશ્ચીહર ગોશ્નજમે યજદ-ગર્દી સને ૨૫૦ માં આ ફરમાન પોતાના ભાઇ જાતસ્પરમને આપ્યું હતું.

રાજ ગયું, તાજ ગયું, અશો ધર્મગુરૂઓને નિભાવનાર ગયો; ઇરાન છોડી હિંદુસ્થાનનો આશરો લીધો. જે ક્રિયાઓ સાત ધર્મગુરૂઓએ સાથે મળી કરવાની તે માત્ર બે ધર્મગુરૂઓ કરવા લાગ્યા; તેનો ભેદ ખુલ્લો આ છે કે હિંદુસ્તાનમાં માત્ર મુળ બે ધર્મગુરૂઓએ દીનનું મંડાણ કીધું; જો બીજા કોઇ ધર્મગુરૂઓ ખોરાસાનથી હિંદુસ્થાનના ધર્મગુરૂઓની વાહરે, 'કિસ્સે-ઇ જરથુસ્તીયાન'માં આપેલી દંતકથા મુજબ, આલાત લઇને આવ્યા હોય તો તેઓ પોતાને મુકામે પોતાનું કાર્ય કરવા પાછા ફર્યા હોય. આ દેલ ફાડી નાખનારી વાતથી જરથોસ્તીઓએ ચાનક લઇ પોતાના અશો ધર્મગુરૂ નયાગાનોની નેક યાદ ડગલે અને પગલે કરી, તેઓનો દાખલો લઇ, પોતાનું જરથોસ્તીપણું, પોતાનું જરથોસ્તી ખમીર, પોતાની જરથોસ્તી દીન જાવેદાન સુધી નિભાવવી જોઇએ.

હિંદુસ્તાનમાં જયારે એક પણ 'બરેષ્નુમ' આપનાર હતો નહિ, એક પણ 'આતશ-ઇ-બહેરામ', આતશ-ઇ-અદરાન' કે 'આતશ-ઇ દાદગાહ' હતાં નહિ, ત્યારે 'બરેષ્નુમ' માટે 'આતશ-ઇ-બહેરામ'ની ભસ્મ મેળવવાનું અશકય હતું એ સૌ કોઇ કબુલ કરશે. એ સબબથી મોબદ નેર્યોસંઘ અને એરવદ હોરમજદિયાર રામિયારે 'ભસ્મ' મેળવવા શું તદબીર યોજી હશે એ તવારીખી શહાદત વગર બોલવું બેજા છે. પણ એટલું અનુમાન કરી શકાય કે દીની નીરંગથી સંપુર્ણ રીતે વાકેફગાર આ બે શાહ આથ્રવનોએ પોતે પોતાને હાથે પોતાનાં તન પાક કરી, વરસિયો મેળવી તેને મોરત્તબ કરી; 'વરેસ' અને 'વરેસદાન' બરજા કરી, 'ગોમેજ' અને 'આવ' ઉપર 'વંદીદાદ' કરી, વંદીદાદના 'આતશગાહ' ઉપરથી 'ભસ્મ' મેળવી પોતે એકેકને 'બરેષ્નુમ' આપ્યાં હોય, અથવા ખોરાસાની યોજદાથ્રેગર ધર્મગુરૂઓએ પોતાનાં 'આલાત' લાવી 'બરેષ્નુમ' આપ્યાં હોય. કોઇ પણ જરથોસ્તીને લાજેમ નથી કે આ અનોશેહરવાન ધર્મગુરૂઓના વડાઓએ જે કાંઇ પણ કીધું હોય તેની ઉપર ગુમાન લઇ જઇ તેઓનાં કામની ખામી શોધે, જો કે અલબત્તે હરએક વિચારવંત જરથોસ્તીને હક છે કે આ સવાલની ચારવણીને માટે પોતાના વિચારો જાહેરમાં મેળે.

મોબેદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયાર 'દસ્તુરી' કોણની પઢયા? કાનુન પ્રમાણે ચાલનારી જરથોસ્તી કોમના અનુયાયીઓએ પોતાની દીનને કાજે પોતાનાં વ્હાલાં વતનનો ત્યાગ કીધો, પરદેશગમન કીધું, પણ પોતાની બુલંદ પવિત્ર માજદયસ્ની દીનનાં ફરમાનોનું ઉલંઘન કદી પણ કીધું નહિ હોય. તેઓએ પોતાની દીનનું કોઇ એક પણ નાનું

નજીવું દીસતું ફરમાન તરછોડયું હતે તો આજે અગિયાર સદીઓ સુધી તેઓના ઉપાસકો જે ચીવટાઇથી પોતાનાં ક્રિયાકાંડનાં દ્રષ્ટાંટોને વળગી રહયા છે તેવું કદી બનતે નહિ. તવારીખની જીભ ખામોશ છે. તવારીખના સફા ઉપર એ વિષેની નોંધ રહી નથી. પણ જેમ અશો જરથુસ્ત્રએ દાદાર અહુરમજદની 'દસ્તુરી' ભણી પોતાનાં ક્રિયાકર્મ કીધાં, જેમ સાસાની શેહેનશાહતના હિંગામમાં સાસાની શેહેનશાહોની 'દસ્તુરી' ભણાતી હતી તેમ આ બે જરથોસ્તી દીનનાં ક્રિયાકર્મનું હિંદુસ્તાનમાં મંડાણ કરનારા વીરાઓ શેહેનશાહ યજદગર્દની 'દસ્તુરી' પઢયા હશે, જો કે તે વેળાએ શેહેનશાહ યજદગર્દ ગુજર પામવા બાદ બે સદીથી વધારે વર્ષો પસાર થયાં હતાં. જરથોસ્તી દીની કાનુન મુજબ દસ્તુર મોબેદ, આથ્રવન કે બેહદીન કદી પણ 'દસ્તુરી' પઢયા વગર કોઇ પણ ક્રિયાકર્મ કરી શકેજ નહિ.

'પાવ મહલ'ની ક્રિયાઓ 'બરેશ્નુમ' વગરનો કોઇ પણ જરથોસ્તી ધર્મગુરૂ કરી શકે નહિ 'પાવ મહલ' તે શું? 'પાવ મહલ'ની ક્રિયાઓ કઇ? જરથોસ્તી ધર્મગુરૂઓ ક્રિયાકર્મને લગતા જે શબ્દો વાપરે છે તે સઘળા મોટે ભાગે અવસ્તા પહલવી ભાષાઓ ઉપરથી નિકળ્યા છે, કોઇક શબ્દો સંસ્કૃત ભાષાના, અને કોઇક જરથોસ્તીઓનું રાજ્ય જવા પછી જે પહલવી ભાષા ઉપરથી ફારસી ભાષા ઉત્પન્ન થઇ જેમાં અરબી શબ્દોનો પણ ભેળ થયો હતો તે મિશ્રણ થયલી ફારસી ભાષાના છે. અવસ્તા 'પઇત્યાપ=પહલવી 'પાત્યાવ' ઉપરથી 'પાવ' શબ્દની ઉત્પત્તિ થઇ. 'પઇત્યાપ'="પાત્યાવ'='પાવ' એટલે "પવિત્ર પાણીથી સ્વચ્છ કરેલું" જે જગ્યાએ ક્રિયા કરવામાં આવે, ક્રિયા કરવાને માટેની સામગ્રી માટે જે જે ચીજોનો ઉપયોગ કરવાનો હોય તે સઘળાંને પવિત્ર પાણીથી સ્વચ્છ કરવું તે 'પાવ કરવું' કહેવાય. 'પાત્યાવ' ઉપરથી ભાવવાચક નામ 'પાત્યાવીહ' ઉપજયું. જે જગ્યા ક્રિયા માટે પવિત્ર પાણીથી સ્વચ્છ કરી તૈયાર કીધેલી તે 'પાત્યાવીહ'='પાવી.' સાધારણ રીતે પાત્યાવીહ='પાવી'ને ઘેરી લઇ એલાહેદી રાખવામાં આવે. જો 'પાવી'માં કોઇબી અલાહેદો શખ્સ દખલગીરી કરે તો સઘળી કીધેલી ક્રિયા રદ થાય, ક્રિયાનાં સઘળાં આલાત, ઓજાર, હથિયાર 'અવાય' થાય. 'પાત્યાવ'='પાવ'થી ઉલટું 'અપાત્યાવ'= 'અવાવ.' જરથોસ્તી ક્રિયાકર્મના સખ્ત કાનુનોને લીધે, દરેક 'પાવ' કીધેલી 'ગાહ'="જગ્યા" દરેક 'પાવ' કીધેલાં ક્રિયાકર્મનાં વાસણો અને 'આલાતો' તકેદરીથી ક્રિયા કરનાર યોજદાથ્રેગર ધર્મગુરૂઓએ એક વેળા પવિત્ર કીધા પછી કોઇ પણ શખ્સે તેને હાથ લગાડવો નહિ જોઇએ. કોઇ પણ

શખ્સે તે યોજદાથ્રેગર ધર્મગુરૂઓ સાથે હમપયવંદ થવું જોઇએ નહિ; જો થાય તો ક્રિયા રદ થાય, ક્રિયા કરનારનાં 'અરેષ્નુમ'ને ખલલ પુગે. 'પાવ' શબ્દની સાથે વપરાતો 'મહલ' શબ્દ અરબી ભાષામાંથી ફારસી ભાષામાં આવો છે, અને પહલવી 'ગાસ'="જગ્યા"ને બદલે વપરાયલો છે. 'પાવ મહલ' એટલે "પવિત્ર પાણીથી સ્વચ્છ કરેલી જગ્યા" જે યોજદાથ્રેગર ધર્મગુરૂએ પોતે પવિત્ર કીધી હોય. યશ્ન, વીસ્પેરદ, વંદીદાદ વિગેરે બીજી માહભારત ક્રિયાઓ 'પાવ મહલ'ની ક્રિયા છે.

જ્યારથી મોબેદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયારે પવિત્ર 'ઇરાનશાહ'ના કેબલાને રોશન કીધો ત્યારથી સઘળું ક્રિયાકર્મ, સઘળું ભણુતર કરતી વેળાએ હિંદુસ્તાનમાં રાજદ્વારી યજદગર્દી સનેમાં વપરાતા 'હુસ્મોદી' રોજમાહ ભણાતા. એ રોજમાહ આજથી ૨૪૨૧ વર્ષો થયાં ઇસ્તીસન પુર્વે ૪૮૨ રાજ્યદ્વારી સનેનાં વર્ષમાં વપરાતા શરૂ થયા છે. એ રાજ્યદ્વારી સનેનાં વર્ષમાં ત્રીસ રોજના બાર માહ અને પાંચ ગાથા દિવસો મળી ૩૬૫ દિવસો ગણાતા. એ રાજ્યદ્વારી સનેમાં કદી પણ દિવસ કે માહ અધિક કરવામાં આવતો હતો નહિ, યાને એ સનનું વર્ષ કદી પણ ૩૬૫ ૧/૪ દિવસનું હતું નહિ. ઇરાનથી હિંદુસ્તાન આવ્યા બાદ લખાયેલા જે જે દસ્તાવેજોમાં રોજ માહ સાથે હિન્દુ તિથિ અને માસ આપ્યાં છે તે દસ્તાવેજો ઉપરથી અચુક પુરવાર થયું છે કે હિંદુસ્તાન આવ્યા બાદ જરથોસ્તીઓએ વાપરેલા રોજ માહ અને ઇરાનમાં વસનારા જરથોસ્તીઓએ વાપરેલા રોજ માહમાં કાંઇ પણ તફાવત હતો નહિ. બીજા શબ્દોમાં બોલ્યે તો યજદગર્દી સને ૩૭૫ સુધીના પોણાચાર સદીના અરસામાં હિંદુસ્તાન અને ઇરાનમાં વસતા જરથોસ્તીઓના રોજ માહ 'કદીમી' હતા; તે વખત સુધીમાં જરથોસ્તીઓના રોજ માહની ગણત્રિમાં એક માહનો ફેર પડયો હતો નહિ, જે ફેર પાછળથી હસ્તીમાં આવ્યો; અને કોઇ પણ પ્રકારનો અધિક દિવસ કે અધિક માહનો ઉમેરો કરવામાં આવ્યો હતો નહિ. એ અરસામાં ઇરાનમાં મોબદાન મોબદ આદરબાદ મારસ્પેંદની નસલથી ઉતરી આવેલા જરથોસ્તીઓના પેશ્વા ફરેહસરોશ-ઇ વહરામાનએ દીની ભણતરો અને ક્રિયાકર્મોમાં 'વહીજકી' રોજમાહ ભણવાનું ફરમાન આપ્યું, યાને કે વસંતરૂતુને પહેલે દિવસે ફરવરદીન માહ અને હોરમજદ રોજ ગણી પોતાનાં ક્રિયાકર્મોમાં ખરા દીની 'વહીજકી' રોજ માહની 'ક્ષ્નુમન' ભણવાનું શરૂ કરાવ્યું, અને જ્યાં જ્યાં ઇરાની જરથોસ્તીઓ વસતા હતા તેઓને એ દીની રોજમાહ ભણતરમાં લેવાનું ફરમાન મોકલ્યું. એ બાબેનું લખાણ મરહુમ એરવદ તેહમુરસ દીનશાહ

અંકલેસરીઆના એક પુરાણા પહલવી હસ્તલેખમાં મોજુદ છે. એ અરસામાં જરથોસ્તીઓના પેશ્વા ફ્રેહસરોશ-ઇ વહરામાનને સવાલ પુછવામાં આવ્યો હતો કે રોજ દએ-પ-મેહેર અને માહ દએને દિવસે દરૂન ઇજતી વેળાએ 'ક્ષનુમન' શું ભણવી? તેના જવાબમાં ફ્રેહસરોશ ઇ-વહરામાને 'આવાં'ની 'ક્ષનુમન' ભણવા ફરમાવ્યું હતું. એ બીના ખુલ્લું સાબેત કરે છે કે ભણતરમાં 'વહીજકી' દીની રોજની 'ક્ષનુમન' ભણવાનું ફરમાન આજથી ૯૩૫ વર્ષ આગમચ ઇરાનના દીની પેશ્વાએ સાસાનીઓનું રાજ્ય જવા પછી ૩૫૫ વર્ષે દીની તરતીબથી ખરા દીની રોજ માહ ઉપર પોતાનાં ફરમાન મુજબ ચાલનારા જરથોસ્તીઓને ખરા દીની રોજની 'ક્ષનુમન' ભણવા ફરમાવેલી એ બીના નોંધી લેવા જોગ છે. તે વેળાએ ઇરાનમાં કોઇ ધર્મગુરૂઓએ 'આલાત'ના સિલસિલાની, રોજ માહના સિલસિલાની, સત્તા અને અસત્તાની વાત કરી હતી એવી નોંધ નથી; સબબ કે ફ્રેહસરોશ-ઇ વહરામાન બેહદીનોના પેશ્વા હતા, અને કોઇની પણ મકદુર હતી નહિ કે પેશ્વાનાં ફરમાન સામે અવાજ ઉઠાવે.

આ બનાવ પછી ૭૧૯ વર્ષ વીટી ગયા બાદ હિંદુસ્તાનના જરથોસ્તીઓમાં એક ઇરાની જરથોસ્તી ઇગનથી આવ્યા. તેને પરિણામે હિંદુસ્તાનના કેટલાક જરથોસ્તીઓને ખબર પડી કે ઇરાન અને હિંદુસ્તાનના જરથોસ્તીઓના રોજમાહમાં ત્રીસ દિવસનો તફાવત છે; યાને કે ઇરાનના જરથોસ્તીઓ રાજ્યધારી 'હુસ્મોદીં' વર્ષ શરૂ કરે છે ત્યારપછી ત્રીસ દિવસે હિંદુસ્થાનના જરથોસ્તીઓ 'હુસ્મોદીં' વર્ષ શરૂ કરે છે. આ ખબર મેળવવા બાદ વીસ વર્ષ પછી સુરત શેહેરના થોડાક દસ્તુર, આથ્રવનો અને બેહદીનોએ ઇરાની રોજમાહ ભણવા શરૂ કીધા. ઇરાની રોજમાહ ભણનારાં 'કદીમી' નામે ઓળખાવા લાગ્યા, અને હિંદુસ્થાની રોજમાહ ભણનારાઓ 'શેહેનશાહી' તરીકે ઓળખાતાં. સિલસિલાનું શું થયું? બન્ને બાજુએથી દલીલો રજુ કરવામાં આવી, પણ કોઇપણ બાજુએ 'સિલસિલા' અને 'આલાત'ના સવાલ ઉભા કીધા નહિ. 'કદીમી'ઓએ લાંબા વખત પછી પોતાનાં 'આલાત' બરપા કીધાં, પોતાના આતશ બેહરામો સુરત અને મુંબઇમાં સ્થપ્યાં.

'કદીમી' પંથ સ્થાપનારા દસ્તુર અથ્રવનો કોણના 'દસ્તુરી' પઢયા? તવારીખનો સફો ખાલી છે. કોઇપણ દંતકથા હાલે જીવતી નથી. 'કદીમી' ટોળાના સ્થાપકો જેઓથી જુદા પડયા તેઓના તે વેળાના શેહેનશાહી દસ્તુરની 'દસ્તુરી' કદી પણ પઢી શકેજ નહિ; યાતો તે જમાનાના ઇરાનના વડા દસ્તુરની 'દસ્તુરી' પઢયા હોય, યાતો 'દસ્તુરીએ દસ્તુર

જમાને' (="દસ્તુર જમાનાની દસ્તુરી") પઢયા હોય. કદીમી પંથ સ્થપાયો તે આગમચ 'ગોદાવરા' આથ્રવનોના નયાગાનોએ પોતાના પંથમાંથી દસ્તુરનું વડપણ ગણવાનું કે દસ્તુરની નેમણુક કરવાનું મોકુફ કીધું હતું; આજસુધી 'ગોદાવરા' આથ્રવનો કોઈપણ દસ્તુરના તાબા તળે નથી; કોઇ દરેમેહેરના માલેકોએ કોઇ 'ગોદાવરા' આથ્રવનને દસ્તુરનો એલકાબ આપ્યો હોય, પણ 'ગોદાવરા' આથ્રવનોનો ટોળો આજે પણ આઝાદ છે. ગોદાવરા આથ્રવનોની રસમ 'કદીમી' પંથના સ્થાપકોએ શરૂઆતમાં અખત્યાર કરી હોય અને પાછળથી પોતાના ટોળાના દસ્તુરની 'દસ્તુરી' ભણવા લાગ્યા.

માનવંત સાહેબ! ઉપર આપેલો મુકદ્દમો તમારા સવાલોના જવાબ આપવા આગમચ ઘણો અગત્યનો છે. તમોએ ઉભા કરેલા સવાલો આગલા જમાનામાં જયારે 'કદીમી' પંથ, 'મીનોચેહેર હોમજી' નો સ્વતંત્ર પંથ પોતાના હમકારોથી જુદા પડયા ત્યારે તે નવા પંથવાલાઓને કે હમા અનજુમનને પુછવામાં આવ્યા હતા નહિ. તમો સાહેબના મલતા વિષેકો કોમ અને દીનના કાનુનોની જાળવણી ખાતર આ સવાલો પુછે છે. તમો સાહેબના મલતા વિષેકોની નેમ ઘણી ઉમદા છે, અને તે સાહેબોની મકસદ વિષે શક ઉઠાવવો એ ઘણું ગેરવાજબી છે. જેવા નેક નિષ્ટાથી સવાલ પુછનારાઓએ સવાલોની હારમાળા ગોઠવી છે, તેવીજ નેક નિષ્ટાથી જવાબ આપનારાઓએ પવિત્ર જરથોસ્તી દીનનાં ફરમાનો અનુસાર જવાબો આપવા જોઇએ. જો તે મુજબ કરવામાં આવે અને જવાબો સવાલ પુછનારાઓને નાપસંદ લાગે તો કસુર જવાબ આપનારાઓનો નથી. જાહેર પ્રજા પ્રમાણિક નિષ્ટાથી જવાબ આપનારાઓની પ્રતિષ્ઠા કરવાને સામર્થવાન છે.

ઇસ્વી સને ૧૯૦૬નાં વર્ષથી 'ફસલી સાલ મંડળ' ની સ્થાપના થઇ ત્યારથી એરવદ નોશેરવાન બરજોરજી દેશાઇ વર્ષનાં છ ગાહામ્બારોનાં જશન બીજા હમશરીકો સાથે બરવખતે કરતા હતા. 'ફસલી સાલ મંડળ'ની તે વેળાએ માન્યતા હતી કે વર્ષના પહેલો માહ દએ છે, અને તે માન્યતા મુજબ દએ માહ પહેલો ગણી સઘળાં છ જશનોમાં રોજમાહ ભણવામાં આવતા હતા. એરવદ નોશેરવાન દેશાઇને મોટો જાતીભોગ આપવો પડયો. તેઓએ 'ફસલી સાલ મંડળ' નાં કાર્યને આજસુધી ટેકો આપ્યો છે. પોતાની ગરીબ હાલત છતાં પોતાનું પ્રમાણિક મત છોડયું નથી. 'ફસલી સાલ મંડળ' નું કામ આગળ વધતાં નવી શોધખોળોને પરિણામે સાબેત થયું કે વર્ષનો પહેલો માહ દએ નહિ પણ ફરવરદીન

છે. ત્યારથી તે આજ સુધી 'ફસલી સાલ મંડળ'ના અનુયાયિઓ માહ ફરવરદીનને દીની વર્ષનો પહેલો માહ ગણી પોતાનાં ભણતર અને ક્રિયાકર્મ કરે છે. મરહુમ એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચાએ પોતાની સાધારણ હાલત છતાં 'ફસલી સાલ મંડળ'ને રૂા. ૭૦૦) ની રકમ સપુરદ કરી ઉમેદ દર્શાવી હતી કે ફસલી ગણત્રિ પ્રમાણેના ફરવરદેગાનના દસ દિવસો ઉપર જરથોસ્તી દીની રસમ મુંજબ સઘળી ક્રિયાઓ કરાવવી. એ રકમનું વ્યાજ ફરવરદેગાનની સઘળી ક્રિયાઓ કરાવવા પુરતું ન હોવાથી મરહુમ શેઠો સર દોરાબજી અને સર રતન તાતા, સર શાપુરજી ભરૂચા, શેઠો એફ. ઇ. દીનશા, રતનજી દાદાભાઇ તાતા, કવેટાવાળા શેઠ બરજોરજી પટેલ, અને બીજા સાહેબોએ નાણાંની મદદ કરી, તેને લીધે ઇસ્વી સને ૧૯૧૬નાં વર્ષથી ફરવરદેગાનની દસ દિવસની ક્રિયાઓ કરવાનું 'ફસલી સાલ મંડળ' એ શરૂ કીધું. સઘળો 'આલાત' પુનાવાળા મરહુમ દસ્તુર કેકોબાદ આદરબાદ તરફથી મળ્યો. 'ફસલી સાલ મંડળ' ને ઉમેદ હતી કે ભગર સાથના આથ્રવનો શામેલગીરી આપી એ ક્રિયા કરાવવાને મંડળને સામર્થવાન બનાવશે. ભગર સાથના આથ્રવનોની નામરજીને સબબે 'ગોદાવરા' દમકારનાં મુળ મદક અંકલેસરના એક ચુનંદા ધર્મગુરૂ એરવદ ફરામરોજ નોશેરવાન, જેઓની કીર્તિ હિંદુસ્થાનનાં અનેક મદકોએ મશહૂર હતી, જેઓએ ક્રિયાકર્મનું જ્ઞાન એક ચુનંદા આથ્રવન, વાછાગાંધીની અગિયારીના વડા, મરહુમ સોરાબજી એજનજી ભરૂચા તરફથી સંપાદન કીધું હતું, તેઓએ પોતા સાથે અંકલેસરના એક જવાન આથ્રવન યોજદાથ્રેગરીનું પાકટ જ્ઞાન ધરાવનાર એરવદ રૂસતમ અરદેશર સાથે મળી, 'ફસલી સાલ મંડળ'ની ફરવરદેગાનની ક્રિયાઓ 'વેહિજકી' દીની રોજમાહ ભણી શરૂ કીધી. તેઓએ પોતાનાં 'બરેષ્નુમ' સાબેત રાખી, પુનાના દસ્તુર કેકોબાદના 'આલાત'થી, નવો ફસલી 'આલાત' તઇયાર કીધા વગર, 'બ દસ્તુરીએ દસ્તુર જમાને'થી, અંકલેસરના સ્વતંત્ર પંથના કાનુન મુજબ, સઘળી ક્રિયાઓ શરૂ કીધી; એ સઘળી ક્રિયાઓ વેળા, 'જમશેદજી નશરવાનજી પીટીટ ઓરફનેજ'ના નાવર મોરતબની તાલીમ આપનાર નામાંકિત ઉસ્તાદ એરવદ બરજોરજી એરચજી બજાં, એરવદ નોશેરવાન બરજોરજી દેશાઇ અને બીજા આથ્રવનોની શામેલગીરી આપી હતી. દીની સાલની ગણત્રિ મુજબનાં ક્રિયાકર્મની આ ખરી પહેલવહેલી શરૂઆત હતી. 'ાંસલિસલા,' 'આલાત' અને 'દસ્તુરી' નો કોઇએ સવાલ ઉઠાવ્યો હતો નહિ.

ઇસ્વી સને ૧૯૧૮ સુધી આ ફરવરદેગાનની ક્રિયાઓ ચાલુ રહી,

અને જરથોસ્તીઓને લાગ્યું કે ફસલી સાલની દીની ગણુત્રિ મુજબ સઘળી ક્રિયાઓ કરવા કરાવવાનો વખત નજદીક આવી લાગ્યો છે. ઇસ્વી સને ૧૯૧૯માં મરહુમ અશો નર શેઠ મેહેરવાનજી મચેરજી કામાએ 'ફસલી સાલ મંડળ'ની આગેવાની પોતાના હાથમાં લઇ, એક મોટી નાણુંની રકમ પીટીટ, એડનવાલા, કામા અને બીજાં કુટુંબો તરફથી એકઠી કરી, ફસલી સાલની દીની ગણુત્રિ મુજબ વર્ષના ૩૬૫ દિવસ સઘળી ધાર્મિક જરથોશ્તી ક્રિયાઓ કરાવવાની શરૂઆત કીધી, અને અંકલેસરના હમકાર આથ્રવનો એરવદ ફરામરોજ નોશેરવાન અને રૂસ્તમ અરદેશર જેઓ દીની રોજ માહ ભણુતા હતા તેઓ સાથે ભગર સાથના એરવદ ખુરશેદજી એરચજી પાવરી અને બીજા આથ્રવનોને શામેલ કીધા, જે સાહેબોમાંના માત્ર એક ફસલી દીની ગણુત્રિ મુજબના રોજમાહ ભણી ક્રિયાકામ કરતા હતા. એ વેળાએ પણ 'બરેષ્નુમ' અને 'આલાત' અસલી હતાં; ફસલી 'બરેષ્નુમ' અને 'આલાત' મોરત્તબ કરવામાં આવ્યાં હતાં નહિ; તેવું કરવાની કાંઇપણ જરૂર હતી નહિ.

તમો સાહેબને રોશન છે કે મરહુમ બેહરામશા શરોફની આગેવાની હેઠળ કેટલાક ચુનંદા ધર્મગુરૂ સેહેબોએ શેહેનશાહી રોજમાહ શેહેનશાહી 'બરેષ્નુમ,' શેહેનશાહી 'આલાત' સાબેત રાખી, ફસલી દીની ગણુત્રિ મુજબ, ફરવરદેગાનના દિવસોની ક્રિયા કરવી ચાલુ કીધી છે, જે ક્રિયાઓ પહેલે કુર્લા ખાતે, અને હાલ વાસિવરા મધે કરવામાં આવે છે; અને જયારે 'ફસલી સાલ મંડળ' તરફથી અને તમો મલતા વિષેકો તરફથી ફરવરદેગાનની ક્રિયા બરવખતે કરવામાં આવે છે, ત્યારે જરથોસ્તીઓ સારી સંખ્યામાં તે ક્રિયાઓમાં ભાગ લેવા આવે છે. વળી તમો સાહેબને ખબર છે કે એક મરહુમ બાનુ બાઇ પીરોજા રૂસ્તમજી કાપડીઆએ એક સંસ્થા ઉભી કરી ફસલી દીની ગણુત્રિ મુજબ શેહેનશાહી આતશ બેહરામો અને શેહેનશાહી આદરાંનોમાં ફસલી ક્રિયાઓ કરાવીને ફસલી 'માચી' ચહડાવતાં હતાં. પણ તમને ખબર હશે નહિ કે આપણી કોમના બે જીન્નતગુજીન દસ્તુર સાહેબો પોતાના વડીલ મુરબ્બીઓની ક્રિયાઓ અને પોતાની વર્ષગાંઠ દીની ફસલી ગણુત્રિ મુજબ કરતા કરાવતા હતા.

હાલ સુધીમાં જરથોશ્તીઓનાં નેક નયાગાનોએ કરાવેલી 'હુશ્મોદી' રોજમાહની ગણુત્રિની ક્રિયાઓ, તેમજ ઉપર વર્ણવેલાં મંડળો, બાનુઓ અને ગૃહસ્થોએ કીધેલી અને કરાવેલી ક્રિયાઓ સાબેત, રાસ્ત અને બરહક

થઇ છે. તે સઘળી ક્રિયાઓનો આવાજ દાદાર અહુરમજદાની દરગાહે પુગ્યો છે. આ ક્રિયા કરાવનારાં બાનુઓ, ગૃહસ્થો અને મંડળો વચ્ચે અનેક પ્રકારની મતફેરી હોય; પણ નેક નઇયતથી કીધેલી અને કરાવેલી ક્રિયાઓ સામે ગુમાન લઇ જવાનો કોઇને પણ હક નથી.

હું આપના સવાલોનો જવાબ હાથ ધરૂં છું જી;—

**સવાલ ૧.** " 'આતશ-કદેહ' શબ્દ ઘણોજ દ્વીઅર્થી (ambiguous) હોવાથી, એનો ખરો અર્થ 'આતશ આદરાંન' કે 'આતશ દાદગાહ' થાય છે?"

**જવાબ**—'આતશ કદેહ' શબ્દની ઉત્પત્તિ પહલવી ભાષામાં આવતા ('=આતશ-ઇ કતઇ') ઉપરથી થઇ છે. પહલવી શબ્દ ('='કતઇ') ની ઉત્પત્તિ અવસ્તા ધાતુ (=" ખોડવું ") ઉપરથી થઇ છે; તેનો ભૂત કૃદંત (=" ખોદેલું "); અને તેનું પહલવી રૂપ (='કત') થયું; ઉપરથી પહલવી વિશેષણ (='કતઇ') ઉપજ્યું. અવસ્તા=પહલવી શબ્દના અસલ અર્થ ઉપરથી તેનો બીજો અર્થ "ઘર" થયો. એ પહલવી શબ્દ ઉપરથી નિકળેલો ફારસી શબ્દ આજે પણ ઇરાનમાં "ઘર"ને અર્થે વપરાય છે:— જેમકે 'મય-કદહ' (=" દારૂ પીવાનું મકાન "), 'બુત-કદહ' (=" મુર્તિનું મંદીર "), 'આતશ-કદહ' ("=આતશનું મકાન "). આપણે જેમ જેમ વ્યાકરણના કાયદાઓથી અને ભાષાથી અજ્ઞાન થતા ગયા, તેમ તેમ દીન આઇનના સવાલોની સમજુતી આપવી મુશ્કેલ થતી ગઇ. પહલવી સાહિત્યમાં 'આતશ કદેહ' શબ્દ કમયાબ છે. પહલવી સાહિત્યમાં 'આતશ-ઇ કતઇ' મળે છે, જેનો અર્થ "ઘરનો આતશ"; બીજો કાંઇ પણ અર્થ થઇ શકેજ નહિ.

'આતશ-ઇ આદરાંન'નો અર્થ "આદરોનો આતશ," યાને "એકથી વધુ 'આદર' (=અવસ્તા 'આતર')ને સાથે મેળવી ઉપજાવેલો 'આતશ';" ઇરાનીઓ 'આતશ-ઇ આદરાંન' નામ તે આતશને આપતા કે જેમાં સોલ 'આદરો' સાથે મેળવી એક 'આતશ' બનાવવામાં આવતો. 'આતશ-ઇ આદરાંન' 'આતશ-ઇ વરહારાન'થી ઉતરતા દરજ્જાનો આતશ છે. જુવો ડોકટર જીવનજી જમશેદજી મોદીનું પુસ્તક "Religious Ceremonies and Customs of the Parsis," પાનાં ૨૩૯-૨૪૨.

'આતશ-ઇ દાદગાહ'માં આવતો 'દાદગાહ' શબ્દ અવસ્તા પહલવી 'દાતગાસ' ઉપરથી ઉપજ્યો છે. જ્યારે જરથોસ્તીઓ ઘરના આતશ સન્મુખ ઉભા રહી 'આતશ નીયાયેશ' કરતાં આતશને નમસ્કાર કરે ત્યારે ઘરના આતશને 'આતશ-ઇ દાદગાહ'ની ઉપમા આપે છે. જે ગામ કે

સ્થલે જરથોસ્તીઓ 'આતશ-ઇ આદરાંન' પરઠાવી શકે નહિ ત્યાં તેઓ 'આતશ-ઇ દાદગાહ' બરપા કરી સંતોષ પામે છે. આગલા જરથોસ્તીઓ પોતાનાં ઘરના આતશ યાને 'આતશ-ઇ કતઇ'ને એટલો પવિત્ર રાખતા હતા કે દરએક જરથોસ્તીનું ઘર ગોયા એક 'આતશ-ઇ દાદગાહ' હતું; પણ જ્યારથી જરથોસ્તીઓ પોતાનાં ઘરોમાં જુદદીનો વગર પોતાનું કામ ચલાવી શકયા નહિ, ત્યારે તેઓ સ્થલે સ્થલે 'આતશ-ઈ દાદગાહ' બરપા કરી, પોતાનાં પવિત્ર ભણતર અને બંદગી માટે પોતાનું ઘર છોડી 'આતશ-ઇ દાદગાહ'માં જવા લાગ્યા.

**સવાલ ૨)**—"જો આ 'ફસલી' આતશ-કદેહને 'આતશ-આદરાંન' તરીકે ઓળખાવવામાં આવે તો આ નવી બંધાએલી ફસલી અગિઆરી ધર્મ તથા રેવાજની નજરે કાયદેસર ગણાય કે?"

**જવાબ**—'આતશ કદેહ' શબ્દના અર્થ વિષે મેં સવાલ પહેલાના જવાબમાં ખોલસો આપ્યો છે. જો સોળ 'આદર' યાને ક્રિયા કરી ઇજેલા આતશોને સામટા કરી, જે મુજબ આપણી ઇરાનથી આવેલી સનાતી રેવાયતોમાં ફરમાવ્યું છે, તેમ, તે સામટા કીધેલા આતશને તખ્તનશીન કરી, હમા અન્જુમન પોતાના એતેકાદ મુજબ તે તખ્તનશીન કીધેલા આતશની નીયાયેશ કરી, જે ટોળાએ તે 'આતશ-ઇ આદરાંન'ની સ્થાપના કીધી હોય તે ટોળાને લાગતાવળગતાઓ જશન કરી તે 'આતશ-ઇ આદરાંન'ને જરથોસ્તીઓની પરસ્તેશગાહ તરીકે ખુલ્લા મુકે તો તેને 'આતશ-ઇ આદરાંન'ને તખ્તનશીન કરવા બાદ, કોઇ પણ સબબસર 'આતશ-ઇ આદરાંન'ને માટે બરપા કીધેલાં મકાનમાં જુદદીનોને આવવા દેવા જોઇએ નહિ; જો મરામતને ખાતર જુદદીનોને મકાનમાં લઇ જવાની જરૂર પડે તો જરથોસ્તીઓએ 'આતશ-ઇ આદરાંન'ને તે મકાનમાંથી બીજાં પવિત્ર મકાનમાં લઇ જઇ રાખવા, અને મકાન દરૂસ્ત થઇ રહેવા પછી, મકાનને જરથોસ્તી ધર્મગુરૂઓ પવિત્ર કરી નાખે, ત્યારબાદ 'આતશ-ઇ આદરાંન'ને પાછા તેને તખ્તે બેસાડવા.

સવાલ પુછનારા સાહેબો 'ફસલી આતશ કદેહ'નો શું અર્થ કરે છે તે હું જાણતો નથી. એક 'આતશ-ઇ આદરાંન'ને કદી પણ 'આતશ કદેહ'ને નામે ઓળખાવી શકાય નહિ.

સવાલ પુછનારા સાહેબો 'અગિઆરી' શબ્દ સંસ્કૃત 'अग्न्यालय' (="અગ્નિનું મંદીર) ઉપરથી નિકળ્યો છે, અને તેનો અર્થ "અગ્નિ યાને આતશનું પવિત્ર મકાન" થાય છે. મારી વિનંતિ છે કે આતશ-ઇ

આદરાંન' જે ઇરાની નામ છે તેને બીજી ભાષા ઉપરથી લીધેલા કોઈ શબ્દોથી સમજાવવું નહિ.

'આતશ-ઇ આદરાંન'ને માટે ફરમાવેલી ક્રિયા કીધા વગરના કોઇ પણ 'આતશ'ને 'આતશ-ઇ આદરાંન'નું નામ કાયદાપુર્વક આપી શકાય નહિ. જરથોસ્તી ધર્મ તથા રેવાજ તેની વિરૂદ્ધ છે.

**સવાલ ૩)**—"કોઇબી આલાત બરપા કરવાની, તેમજ કેબલો પરથાવવાની ક્રિયા, અંજુમનની સંમતી તેમજ અંજુમનના સભ્યોની સાક્ષી રૂપી હાજરી વગર થઇ શકે કે?

**જવાબ**–જયારે પણ એક પુરૂષ, એકથી વધુ પુરૂષો કે એક સંસ્થા પોતાને માટે તેમજ પોતાના મલતાવિષેકો માટે એક ધાર્મિક મકાન બંધાવવાનું મંડાણ કરે ત્યારે, તે ધાર્મિક મકાન બંધાઇ પુરૂં થવા બાદ તેમાં આતશનો કેબલો પરઠાવવાની, 'આલાત' બરપા કરવાની ક્રિયા કરે ત્યારે, તે પુરૂષ, પુરૂષો કે સંસ્થા પોતાના મલતાવિષકોને ઇજન કરી બોલાવે, અને તેઓની હાજરીમાં શુભ શગુનથી મુહુરત કરે એ રેવાજ છે. જેઓ એક પુરૂષ, પુરૂષો કે સંસ્થાનાં કાર્યની વિરૂધ્ધ હોય તેઓને નોતરૂં કરી પોતાનાં શુભ મુહુરતનાં કાર્યમાં કોઇ પણ પ્રકારનું ભંગાણ પાડનારાઓને શામેલ કરવા ગેરડહાપણ ભર્યું છે. જયારે એક પંથમાં બે મત હોઇ બે તડાં પડયાં હોય ત્યારે, જુદા જુદા પંથ કે તડાંના 'આતશ-ઇ વરહરાન' કે 'આતશ-ઇ આદરાંન' બરપા કરનારા અને પરઠાવનારા સાહેબોએ, આગલા જમાનામાં વિરૂધ્ધ પંથીઓની હાજરીથી ફીટનો નહિ થાય તેની તકેદારી અને સાહુચેતી લીધી હતી, કે જેથી પવિત્ર ઇંજેલા કુવામાં કાંઇ મુરદાર વસ્તુ નાખી, ક્રિયા બંધ પાડે, કે નીરંગ-ઇ દીન'ની ક્રિયા વખતે કાંઇ નહિ ઇચ્છવા જોગ કાર્ય કરી વિરોધીઓ શુભ કામ થતું અટકાવે નહિ.

**સવાલ ૪)** "જો નવા સ્વતંત્ર ફસલી-આલાત બરપા કરવા માટેની સંપુર્ણ જરૂરી ક્રિયાઓ જાહેરમાં નહિ હોય, તો પછી 'આતશ-આદરાન' થઇ શકે કે? જો 'આતશ-આદરાંન' નહિજ થઇ શકે, તો પછી માત્ર 'આતશ-દાદગાહ'જ રાખે તો તે વાજબી ગણાય કે?"

**જવાબ**-'આલાત' બરપા કરવાનું ક્રિયાકર્મ જરથોસ્તી કોમના કોઇ એક પુરૂષ, પુરૂષો, સંસ્થા કે સંસ્થાઓ કે કોઇ પંથનો ઇજારો નથી. આજે વર્ષો થયાં ફસલી સાલની દીની ગણત્રી મુજબ સઘળું ક્રિયા કર્મ ચાલુ કરવા અશો બેહદીનો તત્પર છે, જેઓ પોતાની બંદગી ગુજારતાં ફસલી રોજ માહ ભણે છે. આ નવું મકાન બરપા કરનારાં પીટીટ, કામા

અને બીજાં ઇરાની બુન્યાદનાં ઉમદા બાનુઓ અને ગૃહસ્થો વર્ષો થયાં હમકાર થયાં છે; એ બાનુઓ અને ગૃહસ્થો ભણુનાર, ગણુનાર અને જરતોસ્તી દીન ઉપર ચુસ્ત એતેકાદ ધરાવનાર છે; તેઓએ પોતાની આસપાસ જરતોસ્તી ધર્મગુરૂઓની એક વાતાવરણુ પેદા કીધી છે. એ જરતોસ્તી ધર્મગુરૂઓ જરતોસ્તી દીની મત મુજબ 'આલાત' કેમ બરપા કરવો તેની સઘળી ક્રિયાને લગતી વિગતોની તજસ્સુસ કરી તૈયાર થયલા હોવા જોઇએ, અને 'બરેષ્નુમ'નો સિલસિલો, 'આલાત'નો સિલસિલો, 'દસ્તુરી' વિગેરે સઘળી જરૂરી તરતીબોથી વાકેફગાર હોવો જોઇએ. જ્યારે અનજુમનનાં આતશબેહરામ સ્થાપવામાં આવ્યાં ત્યારે વાડીયાજીનાં આતશબેહરામના સાહેબોએ તેની સામે પોતાનો વિરોધ પ્રદર્શિત કીધો હતો; તો એક નવો વિચાર ધરાવનાર ટોળો પોતાનું નવું કાર્ય શરૂ કરે ત્યારે જે ટોળાના વિચારથી પોતે જુદા પડે તે જુનો અસલ ટોળો નવા ટોળા તરફ પોતાની વિરૂધ્ધતા બતાવે એ કુદરતી છે. પણુ તમો જેવા નેક મનશ્નીના સાહેબો, જેઓ ફસલી રોજ--માહ ભણુવાની તરફેણુમાં છો, તમો સાહેબના દીનદાર મલતાવિષેકો, જેઓ આયંદે 'ફસલી આલાત'થી ફસલી રોજ–માહ ભણુવાનું શરૂ કરનાર છે, તેઓએ પોતાની કોમનાં જે ભાઇ બેહનો પોતાનો પવિત્ર દીની કેબલો બરપા કરવા માંગે છે તેઓની મદદે આવી, તેઓને તમારાં પોતાનાં જ્ઞાનનો લ્હાવો ચખાડી, આ કામ સરંજામ ઉતારવા દાદાર અહુરમજદાએ તમારે માથે નાખેલી પવિત્ર ફરજ બજાવવી જોઇએ. એ પવિત્ર ફરજ બજાવવાથી તમો ઉપર દાદાર અહુરમજદાના ઉત્તમ આશિર્વાદો ઉતરશે; કોમને એકત્ર કરવાથી કોમ તમારા મલતાવિષેકો તરફ હમેશ માનની નજરથી જોશે. આપણે સઘળાં જેઓ જરતોસ્તી છિયે, જેઓ ભલી માજદયસ્ની દીન આગળ વધે અને એ દીનમાં જન્મેલાંઓ વધારે ચુસ્ત એતેકાદથી માજદયસ્ની દીન પાળે એવું ઇચ્છનારાં છિયે તેઓની ફરજ છે કે જે ફીલ્સુફીની માન્યતામાં આપણે જુદાં પડતાં હોઇએ તે બાજુએ રાખી આપણી ઇમાનદારીમાં એકત્ર થઇએ.

સાદો જવાબ આ છે: 'આલાત' કેમ બરપા કરવો તે વિષે ધર્મપુસ્તકોમાં સઘળું લખાણુ છે. આપણી વચ્ચે ગમે તેવી મતફેરી હોય તોપણુ, ધર્મપુસ્તકોને માન આપવા આપણે સઘળાં જરતોસ્તીઓ બંધાયલાં છિયે. જો તમો સાહેબના મલતાવિષેકોએ 'ફસલી સાલનાં આલાત' બરપા કરવાનું કામ આ વખત આગમચ ઉપાડયું હતે તો આ ફસલી સાલની ગણુત્રીના રોજ–માહ ભણી ધર્મનું મકાન ઉભું કરનારાઓએ

તમારાં ઉમદા જ્ઞાનનો ભેદ પામ્યો હતે. હમે તે ભેદ જાણતા નથી. ફસલી 'આતશ-ઇ આદરાંન' ઉભું કરનાર બેહદીનો અને આથ્રવનોએ સઘળા સવાલો ઉકેલ્યા હોવા જોઇએ, અને ધર્મનાં ફરમાન મુજબ 'બરેષ્નુમ', 'આલાત', 'દસ્તુરી' વિગેરેનો નિર્ણય કરી 'આતશ-ઇ આદરાંન' સ્થપાશે અને તે તેઓનાં શુભ કામમાં આપણે સઘળા ફસલી માન્યતા ધરાવનારાઓએ તેઓને ભલી દોઆઓ દઇ તેઓનાં કામમાં ફત્તેહ ઇચ્છવી જોઇએ.

'આતશ-ઇ આદરાંન' બરપા કરવાં કે 'આતશ-ઇ દાદગાહ' બરપા કરવાં તે સ્થાપકોની ઉપર છે.

**સવાલ ૫)**—"બરેષ્નુમ માટે 'દસ્તુરી'ભણવાની જરૂર છે કે? અને કેવી રીતે?"

"દસ્તુરી ભણતી વખતે કેટલાક મોબેદો દસ્તુરનું નામ લીએ છે. જયારે કેટલાક મોબેદો 'દસ્તુરે ઇન જમાન' કરીને ભણે છે. ત્યારે અસલમાં દસ્તુરી કેવી રીતે લેવાતી હતી? અને દસ્તુરી લેવાની મતલબ શી હતી? તથા હજી પણ દસ્તુરી કેવી રીતે લેવાય છે? આ બાબદનો વિગતવાર તુલોતવીલ ખુલાસો કરવાની મેહરબાની કરશોજી.

**જવાબ**—અસલ જરતોસ્તીઓ જે રીતે પોતાની દીન પુર એતેકાદથી પાળતા હતા તે ફસલી સાલના રોજ-માહની ગણત્રિથી દીનને નવેસરથી વધુ ઉસ્તવારીથી વળગી દીનનાં સઘળાં કામો અસલની ખાલેસ હાલતે લાવવાની નેમ હોવાથી દીનના કોઇ પણ કાનુન કે નિયમનો ભંગ કરવો જોઇએ નહિ; એટલા માટે ફસલી દીની ગણત્રિથી ક્રિયા કામ કરનારે 'દસ્તુરી' પઢવી અવશ્ય છે. ફસલી 'આતશ-ઇ આદરાંન'નો કોઇ વડો પંથકી નેમાય અને તેને મોરત્તબ કરવામાં આવે તે આગમચ પહેલે 'બરેષ્નુમ' લેનારે 'દસ્તુરી' આ રીતે ભણવી: 'પ દસ્તુરી-ઇ હોરમેજદ ઉ અમેષાસ્પેદાંન, પ દસ્તુરી-ઇ દસ્તુર જમાને.' કોઇ વડો પંથકી નેમાવા પછી તે પંથકીનું 'દસ્તુરી'માં નામ લઇ 'દસ્તુરી' ભણે.

મેં આગળ ખુલાસો કીધો છે કે મીનોચેહર હોમજીના સાથવાળા અને ગોદાવરા આથ્રવનો 'બ દસ્તુરી-ઇ દસ્તુર જમાને' પઢે છે, સબબ કે તેઓને માથે કોઇ દસ્તુર કે વડો પંથકી નથી.

અસલમાં અવરતા જમાનામાં 'દસ્તુરી' આ રીતે ભણાતી હતી. ક્રિયા કરનાર હમકારનો વડો ક્રિયા માંડનાર જોતી 'યથા અહુવઇર્યો જઓતા ફ્રામે મ્રુતે' શબ્દો બોલતો. તેની સાથે મળી ક્રિયા કરનાર 'રાથ્વિ' કે 'આતરે વખ્શ' એકલો, જોતી સન્મુખ અદબવાળી ઉભો રહી, 'યથા અહુ વઇર્યો યો જઓતા ફ્રામે મ્રુતે' શબ્દો ઓચરતો. એ પછી તુરત

વડો ક્રિયા માંડનાર જોતી 'અથા રતુશ અષાતચિત હચ ફ્રા અષવ વીદવાઓ ગ્રઓતુ' શબ્દો બોલતો. એનો ખુલાસો આ છે કે 'જોતી' યાને વડો ક્રિયા માંડનાર 'અહુ' યાને મુલકના શેહેનશાહની ફરમાયેશથી ક્રિયા કરતો. 'જોતી'એ મુલકના શેહેનશાહની 'દસ્તુરી' યાને વડપણુ જાહેર કરવા બાદ 'જોતી'ના હાથ તળે ક્રિયામાં શામેલ થનાર 'રાથ્વી' મુલકના શાહેનશાહની દસ્તુરી જાહેર કરતો, અને ત્યાર બાદ 'જોતી' મુલકના સૌથી વડા ધર્મ-ગુરૂ યાને 'રતુ'ની દસ્તુરી કબુલતો. જુવો મારૂં પુસ્તક 'નીરંગ-ઇ કુસ્તી બસ્તન,' સફા ૪૧-૪૬.

'દસ્તુરી' લેવાની મતલબ આ છે: અશો જરથુસ્ત્ર જન્મ્યા તે ઘડીએ તેઓએ 'યથા અહુ વઇર્યો જઓતા ફ્રામે મ્રુતે' શબ્દો ઓચરી દાદાર અહુરમજદાની 'દસ્તુરી' કબુલી હતી. દાદાર અહુરમજદાએ 'અથા રતુશ અષાતચિત હચ ફ્રા અષવ વીદવાઓ ગ્રઓતૂ' શબ્દો ઓચરી અશો જરથુસ્ત્રને કુલે જગતના 'રતુ' યાને દીની સરદાર નેમ્યા હતા. આ 'દસ્તુરી' ભણી કદીમ-ઉલ-અયામથી આપણા પુરાતન કાળના જરથોશ્તી-ઓએ વિધિપુર્વક અહુરમજદા અને જરથુસ્ત્રની સાથે સિલસિલો ચાલુ રાખ્યો. તે સિલસિલો દરેક જરતોશ્તી પોતાનાં 'સરોશબાજ'નાં નાનામાં નાનાં ભણતરથી અને મોટામાં મોટાં ભણતરમાં આથ્રવનો, યોજદાથ્રેગરો, જોતીઓ, રાથ્વીઓ, આતરેવખ્શો આજ સુધી ચાલુ રાખે છે અને રાખવો જોઇએ: દાદાર અહુરમજદાએ અશો જરથુસ્ત્રને 'અહુનવર'નું પવિત્ર વચન શિખવ્યું; અશો જરથુસ્ત્રએ પોતાના શાગેરદોને શિખવ્યું; તે અશો શાગેરદોના વખતથી આજ સુધીના સઘળા જરતોસ્તીઓ એક સાંકળ રૂપી બંધથી આ 'દસ્તુરી'નાં 'અહુનવર'નાં વચનથી અહુરમજદા અને અશો જરથુસ્ત્ર સાથે જોડાયલા છે. જ્યાં સુધી 'આપણે 'દસ્તુરી' ભણી આપણા પવિત્ર રેહબર સાથે બંધાયલા રહીશું, ત્યાં સુધી આપણ જરતોશ્તીઓનું બુરૂં ઇચ્છનારાઓ આપણી ઉપર ફાવશે નહિ, ત્યાં સુધી આપણી ગમે એટલી મતફેરીઓ છતાં આપણે જરતોસ્તીઓ 'મિથ્ર'ની જંજીરથી એકેક સાથે જોડાયલા રહીશું.

સાહેબ, તમારા સવાલમાં 'મોબેદો' વિષે બોલો છો. આજ રોજે જરતોશ્તી ધર્મગુરૂઓમાં કોઇ પણ 'મોબદ'='મગુપત' નથી. ઇરાનથી આવેલા નેર્યોસંઘ ધવળ માત્ર એકજ 'મગુપત'='મોબદ' હિંદુસ્તાનમાં થઇ ગયા; હાલે કોમમાં 'દસ્તુરો' અને 'આથ્રવનો' છે. હિંદુસ્તાનની ભાષામાં તેઓને 'અંધ્યારૂ' (=अध्वर्यु) કે 'ગોર' (=गुरु) તરીકે ઓળખયે છિયે. કોમમાં હાલે કોઇ પણ 'એરવદ' (='અએથ્રપઇતિ')ના દરજાને લાયક

નથી. આપણા ધર્મગુરૂ સાહેબોની પરકોમના જાણકારો ઠેકડી કરે નહિ તે માટે આપણી ભાષાના ઉપયોગમાં સચેત સાવધાન થવાની જરૂર છે.

**સવાલ ૬**—"આવી 'દસ્તુરી' ભણવાના પુરાતન રેવાજને આધારે, એક દસ્તુર સાહેબને સાધારણ યોજદાથ્રેગર મોબેદો ઉપર કેટલી જાતના હક ભોગવવાનો અધિકાર મળે છે? તેમજ તે અધિકાર હાલ સુધીમાં કેટલે અંશે કાર્યસાધક રીતે વપડાયો છે તેના જેટલાબી દાખલા તમો સાહેબ જાણતા હોવ, તો સર્વે વિગતવારે જણાવવાની કૃપા કરશોજી.

**જવાબ**—એક આથ્રવન જો ખરો અશો, ઇન્સાફી અને પરહેજગાર હોય, અશો જરથુસ્ત્રની દીનથી પુરતી રીતે વાકેફગાર હોય તોજ તેને 'દસ્તુર' નેમવો. અવસ્તા ભાષામાં એક 'દસ્તુર'નો એલકાબ 'જરથુસ્ત્રોતેમ' છે. 'જરથુસ્ત્રોતેમ' યાને 'તદ્દન અશો જરથુસ્ત્રના જેવા.' જો એવા એક 'જરથુસ્ત્રોતેમ' દસ્તુર હોય, તેની 'દસ્તુરી' તળે એક યોજદાથ્રેગર ધર્મગુરૂ જરતોસ્તી દીનની ખેદમત બજાવતો હોય તો એવા 'જરથુસ્ત્રોતેમ' દસ્તુર અશો જરથુસ્ત્રના જેટલાજ માનને લાયક થાય. જો એવા 'જરથુસ્ત્રોતેમ' દસ્તુર આએ કીનાખોર હસદથી ભરપુર દુનિયામાં પેદા પડતા નહિ હોય તો જરતોસ્તીઓને 'દસ્તુર'નું કામ નથી.

પહલવી 'દાતસ્તાન-ઇ દીની', પોરસીશ્ન ૪૭ માં જણાવવા મુજબ એક મોટી ખુબના યોજદાથ્રેગર આથ્રવનમાં પંદર ગુણ હોવા જોઇએઃ-૧) 'અવીજેહ-હેમ', ૨) 'આસ્નીત-ખ્રત', ૩) 'દીન-વારપોહરકાન', ૪) યજદાં-મીનીતાર', ૫) 'ગાનોવીનિશ્ન', ૬) 'પાક-મીનિશ્ન', ૭) 'રાસ્ત-મીનિશ્ન', ૮) 'ખ્રતી-કુનિશ્ન', ૯) 'યોશદાસ્ર-તન', ૧૦) 'શીવા હુજવાન', ૧૧) નર્મ-નરક', ૧૨) રાસ્ત-અવસ્તા', ૧૩) 'પાતયાવ-સાજિશ્ન', ૧૪) 'ખુપ-નીરંગ' અને ૧૫) 'અવહાર અજીફ્રાન.' આએ જમાનાના યોજદાથ્રેગર આથ્રવનોમાં જો આ ગુણો હોય, જો યોજદાથ્રેગર પાવમહલની ક્રિયા કરનાર આથ્રવન પોતાની કોમ અને પોતાની દીનને જેબ આપે તેવો હોય, જો યોજદાથ્રેગર આથ્રવન એવું ચારિત્ર ધરાવતો હોય કે તેની હાજરીથી જરતોસ્તી ઉમ્મતને પવિત્રાઇનો પ્રવાહ મળતો હોય, તો તેવા એક આથ્રવનની ઉપર સત્તા ધરાવનાર વડો ધર્મગુરૂ કાંઇ પણ અંકોશ મેળી શકે નહિ. હાલમાં જે રીતે 'દસ્તુર' અને 'યોજદાથ્રેગર' 'બરેષ્તુમ'ની ગણના કરે છે તે મુજબ તમો સાહેબના સવાલનો જવાબ નામુનાસેબ બલ્કે મુશ્કેલ છે. મારા મુકદદમા ઉપર નજર કરશોજી. ફસલી કે અસલી, શેહેનશાહી કે કદીમ, હિંદુસ્થાની કે ઇરાની જરતોસ્તીઓમાં 'જરથુસ્ત્રોતેમ' દસ્તુર નહિ હોય તો દસ્તુરનો અધિકાર કાર્યસાધક રીતે કદીબી વપરાય

નહિ. જ્યારથી 'દસ્તુરી'નો અર્થ મકાનના મુતવલીઓના હાથ તળે દબાયલા રહી તેઓનું રક્ષણ મેળવવાનો થયો ત્યારથી 'દસ્તુરી'ના હાથ અને પગ પવિત્ર 'અહુનવર'નાં વચનની જંજીરથી નહિ, પણ આપસ્વાર્થ અને 'ખુદશાહી'ની ગલીચ સાંકળમાં સિકડાયા છે. વળી આ પંથાપંથી અને નવી ફીલ્સુફીઓના જમાનામાં નાસ્તિકો આસ્તિક અને આસ્તિકો નાસ્તિક ગણાય છે.

**સવાલ**—"ફસલી 'બરેષ્નુમ' માટે હાલની કેઠેનીબી 'દસ્તુરી' લેવાય કે અને કોઇ રેવાજી દસ્તુર સાહેબથી તેવી 'દસ્તુરી' કબુલાય કે?"

**જવાબ**—નહિ સાહેબ, કદી પણ નહિ. જેઓ પૈસાથી ગજવે પુર થવા માંગતા હોય તેઓ ફસલી, અસલી, કદીમી, રસમી, સઘળાં રૂપરંગ બદલે. જેઓ કોમની અને દીનની સેવા બજાવવા માંગે તેઓએજ માત્ર ફસલી દીની ક્રિયાકર્મ માટે બહાર પડવું, બીજું સઘલું તજી દેવું. 'ફસલી બરેષ્નુમ' માટે ફસલી દસ્તુર સિવાય બીજા કોઇની 'દસ્તુરી' ભણાય નહિ; શેહેનશાહી કે કદીમી કોઇ પણ 'દસ્તુરની દસ્તુરી' કદી પણ ભણાય નહિ; વધુમાં જુવો સવાલ ૬ નો મારો જવાબ.

**સવાલ ૮)** "જો 'ફસલી' અગિઆરી બરપા કરે, તો પ્રથમ ફસલી નાહન, ફસલી બરેષ્નુમ તેમજ નવા સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવા પડે, તો તે કેવી રીતે બરપા કરવા અને બનાવવા તે કોઇ ધાર્મિક શાહદતથી જણાવશો."

**જવાબ**—મારી વિનંતિ છે સાહેબ કે 'અગિઆરી' શબ્દને બદલે 'આતશ-ઇ આદરાંન' શબ્દ વાપરશો.

ક્રિયાનો સિલસિલો, રોજ-માહનો સિલસિલો, 'આલાત'નો સિલસિલો, 'બરેષ્નુમ'નો સિલસિલો સાબેત રહેશે, જો આપણું રાજ્ય ગયું તે આગમચ 'હુશ્મોદી' અને 'વેહજકી' રોજ-માહ હમેશ સાથે સાથે આપવામાં આવતા, તેમ સાથે રાખવામાં આવે તો.

જુવો વંદીદાદ પહલવી પરગરદ પહેલી: 'ઓકનુ માહ વોહુમન હસ્ત શત્રિવર કે જમેસ્તાન દેલ' ("=હાલમાં માહ બહમન જે છે શાહરિવર તે જમેસ્તાન યાને શીયાલાનું દેલ છે.")

આ ટાંકેલો ફકરો 'વેહીજકી' યાને દીની માહ અગિયારમો બહમન જ્યારે 'હુશ્મોદી' યાને રાજ્યદારી વર્ષના માહ છઠ્ઠા શાહરિવરની મુકાબેલ હતો ત્યારે શુમારે ઇસ્વી સને ૩૯૨ થી ૫૧૧ નાં વર્ષમાં લખાયો હતો કે જ્યારે બહારની ફસલની શરૂઆત 'હુશ્મોદી' માહ આવાંથી થતી હતી. આ ફકરો મોબદાન મોબદ આદરબાદ મારસ્પેંદએ અવસ્તા વંદીદાદનાં

તુસ્કનો પહલવી તરજુમો કીધો ત્યાર પછી તુરત ઇસ્વી સનેની પાંચમી સદીમાં લખાયો હતો. જુઓ મારૂં લખાણુ 'જાતસપરમ અને અશો જરતોશ્તનો દીસો,' તા. ૩૦ મી એપ્રીલ, ૧૯૨૭ ઇસ્વી, પાનાં ૬, ૭, ૧૨, ૧૩, ૧૪. જયારે પણ આપણે ફસલી રોજ માહ ભણવાનું શરૂ કર્યે ત્યારે તેની સાથે 'હુશ્મોર્દી' રોજ માહ સાથે મેળવા જોઇએ, જેમ સાસાની જમાનામાં આપણુ જરતોશ્તીઓના નયાગાનો કરતા હતા તેમ; અને તે મુજબ સાથે મેળવાજ પડશે, નહિ તો તવારીખમાં એવા ગુંચવાડા થશે કે આપણુને ફસલી સાલની દીની ગણત્રિ દાખલ કરવાથી ઘણું ખમવું પડશે.

સહમજો કે આવતા દીની ફસલી માહ ફ્રવર્દીન અને રોજ હોરમજદથી આપણુ જરતોશ્તીઓનો એક ભાગ, ફ્રવર્દેગાન, ગાહાનબાર, મહિનાનાં જશ્નો, બાજો, આફ્રીનગાનો, યશ્ન, વીસ્પેરદ, વંદીદાદ, વગેરે ક્રિયાઓ, બર વખતે દીની રોજ માહની ક્ષનુમનથી, કરવાનું શરૂ કરિયે, તો તે ફસલી દીની રોજ માહ સાથે 'હુશ્મોર્દી' રોજ માહ ભણુવા પડશે; જેમ કરવાથી આપણા નેક નયાગાનોએ 'હુશ્મોર્દી' રોજ માહ ભણીને કીધેલી સઘળી ક્રિયાઓ અને આજ સુધી થયલી સઘળી ક્રિયાઓ બરપા રહી, આપણી હવે પછી થતી સઘળી ક્રિયાઓનો સિલસિલો આગલી ક્રિયાઓ સાથે સોનાની સાંકળથી જકડાયલો રહેશે; આપણાં દીની ફસલી રોજ માહની ક્રિયા, આપણાં રોજ માહ 'આલાત', 'બરેશ્નુમ'નો સિલસિલો સાબેત રહેશે.

જેઓ ફસલી ફસલી બોલે છે તેઓએ પોતાનાં ધાર્મિક સાહિત્યનો કકકો કારવ્યો નથી. જેઓ દુનિયામાં નામના માટે બહાર પડયા છે તેઓને અભ્યાસ કરવાની ફુરસત નથી. મારા મરહુમ મુરબી પીતાશ્રીએ આજથી પાંચ દાહેકા આગમચ, પહલવી સાહિત્યમાં 'વેહીજકી' અને 'હુશ્મોર્દી' એ તારીખો સાસાની જમાનામાં ઇરાનમાં જાયેજ હોવાની વિગત જાહેરમાં મેળી હતી. મરહુમ જીન્નતગુજીન દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાણાએ ઇસ્વી સને ૧૮૨૭ માં 'ખોરેહ વેહીજક' નામનું પુસ્તક લખ્યું હતું. તેમાં 'દીનકર્દ' અને 'બુનદહિશ્ન' પહેલવી પુસ્તકોની દલીલો આપી છે. તે દલીલોમાં 'વેહજકી' અને 'હુશ્મોર્દી' વર્ષોની ગણત્રિ વિષે સંપૂર્ણ શાહદત મળે છે. ઇસ્વી સને ૧૯૦૮ માં 'ફસલી સાલ મંડળ' તરફથી એક ભાષણ આપતાં મેં દેખાડયું હતું કે ઘણા જુના જમાનામાં જરતોસ્તી વર્ષ દએ મહિનો અને હોરમજદ રોજે, શીયાળામાં ઘણોજ ટુંકો દિવસ અને રાત ઘણી લાંબી હોય તે દિવસથી, શરૂ થતું હતું, અને ફ્રવર્દીન

માહ અને હોરમજદ રોજ વસંત વિષુવની સાથે હતો, તથા અશો જરથુસ્ત્ર પછી ઘણા નજદીકના અરસામાં વસંત વિષુવથી દીની સાલ ગણવામાં આવ્યું. આજે વર્ષોવર્ષ થયાં ઘણીવાર આ બીના મેં જાહેરમાં મેલી છે અને તમો સાહેબ સનમુખ એકવાર ફરીથી જાહેરમાં મેલું છુંજી.

યજદગર્દી સને અને ફસલી રોજ માહને કાંઇ પણ સંબંધ નથી. આપણે જરથોસ્તીઓ યજદગર્દી સને તજી દઇ શકવાના નથી. યજદગર્દી સને આપણી જરતોશ્તીઓની તારીખ અને તવારીખ સાથે ઘણો નીકટ સંબંધ ધરાવે છે. યજદગર્દી સનેનું વર્ષ 'હુસ્મોર્દી' હોવાથી, યજદગર્દી સને સાથ 'હુસ્મોર્દી' રોજ માહ આપવા જોઇએ. જો એમ કરીશું તો આપણો સિલસિલો કોઇ પણ રવેશે તુટવાનો નથી. 'હુસ્મોર્દી' રોજ માહ ઇરાનના 'કદીમ' રોજ માહજ લેવા પડશે. શેહેનશાહી રોજ માહમાં એક માહ ખીસાડી શેહેનશાહીઓ જે પછાત પડયા છે તે એક મોટી ભૂલ થઇ છે.

ત્યારે હવે ફસલી સ્નાન, 'બરેસ્નુમ,' 'આલાત' સઘળાં 'કદીમ' દસ્તુરો પાસેથી લઇ, સિલસિલો સાબેત રાખી, પછી 'કદીમ' રોજ માહ સાથે પોતાના ફસલી દીની રોજ માહ ભણવા શરૂ કરી, પોતાનાં 'બરેસ્નુમ,' 'આલાત' નવાં કરી, પોતાનાં ફસલી 'આતશ-ઇ-આદરાંન' પરહાવી તખ્તનશીન કરે તો તે તદન બરહક છે. સ્નાન, 'બરેસ્નુમ,' અને 'આલાત' વિષેનાં ફરમાન વંદીદાદ અને નીરંગસ્તાન કેતાબમાંથી મળશે. ફસલી સ્નાન, 'બરેસ્નુમ' અને 'આલાત' ને માટે કાંઇ જુદી તરતીબ નથી.

સવાલ ૯ (ક)—જો શાહદત હોય તો, નવો સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવા માટે આ **જમાનામાં** આધાર અને અધિકાર કોણને છે?"

(ખ) "જો શાહદત નહિ હોય તો, નવા સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવા માટે, તેમજ નવાં નાહન લેવા માટે શું શું દીની ક્રિયાઓ જરૂરી છે? અને નવા વરશયાજી કેવી રીતે ઉભા કરવા?"

જવાબ—ફસલી કે અસલી, એક નવું 'આતશ-ઇ આદરાંન' સ્થાપનારાઓને પોતાના નેમેલા ધર્મગુરૂઓ મારફતે 'આલાત' બરપા કરવાનો અધિકાર છે. ખોટા રોજ માહે, ખોટી ક્ષતુમને, ગેહો, ગાહમ્બારો અને જશનો થતાં આવ્યાં છે, તેઓનું જેટલું બને એટલું જલદી ખરા રોજ માહે અને ખરી ક્ષતુમને ભણતા થવાનો આધાર જરતોશ્તી ધર્મપુસ્તકો છે. એક કામ ખોટું છે, દીની ફરમાનની વિરૂદ્ધ છે, એવું જાણવા છતાં તે કામ કરનારને જાણીબુજીને એક ખોટું કામ કરવા માટે મોટો ગુનાહગાર દીનમાં ધાર્યો છે.

આ જમાનામાં કે હવે પછી આવતા જમાનામાં 'આલાતો' બરપા કરવાનો અધિકાર નવું 'આતશ-ઇ આદરાંન' સ્થાપનારાઓ ધરાવે છે.

શાહદતના બાબમાં આપને અરજ કરવાની કે જે રીતે મોબેદ નેર્યોસંઘ ધવળ અને એરવદ હોરમજદિયાર રામિયારએ હિંદુતાન આવી ક્રિયાનું મંડાણ કીધું, જેવી રીતે 'કદીમ' પંથના સાહેબોએ આલાત મેળવવાની ગોઠવણ કીધી, જેવી રીતે હિંદુસ્તાનમાં જુદાં જુદાં આતશબેહરામો અને આતશ-ઇ આદરાનોના 'આલાત' મોરત્તબ થયા, તેજ રીતે ફસલી 'આલાત' બરપા કરી શકાય. નવાં સ્નાન માટે મેં ઘણી વેળાએ ઉપર લખ્યું છે. જયારે એક 'વરસિયો' ગુજર પામે ત્યારે જે કાનુને અને રૂઢીએ બીજો 'વરસિયો' મેળવી તેને મોર-તબ કરવામાં આવે છે તેમજ નવાં ફસલી દીની સાલનાં 'આતશ-ઇ આદરાંન' ને પરઠાવનારાઓ કરી શકે.

સવાલ ૧૦—"રેવાજી રોજ માહથી નાહન લીધેલા મોબેદો ફસલી રોજ માહ ભણી ક્રિયાકામ કરી શકે કે?"

જવાબ—અલબ-તે કરી શકે. જો આપણી દીની રૂઢી મુજબ 'વેહજકી' રોજ માહ સાથે 'હુસ્મોર્દી' રોજ માહ પઢે તો, જે 'હુસ્મોર્દી'ને તમે 'રેવાજી' કહો છો.

સવાલ ૧૧—"રેવાજી રોજ માહથી નાવર મરાતબ થયલા મોબેદો પાસે ફસલી રોજ માહ ભણાવ્યાથી આપણાં અસલી કદીમો કદીમ સીલસિલો ધરાવતાં જુના ચાલુ રેવાજી 'બરેશ્નુમ' તેમજ 'આલાતો' ને કેવી રીતે હાનિ પુગે તે જણાવશોજી."

જવાબ--**આએ જમાનામાં** કાંઇ પણ હાનિ પુગે નહિ. 'જંદ-ઇ વોહુમન યશ્ત' નો લખનાર આપણા 'લોખંડી જમાના' નું વર્ણન આપતાં કહે છે કે 'બરેશ્નુમ' લઇ 'બરેશ્નુમ-ગાહ' માંથી બહાર નિકળતાંજ 'બરેશ્નુમ' લેનાર જેવો પોતાનો પગ બહાર મેળશે કે તેનું 'બરેષ્નુમ,' તેની પાકીજગી રહેશે નહિ. જુદદીનોના પુરેપુરા સમાગમમાં રહેનારી આપણી કોમ, કદી પણ પાંચ પળ પણ પોતાની પવિત્રાઇ જાળવી શકતી નથી. એ વિષે તમો સાહેબ અને તમારા મલતાવિષેકો મારા કરતાં વધુ જાણકાર છો. જો સમજદારીથી વિચાર કરશો તો મારૂં કહેવું આપના ધ્યાનમાં ઉતારશોજી. જે દેશમાં, જે શહેરમાં, જે ગામમાં, એક જરતોશ્તી મોટી કે નાની દરેક વસ્તુને માટે પરધર્મીઓને આધીન, ત્યાં કદી પણ એક જરતોશ્તી પોતાની 'યઓજદા' રાખી શકે નહિ. આપને આગલા સવાલોના જવાબમાં મેં ખુલ્લું જણાવ્યું છે તેમ ફસલી રોજ માહ સાથે 'હુસ્મોર્દી' રોજ સાથે સાથે ભણતા 'બરેષ્નુમ' અને 'આલાત'નો સિલાસલો અને પાકીજગી બરકરાર રહેશે.

સાહેબ, જે કોમે ગફ્લતથી રેવાજી રોજ માહની ગણત્રીથી ક્રીયાઓ ચાલુ રાખી, કવખતે ગાહાનબરો ઇંજયા, • કવખતે ગેહો ભણ્યાં, ખોટી

ક્ષનુમન ભણી ક્રિયાઓ કીધી, કવખતે 'બરેષ્નુમ' નવાં કરવાનો રેવાજ પાડી 'બરેષ્નુમ' વગરનાં ધર્મગુરૂઓનાં ભણુતર લઇ ચલાવ્યાં, જે કોમે પોતાની દીની તરતીબ સઘળી ઉલટાવી નાખી, તે કોમમાં જો 'ફસલી સાલ મંડળ, અને 'રાહી સોસાયટી' જેવી સંસ્થાઓ દરેક જરતોસ્તીને દરેક ધર્મસ્થળના મુતવલીઓને ખરી રાહ બતાવી, બરવખતે જરતોસ્તીઓ નાની કે મોટી દરેક ક્રિયાઓ કરતા થાય તે બહેતર, કે કોમમાં 'રેવાજી 'બરેષ્નુમ', રેવાજી 'આલાત', રેવાજી તર્કશાસ્ત્ર,' 'રેવાજી દલીલ',ની કથા બેહતર ? જો 'ફસલી આલાત', ક–રૂઢીઓ, ક–મોસમે, કવખતે બરપા થયલો એવું પુરવાર થાય તો તે 'ફસલી આલાત' તર્ક કરી નવેસરથી નવો 'આલાત' કરવાની આપણે સુચના કરી શકીશું. જો હાલની 'ફસલી આતશ–ઇ આદરાન'નાં સ્થાપકો પોતાની ભુલ નહિ સુધારે તો બીજા ફસલી જરતોસ્તીઓ, 'રાહી સોસાયટી'ના સાહેબો અને બીજાઓ ખરી રૂઢીએ, ખરી તરતીબથી નવાં 'ફસલી આલાતો' મોરત્તબ કરી કોમને રૂડે માર્ગે ચલાવશે.

**સવાલ ૧૨)**—"કોઇ પણ અગિઆરી—આતશ કદેહ યા આતશ–આદરાંનનાં પાક મકાનમાં સંડાસ તથા નાહવાની મોરી ભોંયતળીએ યા તો માળ ઉપર એકજ પેવંદમાં ને એકજ છાપરાં તળે હોઇ શકે કે ? અને તેમ નહિ હોવા માટેની દીની શાહદતો શું છે ?"

**જવાબ**—કદી બની શકે નહિ; હેહેર–નસા' કદી પણ આતશનાં પવિત્ર મકાન સાથે હમપયવંદ કરાય નહિ.

**સવાલ ૧૩**—"મુંબઇની માનવંત પારસી પંચાએતના ટ્રસ્ટી સાહેબોએ થોડાંક વર્ષની વાત ઉપર નેમેલી 'સ્કોલરોની કમીટી'એ, હાલના કોમી સંજોગો જોતાં, ફસલી ગણુત્રિ કોમમાં ચાલું કરવા કરાવવા માટે પોતાનો વિરૂદ્ધ ઠરાવ પસાર કર્યો છે. છતાં, આ 'ફસલી' અગિઆરીના કાર્યવાહકો નવી 'ફસલી અગિઆરી' બરપા કરીને, એજ જુનો સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવવા જેવું કરે તો તે વાજબી છે કે ?"

જવાબ—સાહેબ, પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબોએ પારસી પંચાંગ વિષે તપાસ કરવા ઇસ્વી સને ૧૯૨૭ માં એક કમીટી નેમી હતી. એ કમીટીનો રીપોર્ટ ઇસ્વી સને ૧૯૩૫ માં છપાઇ બહાર પડયો હતો. એ કમીટીમાંના સાત સાત સાહેબોએ મત આપ્યું હતું કે " પંચાંગમાં ફેરફાર કરવાની જરૂર નથી...તેથી ગેરફાયદા થવાનો સંભવ છે." એક સાહેબે પોતા તરફના જુદા વિચારો આપેલા હોવા છતાં, કમીટીના સરનશીન સાહેબ સાથે એકમત હતા કે " ફેરફાર કરવાની જરૂર નથી." બીજા પાંચ સાહેબો કમીટીના સાત સાહેબોનાં મતની વિરૂદ્ધ હતા. બીજા

બે સાહેબો જેઓ વિરૂદ્ધ મતના હતા તેઓ ગુજરવાને સબબે તેઓનાં મત રીપોર્ટમાં આવી શકયાં નહિ. છાપેલા રીપોર્ટ મુજબ આઠ વિરૂદ્ધ પાંચ મતે ઠરાવ થયો હતો કે ફેરફાર કરવો નહિ, અને મરહુમ બે સાહેબોનાં મત પણ ગણિયે તો એ ઠરાવ આઠ વિરૂદ્ધ સાત મતે પસાર થયો હતો, અને ત્રસ્ટી સાહેબોએ વાજબી રીતે આ રીપોર્ટ પોતા તરફથી કાંઇ પણ મત બાંધ્યા વગર છાપવાનું વાજબી જોયું. આ હાલતમાં ફસલી દીની રોજ માહની ગણત્રિ પ્રમાણે ક્રિયાકર્મ કરવા ઇચ્છનારા સાહેબો એક પવિત્ર ધર્મનું મકાન ઉભું કરે તો કોમના જે સાહેબો શેહેનશાહી કે કદીમી રોજ માહની ગણત્રિ પ્રમાણે ભણવા માટે પોતાનાં મકાનો ધરાવે છે તેઓને કાંઇ પણ ખલલ કે નુકસાન થતું નથી. કોમની ભુલ દેખાડી કોમને ખરે માર્ગે દોરવનારાઓનું પગલું વાજબી છે.

સવાલ ૧૪—"જો કશી પણ શાહદત તેમજ આધાર અધિકાર વગર, તેમજ 'નર અષવન' ની ગેરહાજરીમાં, જો ફકત અલ્લઇટપ્પે, નવા સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવામાં આવે (કે જેથી કોમ ઉપર બેશક ગંભીર આફત આવી પડે) તો એવાં ધર્મ વિરૂદ્ધનાં કાર્યને આપણે રોકવા માટે શું શું પ્રયત્ન કરવા જોઇએ?"

જવાબ—સાહેબ, આગલા જમાનામાં મોબેદ નેર્યોસંગ ધવળે, યજદગર્દી સને ૨૧૯ માં, જયારે 'ઇરાનશાહ' ને તખ્તનશીન કીધાં ત્યારે જે તરતીબથી 'આલાત' મોર-તબ કીધાં, યજદગર્દી સને ૭૨૪ ની આસપાસના હિંગામમાં ભરૂચના આથ્રવનોએ 'આતશ-ઇ આદરાંન' બરપા કીધું ત્યારે જે તરતીબથી 'આલાત' બનાવ્યાં, યજદગર્દી સને ૧૧૩૪-૩૫ માં નવસારીનાં 'આતશબેહરામ' નાં 'આલાત' બરપા કરવામાં આવ્યાં, યજદગર્દી સને ૧૧૫૩ માં મુબઇમાં કદીમીઓનાં 'આતશબેહરામ' કદીમ તરીકા મુજબ પરઠવામાં આવ્યાં, યજદગર્દી સને ૧૨૦૦ માં મુંબઇમાં વાડીઆજીનાં શેહેનશાહી 'આતશ-બેહરામ' પરઠાયાં, યજદગર્દી સને ૧૨૧૪ માં મુંબઇમાં બનાજીનાં કદીમી 'આતશ-ઇ આદરાંન' અને 'આતશ બેહરામ' પરઠાયાં, યજદગર્દી સને ૧૧૯૩ માં સુરત મધેનાં શેહેનશાહી અને કદીમી 'આતશ બેહરામો' પરઠાયાં, યજદગર્દી સને ૧૨૬૬ માં શેહેનશાહી અનજુમનનાં 'આતશ બેહરામ' મુંબઇ મધેનાં પરઠાયાં, ત્યારે શેહેનશાહી અને કદીમી પંથોના તરીકામાં હેરફેર હોવા છતાં, 'આલાત' મોરત્તબ કરવાની રૂઢીઆમાં ફેરફાર હોવા છતાં, એ પંથોના વડા ધર્મગુરૂઓએ જયારે આ પવિત્ર મકાનોનાં 'આલાત' તયાર કીધાં ત્યારે તે વેળાના શેહેનશાહી અને કદીમી બેહદીનોને તે ધર્મના મકાનોના વડા અશો ધર્મગુરૂઓ માટે સમ્પુર્ણ માન અને વિશ્વાસ હતાં. જયારે પણ જરતોશતીઓએ નેક શ્રદ્ધાથી પુરાતન આતશના

ફેબલાઓ સ્થાપ્યા ત્યારે પોતાના ધર્મગુરૂઓનાં અશો ચરિત્ર માટે કદી સવાલ ઉઠાવ્યો હતો નહિ. તમો સાહેબના મલતાવિષેકો મારાં મત સાથે એક મલતા થશે કે દરએક જનનું 'નર અષવન'ને માપવાનું મીજાન જુદું હોય છે. તમારા મલતાવિષેકોમાં ઘણા અશો નરો છે. ફસલી ગણત્રિ મુજબનું 'આતશ-ઇ આદરાંન' બરપા કરનારાંઓમાં ઘણાં નેક અશો બાનુઓ અને ગૃહસ્થો, બેહદીનો અને આથ્રવનો છે. અશો નર-નારીઓની હાજરીથી પારસી કોમ નસીબદાર છે. જેવાં શેહેનશાહી કે કદીમ 'આલાત', તેવાંજ ફસલી 'આલાત', નહિ ઉંચાં કે નહિ નીચાં. શાહદત, આધાર કે અધિકાર વગર 'આલાત' બરપા કરી શકાયજ નહિ. આ એક દીની મહત્વનું કામ છે; અલ-અલ-તબેહ અજ્ઞાન સાહેબો જાણુ અજાણુ ટોલ્લા મારે એ તમારાં મતને હું મલતો છું. હું ખાતરીપુર્વક છું કે ફસલી 'આતશ-ઇ આદરાંન' બરપા કરનાર અશો બાનુઓ અને ગૃહસ્થો દરેક કામ ચોકસાઇથી અને સાહુચેતીથી કરવા માટે જાણીતાં છે, આ કામ માથે લેવા આગમચ 'આતશ બેહરામો' અને આતશ-ઇ આદરાંન'ના મુતવલીઓ તરીકે સમ્પુર્ણ સહમજદારી ધરાવે છે. જેમ અનજુમનનાં નવાં 'આતશ બેહરામ'ને લીધે કોમ ઉપર ગંભીર આફતો આવી પડવાની વાતો થઇ હતી તેમ હાલ કરવામાં આવે છે. એ આફત-માંથી ખુદા પાક 'રાદી સોસાયટી'ને ઉગારે એવી મારી ખરાં અંતઃકરણની પ્રાર્થના છે. ફસલી 'આલાત' બરપા કરવાનું કાર્ય ધર્મવિરૂદ્ધનું નથીજી. એ કાર્યથી ધર્મની ઉન્નતી થશે. જે કાર્ય ચંદરોજમાં 'રાદી સોસાયટી' કરશે, જેનો પાયો આજે વર્ષો થયાં નખાયો છે, તે કાર્ય ફસલી 'આતશ-ઇ આદરાંન' સ્થાપનારાઓ કરે છે. ખુદા પાક એ કાર્યવાહકોને સઘળી આફતોમાંથી ઉગારે. એ કાર્યથી કોઇને રોકવું તે ઘણું ગુનાહમયું થશેજી.

માનવંત સાહેબ, તમો સાહેબ તરફથી મળેલી સવાલોની હારમાળાના આ મારી સહમજ મુજબના જવાબો છેજી. પાક દાદાર અહુરમજદાને હું બંદગી કરી વિનવું છું કે કોમમાં તમારા મલતાવિષેકો જેવા સહમજ-દાર પુરૂષો કોમને તેરવવા, કોમમાં ઐકયતા બરપા કરવાના સબળા પ્રયાસો કરી પોતાને અને કોમને દીપાવશે. લી૦ સેવક,

**બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆની**
બંદગી કબુલ ફરમાવશોજી.

**તાજે કલમઃ—**આપના પત્રનો આ જવાબ તા ૨૪ મી નવેમ્બર ૧૯૩૯ ને દીને લખેલો, તા. ૧૩ મી જાન્યુઆરી ૧૯૪૦ ને દીને આપને પહોંચાડું છું. સબબ કે છાપખાનામાં છાપવા મોકલેલો ત્યાં ઢીલ થઇ, તેથી દરગુજર ચાહું છુંજી. **બે. તે. અંકલેસરીઆ.**

# કેકોબાદ દસ્તુર દારાબજી મેહેરજીરાણા તરફથી આવેલા સવાલના જવાબો.

દસ્તુરવાડ, નવસારી.

તા૦ ૨૮-૨-૪૦.

શેઠ દીનશાહ શાપુરજી મસાની,

તે જરથોશ્તી રાદી સોસાયટીનાં ઑ૦ સેક્રેટરી, જોગ

સાહેબ,

આપે હાલે મુંબઇમાં પરથાનારા ફસલી આતશ કદેહ માટે જે સવાલો પુછયા છે, તેનો મારી નાદરૂસ્ત તબીયતને લીધે જલદી જવાબ નહી લખાયો તે માટે દલગીર છું.

મારે પેહલાંથીજ કહી દેવું જોઇએ કે આપણાં સદીઓથી ચાલતાં આવેલાં પંચાંગમાં ફેરફાર કરવાની હું તરફેણમાં નથી. એવો કોઇ પણ ફેરફાર આપણી પુરાતન બુલંદ ક્રિયાઓમાં હરકત કરતા થઇ પડે છે એમ મારૂં માનવું છે. એ બાબેનો મારો અભીપ્રાય ૧૯૨૬ માં જામે જમશેદમાં લંબાણથી મેં આપ્યો હતો. હાલે જે રીતે નવો આલાત બરપા કરવામાં આવ્યો છે તેને કોઇ પણ ધર્મ પુસ્તકનો કે આપણાં પુરાતની રીવાજનો ટેકો નથી. કોઇક શખસોના મનનાં તરંગો પ્રમાણે દીની આલાત બનાવવાનું કામ ગેરસરેશતે છે. આ બાબદમાં દસ્તુરજી સાહેબ કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલને, એરવદ ફીરોઝ મસાની, ફરેદુન કાંગા વગેરે ભાઇઓએ જે લેખો જામે જમશેદમાં લખ્યા છે તેમાં જણાવેલી મોટે ભાગોની દલીલો સાથે હું મલતો થાઉં છું.

લી૦ દોઆગો,

કેકોબાદ દસ્તુર દારાબજી મેહેરજીરાણા.

---

# દસ્તુરજી સાહેબ કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલન તરફથી આવેલા સવાલના જવાબો.

૬૬૪, પારસી કોલોની

દાદર મુંબઇ તા. ૩-૩-૪૦.

નેક નામ શેઠ દીનશાહ શાપુરજી મસાની,

તે જરથોશ્તી રાદી સોસાયટીનાં ઑ૦ સેક્રેટરી જોગ,

સાહેબ,

તમો સાહેબે પુછેલા સવાલો મુખ્ય એકજ બાબદ ઉપર રચાયા છે

અને તે એકે હાલે જે ફ્સલી આતશ કદેહ મુંબઇમાં બરપા થાય છે, તે માટે જે રીતે સ્વતંત્ર ફસલી આલાત બરપા કરવામાં આવ્યા છે તે બરહક છે કે અને તેને ધર્મશાસ્ત્રોનો ટેકો છે કે? મારો જવાબ એ છે, જે રીતે ફ્સલી આલાત બનાવવાની જાહેરાત થઇ છે, અને બરશનુમો લેવાની જે રીતી જાહેરમાં મુકાઇ છે તેને આપણાં ધર્મશાસ્રોનો બીલકુલ ટેકો નથી. આ ઉપરથી જોઇ શકાશે કે જે મુલ પાયા ઉપર ઇમારત રચવામાં આવી છે તે પાયોજ ખોટો છે, એ બાબે મેં મારા વિચારો કારણો આપી લંબાણુથી જામે જમશેદમાં અનેક લેખો લખી જાહેર કીધા છે, એટલે તે હું લખવાની જરૂર જોતો નથીજી.

લી૦ દોઆગો,

**કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલન.**

---

## ડો૦ ફરદુનજી કે. દાદાચાનજી (સોલીસીટર)એ ફસલી અગીઆરીના ત્રસ્ટી સાહેબો પર મોકલેલા સવાલો.

મુંબઇમાં ચર્ચગેટ સ્ટેશન સામે બંધાએલી નવી "ફસલી" અગીઆરી–શેઠ નશરવાનજી માણેકજી પીટીટ "આતશ કદેહ"ની બાબદમાં ધાર્મીક, કોમી, તથા ક્રિયા માર્ગીય નજરે ઉભા થતા થોડાક અગત્યના સવાલોની પ્રશ્નાવલી (Questionnaire).

૧. આ મકાનને "આતશ કદેહ"નું ધાર્મીક નામ શા અર્થે આપવામાં આવ્યું છે? આતશ–કદેહનો અર્થ a place abounding by fire જગ્યા થાય છે, જ્યારે આ મકાનમાં આતશ–દાદગાહ કે આતશ–આદરાન બરપા કરવામાં આવનાર છે?

૨. આ મકાન "આતશ–આદરાન" યાને ફસલી અગીઆરી હોય તો કંઇ તરતીબથી તે બરપા કરનાર છો? તે માટેની ક્રિયાઓ કોણુ કરશે? અને કેમ તથા કયા આધારથી કરશે?

૩. આ કળજુગના જમાનામાં સંપુર્ણ પાકીઝગીવાળો તેમજ નવા સ્વતંત્ર ફ્સલી આલાત બરપા કરવાની સર્વ ભેદી ક્રિયાઓની પુરતી બારીક માહીતી ધરાવનાર કોઇ પણ આબેદ જાહેરમાં નથી તેથીજ નવા સ્વતંત્ર ફ્સલી આલાત હાલમાં બરપા થઇ શકેજ નહી તો પછી તમો એ કામ કરશો તો ચાલુ આલાતો સાથે આસનાઇ કરવા જેવું નહિ ગણાશે?

૪. જો આધાર અને અધીકાર નહિ હોય તો પછી નવા ફ્સલી

આલાત સ્વતંત્ર રીતે બરપા કરવા માટે તેમજ નવા ફસલી નાહન સ્વતંત્ર રીતે લેવા માટે અને નવા ફસલી વરસ્યાજી સ્વતંત્ર રીતે ઉભા કરવા માટે કેવી દીની રૂઢી અખત્યાર કરનાર છો? કઇ દીની ક્રિયા કરનાર છો? અને કઇ નીરંગ ભણુનાર છો?

૫. નવા ફસલી આલાત સ્વતંત્ર રીતે બરપા કરવા વીષેની સંપુર્ણ જરૂરી દીની ક્રિયાઓની બારીક માહીતીની ગેરહાજરીમાં આ નવા મકાનમાં માત્ર "આતશ-દાદગાહજ" રાખે તો તેમાં તમુને શું વાંધો છે? "આતશ-દાદગાહ" પણ જરથોસ્તી કોમના પુરાતન રીતરીવાજ મુજબજ અને દીની કાયદાઓ અનુસારજ સ્થાપવા જોઇએ.

૬. મકાનની બાંધણી બીજી સર્વ હૈયાત અગીઆરીઓથી તદનજ વિચીત્ર પ્રકારની કાંય કરાવી છે?

૭. જે જે ખામીઓ દીન તથા રેવાજની નજરે એ મકાનમાં ખુલ્લી જોવામાં આવે છે તે-સુધારવાની ખાસ કાળજી લેશો કે?

૮. હાલ જેમ સઘળા ધર્મસ્થળોમાં આપણી પુરાતન કદીમ રીવાજ ચીવતાઇથી પાળવા પળાવવામાં આવે છે તેમ નવા આતશ-કદેહ પણ હમદીન ગ્રહસ્થો, બાનુઓ અને બચ્ચાંઓ માટે ત્યાં દાખલ થતી વખતે ફરજ્યાત માથું ઢાંકેલુંજ રાખવા જેવા સઘળા દીની કાયદા પાળવા-પળાવવામાં આવનાર છે કે? અને સાવચેતી માટેની કાળજી ત્યાંના કાયદા-કાનુનોમાં રાખી છે કે?

૯. અમેરીકન ફ્રેંચ "માઝદયસ્નાનો"ને તેમજ કોઇબી પરકોમી શખ્સોને આ મકાનમાં-ભેગી બંદગી વખતે, ભાષણ યા સભાઓ વખતે-કોઇ પણ પ્રસંગે દાખલ કરવામાં આવનાર છે કે અને તેવો ન ઇચ્છવા જોગ રીટનો ભવિષ્યમાં આ મકાનમાં ન બનવા પામે તે માટે સાવચેતી રૂપી ઘટતા કાયદા કાનુનો તમોએ ઘડી કાઢ્યા છે કે?

૧૦. આ મકાનમાં ભવિષ્યમાં જુદદીન લગ્નો અને જુદદીન નવજોત કરવા-કરાવવાની ખાસ વીરૂધ્ધ ઘટતા કાયદા કાનુનો તમોએ ઘડી કાઢ્યા છે કે?

૧૧. મુંબઇના તેમજ દેશાવરોના દરેકેદરેક ધર્મસ્થળો, તેમજ હમદીનોની કોઇબી જાહેર યા ખાનગી મીજલસોમાં હમબંદગી કરતી વખતે પાક અવસ્તા ઝબાન સિવાય બીજી "સમજાતી સામાન્ય ભાષામાં" બંદગી કરવા કરાવવા દેવામાં આવતી નથી. તેમ ત્યાં પણ તેજ પુરાતન દીની રીવાજ પાળવા-પળાવવામાં આવશે કે?

૧૨. આ મકાનમાં વાજીંત્ર કે ગાયણ સાથે બંદગી થનાર છે કે? આ સવાલ પુછવાનું કારણ એ છે કે એના સંબંધમાં કોમમાં સત્તાવાર યા બીન સત્તાવાર–અનેક અફવાઓ ચોમેર ઉડી રહી છે, તે તમો જાણો છે કે! અને જાણુતા હોવ તો તે વીષે ઘટતો ખુલાસો કોમ સમક્ષ, બહાર પાડતા કેમ નથી?

૧૩. પારસી પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબોએ થોડુંક ઉપર નેમેલી "સ્કોલરોની કમીટી"એ ફસલી રોજ માહની ગણત્રી કોમમાં ચાલુ કરાવવાના સવાલમાં–દરેક દ્રષ્ટિબીંદુએ લાંબો વાદવિવાદ ચલાવી, તેમજ બહુ ઉંડો અભ્યાસ કરી–પોતાનો સખત વીરોધ જાહેર કર્યો હતો, અને એવી રીતનો ઠરાવ પસાર કર્યો હતો કે: હાલના સર્વ સંજોગો ધ્યાનમાં લેતાં, કોમમાં વધુ તડાં પડતાં અટકાવવા અર્થેજ ફસલી રોજ માહની ગણત્રી કોમમાં ચાલુ કરાવવી ઘટારત નથી. "સ્કોલરની કમીટી"ના આવા ખાસ ઠરાવ છતાં, આ સવાલ નવેસરથી કોમમાં ચર્ચાવાની શી જરૂર છે?

૧૪. ફસલી ગણત્રીમાં ખુદ ફસલીઓ વચ્ચે ગંભીર મતફેરીઓ છે તે તમો જાણો છો કે? ૨૧ મી માર્ચ? કે ૧૪ મી એપ્રીલ?–એ વીષે હાલમાં ગંભીર મતફેરી ઉભી થઇ છે તે તમો જાણો છો કે?

૧૫. રેવાજી રોજ માહથી–નાવર–મરાતબ થએલા, અને ખુદ રેવાજી અસલી રોજ માહથી નાહન લીધેલા મોબેદો પાસે ફસલી રોજ માહ ભણાવી દીની–ક્રિયા કામ કરાવવા માંગો છો કે? જો તેમ થવા પામે તો મોબેદોના નાહન તુટે છે, એટલુંજ નહિ પણ તેઓએ કીધેલી સર્વ ક્રિયાઓ, દીની કાયદાઓ મુજબ, તદનજ વ્યર્થ જાય છે તે તમો જાણો છો કે?

૧૬. સર્વ ચાલુ દીની તરીકતો, આજુરફરો અને જમાનાઓથી ચાલુ થએલા દીની રીવાજો આ મકાનના પંથકી તેમજ સર્વ મોબેદ સાહેબો પાસે ખાસ પળાવવા વીષે ઘટતા કાયદા કાનુનો તમોએ ઘડી કાઢયા છે કે?

૧૭. આ નવી ફસલી અગીઆરી સ્થાપવા પહેલાં કોણ કોણ માનવંત દસ્તુરજી સાહેબોની મંજુરયાત તમોએ લીધી છે?

૧૮. આ મકાન બાંધવા–બંધાવવા જેઓએ મદદ કરી હોય તેઓ સરવે આ સઘલા કોગી વાંધાઓથી જાણુકાર છે કે? ઉપલા સર્વ વાંધાઓ કાઢી નાખી કોમને સંતોષ આપવા તેઓ મહેરબાની કરશે કે?

———

# નવી ફસલી (!) અગીઆરી.

## ડૉ૦ ફરેદુન કેરશાસ્પજી દાદાચાનજીએ મોકલાવેલા સવાલોના- તેના ટ્રસ્ટીઓ તરફથી-જવાબો:—

"આતશકદેહ" શબ્દ "આતશે આદરાન"ના અર્થમાં વપરાયો છે. તે બનાવવામાં જગા વેચાતી લેવા માટે રૂા. ૧,૮૫,૦૦૦ નો તથા રૂા. ૧,૨૫,૦૦૦ મકાન બાંધવા માટે, ખર્ચો થયો છે, તે આતશ-આદરાનમાં **ફસલી** સીવાય કોઇબી જાતનું ભણવા દેવામાં આવશે નહી.

નીરંગ નાહન, બરસ્નુમ સર્વે લેવામાં આવશે. **આલાત નવાજ બનાવવામાં આવનાર છે.** તે આલાત "૭૮ રેવાયત"ના ૬૦ મા સવાલના જવાબની રૂઢીથી બરસ્નુમ લઇને, ત્યાંજ જણાવેલી તરતીબ પ્રમાણે થશે. એડનમાં અગીયારી "અથોરનાન નામા" પ્રમાણે પરથાઇ છે, તેમાંએ બરસ્નુમવાળા કોઇ મોબેદ હાજર ન હોતા, તેમ હાલમાં પણ, **કોઇ ફસલી મોબેદ ન હોવા છતાં, અત્રે આલાત બનાવવામાં આવશે.**

ફસલી મોબેદો, અસલી હોવાનો, અથવા અસલી રીતે રોજ માહ ભણવાનો દાવો મુકી દેશે, અને અસલી ક્રીયા કામો કરતો બંધ થશે.

રેડીઓમાં બંદગી આ ફસલી અગીઆરીમાં થનાર નથી. ફીલમ અગીઆરીમાં લેવામાં આવનાર નથી.

ટ્રસ્ટખતમાં તો ફસલી ટ્રસ્ટીની આસ્થા ઓછી રહે તો, તેમને પણ, દુર કરવા માટે શરત નાખી છે.

ફસલીઓની, આ અગીઆરી બાંધવામાં કોઇબી જાતની ભેદી મતલબ નથી. બીજી અગીઆરીઓમાં જેમ વરતન થાય છે તેમજ અત્રે જુદા રોજ માહ ભણીને થશે.

**અગીઆરી પત્થર ને સીમેંટની છે, માટે પેવંદ થતું નથી.** કેબલાનો બ્લોક પણ નીચેથીજ સીમેંટ પત્થરનો છે. સંડાસ પાસેના બ્લોકમાં છે. તેને પેવંદ થતું નથી; માટે આતશ-આદરાનને અલવલ આવતી નથી.

**દસ્તુરી કોણની ભણવી તે નક્કી નથી.** પણ જેમ આજે ઉડવાડયાઓ, બેંગલોરમાં હોઇને, સરદાર દસ્તુર નોશેરવાન દસ્તુર કૈકોબાદની દસ્તુરી હેઠળ કામ કરે છે, તેમ કોઇને દસ્તુર નેમીને, કામ ચલાવી શકાય, એવું ફસલી અગીઆરીના વડાઓનું મત છે.

જુના આલાત વાપરનાર જુના મોબેદો પણ, આજે ફસલી રોજ માહ ભણે છે. અને ગોડાવરા પંથમાં હાલ કદીમી વરસ્યાજી વપરાય છે. તો ફસલી અગીઆરીવાલાઓ આલાત જુદા વાપરે, તેમાં તેઓ વાંધા જેવું જોતાં નથી કદીમી મોબેદો જુદા આલાત છતાં, શહેનશાહી મુકતાદમાં ભણતર કરે છે.

જુઓ "કોમ સેવક" રવીવાર તા૦ ૧૨-૧૧-૩૯.

---

# જરથોસ્તી રાદી સોસાયટીએ શેઠ પીરોજશાહ પાલનજી મીસ્ત્રી મારફતે ફસલી અગીઆરીના ટ્રસ્ટી સાહેબોપર મોકલેલા નવ સવાલો.

મુંબઇમાં ચર્ચગેટ સ્ટેશન સામે બંધાએલી નવી "ફસલી" (!) અગીઆરી મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ ફસલી આતશ-કદેહની બાબદમાં ધાર્મીક કોમી તથા ક્રિયામાર્ગીય નજરે ઉભા થતા થોડાક અગત્યના સવાલો:—

૧) ફસલી રોજ માહથી ક્રિયા કામ કરાવવા માટે મોબેદ સાહેબોના બરશ્નુમ કેવી રીતે સચવાશે તે માટેની શું શું ગોઠવણો થનાર છે?

૨) આ માટે ધર્મ તથા રેવાજને અનુસરીને નવા સ્વતંત્ર ફસલી બરશ્નુમ તથા નવા સ્વતંત્ર ફસલી આલાતો બરપા થવા જોઇએ; તેથી તેને લગતી શું શું દીની ક્રિયાઓ કરવામાં આવનાર છે? અને કયા આધારથી અને કોણના અધીકારથી કરવામાં આવનાર છે?

૩) જો નવા સ્વતંત્ર ફસલી આલાત બનાવવાના હોય તો તેની સાથે સાથે ફસલી આદરાંન તેમજ ફસલી આતશ બેહરામ બનાવવા પડે અને ત્યાર પછીજ તેમાંના પવિત્ર ભસમ લઇને મોબેદ સાહેબનું બરશ્નુમ કાયમ કરી શકાય. માટે તમો ટ્રસ્ટી સાહેબો ફસલી આદરાન તેમજ ફસલી આતશ બેહરામ સાહેબના પવિત્ર કેબલા બનાવનાર છો કે?

૪) ત્રીજા સવાલના જવાબનાં ટેકામાં ધર્મ તથા રેવાજનો શું આધાર પકડવામાં આવનાર છે તે જણાવશોજી.

૫) તમારી સાથના સાહેબોમાંના કેટલાક ટ્રસ્ટી સાહેબો સુધારક હોવાથી આપણી કદીમ દીની તરીકતો-જેવી કે તરો યાને નીરંગ લેવો, હાજતથી આવ્યા બાદ કુશ્તી પાદયાબ કરવી તેમજ બીજી બધી તરીકતો-સામે અભાવ છે તેમજ તેઓને ક્રિયા કામમાં આસ્થા નથી તો પછી

મજકુર અગીઆરીનું કામ માથે લેવા અને તેમાં મોબેદ સાહેબ મારફતે ક્રિયા કામ કરાવવા માટે નાહન આપવા-કે જેમાં તરો યાને નીરંગ ભારો ભાર વાપડવો પડશે તેમજ બીજી બધી તરીકતો તે લોકોને જાળવવીજ પડશે. એવું પોતાના ચાલુ સુધરેલા વીચારોથી ઉલટું કરવાનું હાલમાં તેઓને શું કારણ મળ્યું છે?

**નોંધઃ**-ઉપલો નં.૫ વાલો સવાલ પુછવાની મતલબ એ છે કે જે લોકો પોતાના વીચારોથીજ ઉલટું કરવા નીકલ્યા છે તેઓ ખરેખર રીતે ધર્મ તથા રેવાજનું માન સચવાય તેમ વર્તશે કે? યા ઢાંક પીછોડો કરી અંદર અંદર, ધર્મનું ઉલ્લંઘન થાય તેમ બધું છુપાછુપ કામ કરવા-કરાવવામાં આવશે? (જે માટે કોમમાં ખુલ્લો શક છે) તેથી ખુલાસાવાર જવાબ મેળવવાની જરૂર છેજી.

૬) આ કામ માટે કયા કયા દસ્તુર સાહેબો, તથા યોજદાથ્રેગર સાહેબો-જેઓ પાકટ હોય અને ધર્મ તથા રેવાજને માન આપી ચાલનારા તરીકેજ જણાએલા હોય-તેઓની સલાહ સુચના લેવામાં આવી છે?

૭) જે ધર્મગુરૂ કે ધર્મગુરૂઓના વડપણ કે દેખરેખ હેઠળ તમો દરેમેહેરને લગતી ક્રિયા કામ કરાવવા માંગો છો તે માટે જે ધર્મગુરૂ કે ધર્મગુરૂઓના નામ બહાર આવ્યાં છે, તે જો ખરાં હોય તો, હમારે કેહવું જોઇએ કે તે સાહેબોએ તો **જાહેરમાં** એક નહિં પણ અનેકવાર જાહેર કીધું છે કે "ક્રિયા કામોમાં નીરંગ વપડાય છે તે જરથોસ્તી ધર્મના સ્પીરીટથી ઉલટું છે!! અને તેની જરૂર નથી." અને આગળ વધીને એક ધર્મગુરૂએ જાહેરમાં લેખ લખી ખુલ્લું જાહેર કીધું છે કે બરશ્નુમની ક્રિયા વટીકમાંથી મોબેદએ પસાર થવું જોઇએ એવું દીનમાં કેહે લખ્યું નથી!" "બરશ્નુમ તો ફકત રીમન થએલાજ જરથોસ્તીઓ માટેજ છે!!" વળી એવણ સાહેબે તો જાહેર કીધું છે કે "નીરંગ દીનની ક્રિયા પણ દીનમાં કેહે મલતી નથી!!" આવા વીચાર ધરાવનાર કોઇ ધર્મગુરૂ કે ધર્મગુરૂઓ નવા સ્વતંત્ર આલાત બનાવવાનું વડપણ લે (કે જે આલાત બનાવવામાં નીરંગ સઉથી અગત્યની વસ્તુ છે) તો એવા સાહેબો આલાતની મહત્વતા, પવિત્રાઇ, રીવાજ અને સીલસીલો જાળવી કેવી રીતે નવો સ્વતંત્ર ફસલી આલાત બનાવી શકશે, એ ઉપરજ આપ સાહેબો દરયાફ્ત કરશોજી.

૮) ગઇ કાલ સુધી જે મોબેદો જુના રોજ માહ પ્રમાણે ક્રિયા કામ કરતા હતા તેઓ એકદમ નવા રોજ માહથી ક્રિયા કરવા તૈયાર છે તે મોબેદો શું ફસલી ક્રિયા ઉપર સંપુર્ણ એતેકાદ રાખી એજ ક્રિયા ખરી

છે, એમ માની તમારી ક્રિયા કરશે? શું ત્યારે અત્યાર સુધીમાં તે લોકોએ કીધેલી ક્રિયા એતેકાદ વગરનીજ હતી કે?

૯) નવા આલાત ઉભા કરવા નીકલેલા મોબેદો નવું નાહન બરશ્નુમ લેતી વખતે, પ્રથમમાં કયા વરસ્યાજીનો (તરો) લેશે? તેમજ નવા બરશ્નુમ લેવા આગમજ તેઓને જે પોતાની "ફરજીયાત" ઉતારવી પડશે તેમાં કયા રોજ માહ ભણશે–અસલી કે ફસલી?

**નોંધ: આ સવાલોના જવાબો આજની ઘડી સુધી ફસલી આતશ-કદેહના ટ્રસ્ટીઓ તરફથી મોકળવામાં આવ્યા નથી.**

---

## નવું ફસલી આતશ કદેહ બરપા કરવા માટે દીન-આઇનના તરીકાથી ઉલટી અને સેંકડો વર્ષથી ક્રીયા કામોમાં ભણાતા રહેલા રોજ-માહના સીલસીલાને તોડનારી કરવામાં આવતી ક્રીયાઓ.

(લખનાર:—એરવદ ફરેદુન રતનજી કાંગા)

નવું ફસલી આતશકદેહ બરપા કરવા માટે હાલમાં કરવામાં આવતાં ક્રીયા ભણતરોના કાયદાસરપણાનાં સંબંધમાં વિદ્વાન ધર્મ-અભ્યાસીઓ એરવદ ફીરોઝ મસાની સોલીસીટર, દસ્તુરજી કેખશરૂ માહીયાર કુટાર દસ્તુર દારાબ પહાલન, એરવદ ખુરશેદ શાપુરજી દાબુ એમ. એ., મી૦ "સીનઝેક," મી૦ જાંહગીર ચીનીવાલા એડવોકેટ, અને બીજા ધર્મચુસ્ત લખનારાઓએ "જામે જમશેદ" જેવાં કોમી પત્રમાં ધરખમ દલીલો સાથના અનેક લેખો લખી જે વીરૂદ્ધતા જાહેર કીધી છે; તેજ વીરૂદ્ધતા, એક પક્કા યોજદાથ્રેગર મોબેદ તરીકે, જેમ મોબેદી નજરે તેમજ ધર્મજ્ઞાન અને તવારીખી બનાવોને આધારે બતલાવી, બુધવાર તા૦ ૩૧ મી જાનેવારી ૧૯૪૦ ના "જામે-જમશેદ" મધે આ લખનારે ઉપલી તકરારી અગ્યારી પરહાવવાની કરવામાં આવતી ક્રીયાઓના કાયદાસરપણાના સંબંધમાં, એક લેખ પ્રગટ કરાવ્યો હતો. આ લેખ સંપુર્ણ પ્રગટ કરવામાં આવેલો નહી હોવાથી, અત્રે-આ પુસ્તક મધે **જરથોશતી રાહી સોસાયટીના** સવાલોના જવાબમાં ફરી પ્રગટ કરાવવાની હું મારી ફરજ સમજું છું.

### થોડાક સુધારકોની માન્યતા-ધર્મ તે માવો, ક્રીયા તે કોટલું

દીનદાર જરથોશ્તીઓને સારી રીતે રોશન છે, કે કેટલાક આગળ વધેલા વિચારો ધરાવનારા જરથોશ્તીઓ કંઇક વર્ષોથી કોમને એવું

સમજાવવાની કોશેશ કરતા આવ્યા છે, કે "ધર્મ જે છે તે ગોયા માવો છે અને ક્રીયાઓ તો કોટલાં સમાન છે, માટે ખરો ધર્મ પાળવા સારૂ ક્રીયાઓની ઝાઝી જરૂર નથી." આવા અધર્મી અને દીનદારોનાં દીલ ડામાડોળ બનાવનારા વીચારોનો કોમમાં ફેલાવો કરવાની તેઓની ખરી મકસદ, **ક્રીયાઓનાં બંધન વગરનો** એક સહેલો અને સવળ પડતો "નવો ધર્મ-પંથ" ઉભો કરવાની હતી. આવો એક ધર્મ-પંથ બરપા કરવા માટે આગળ અનેક કોશેશો થઇ હતી, અને એક સુધારક ધર્મ-અભ્યાસી (એરવદ શહેરીયારજી દાદાભાઇ ભરૂચા) પાસે "રાહનુમાય માજદસ્નાન સભા" મારફતે અનેક ભાષણો અપાવવામાં આવ્યાં હતાં, તથા ચોપાન્યાંઓ મારફતે તેનો કોમમાં છુટથી ફેલાવો કરવામાં આવ્યો હતો; પરંતુ તે વેળાએ કોમનાં સારા નસીબે આ સુધારકો પોતાની નેમ પાર ઉતારવામાં નીષ્ફળ નીવડયા હતા.

## નવું ફસસી આતશ કદેહ બરપા કરી, આ સુધારકો પોતાની આગલી નેમ પાર ઉતારવા અને કોમમાં એક "નવો ધર્મ-પંથ" બરપા કરવા માંગે છે.

દીનદાર જરથોસ્તીઓને સારી રીતે રોશન છે, કે થોડાક દિવસો ઉપર નવા બરપા થતાં ફસલી આતશ કદેહના ત્રસ્ટી સાહેબોએ વર્તમાનપત્રોમાં એવી જાહેરાત કરાવી હતી, કે નવું ફસલી આતશ કદેહ બરપા કરવા માટે "નવો વરસ અને નવો આલાત" બરપા કરવામાં આવ્યો છે, અને તે આલાત વડે બે યોજદાથ્રેગર સાહેબોએ બીજા બે યોજદાથ્રેગર એરવદોને બરશ્નુમ આપ્યાં છે. એક પક્કા યોજદાથ્રેગર મોબેદ તરીકે બાપોકાર હું જાહેર કરી જરથોશ્તી આલમને જણાવીશ, કે 'નવો આલાત અને નવો વરસ' બનાવવાને લગતી ઉપલી જાહેરાતમાં કાંઇબી વજુદ નથી. જો દીન-આઇનના તરીકા મુજબ "નવો આલાત અને નવો વરસ" ખરેખર બનાવવામાં આવ્યો હતો, તો હાલમાં "નવો વરસ્યો" બનાવવાનું ક્રીયાકામ ચાલતું હોવાથી જે જાહેરાત વર્તમાન-પત્રો મધે ઉકમાઇથી આશ્કારા કરવામાં આવી છે, તેમ જાહેરાત કરવાની અને ખાસ નવો વરસ્યો બનાવવાની આ ખોટે રસ્તે દોરવાયલા સુધારકોને માટે જરૂર રહેતે નહિ.

## ઘટતા આલાતો વગર અને "બરશ્નુમ"નો અમલ ધરાવ્યા વગર કોઇનબી કોઇ મોબેદો બરશ્નુમ આપી શકેજ નહિ.

નવું ફસલી આતશ કદેહ બરપા કરવાનું ક્રીયાકામ કરવા બાહેર પડેલા આ ભાનભુલા મોબેદોએ હજુ તો નવો વરસ્યો હમણાં ક્રીયાઓથી

તૈયાર કીધો છે, જે વરસ્યાના "વરસ" યાને બાલની વીંટીથી તેઓ હવે પછી "નીરંગ અને આવ"નું પાણી તૈયાર કરનાર છે, કે જે પવીત્ર નીરંગ અને આવના પાણી વગર કોઇનેબી નવું બરસ્નુમ આપી શકાયજ નહિ. ત્યારે હું પુછીશ અને દીનદાર જરથોસ્તીઓ પુછવાનો હક ધરાવે છે, કે જે ફસલી મોબેદોએ હાલમાં નવો વરસ્યો બનાવવાની પવીત્ર ક્રીયા બરસ્નુમ સાથે કીધી તે બરસ્નુમો લેવામાં તેઓએ કયા પવીત્ર "નીરંગ અને આવ"ના પવીત્ર પાણીનો ઉપયોગ કીધો હતો? હું વધુ પુછીશ, કે બરસ્નુમ લેવામાં ઉપલી બે પવીત્ર વસ્તુ ઉપરાંત આતશબહેરામ સાહેબની "ભશમ" (યાને પવીત્ર રાખ)નો ઉપયોગ કરવામાં આવે છે, તે કયા આતશબહેરામની ભશમનો નવુ બરસ્નુમ લેતાં તમોએ ઉપયોગ કીધો છે? તેમજ બરસ્નુમ સંપુર્ણ બનાવવા દસમે દહાડે "મીનો નાવરની યજશ્ને" કરવામાં આવે છે, તે યજશ્નેની ક્રીયા કરતી વખતે ક્રીયાઓથી તૈયાર કીધેલી બે પવીત્ર વસ્તુઓની જરૂર હોય છે, એક તો પવીત્ર બનેલા અને ક્રીયાઓથી તૈયાર થયલા "વરસ્યા"ના બાલોની બનાવવામાં આવેલી વીંટી-કે જે "વરસ" તરીકે ઓળખાય છે, અને બીજી તો "હોમસલી"નો કડકો કે જે ચોકકસ તરતીબથી "પાવ" કીધેલો હોય છે. આ બે પવીત્ર વસ્તુ વગર યજશ્નેની ક્રીયા કરવા પછીજ મોબેદોએ લીધેલું નવું બરસ્નુમ સંપુર્ણ થયલું ગણાય. ત્યારે હું પુછીશ અને જરથોસ્તી આલમ જાણવાને ઇંતેજાર રહેશે, કે જે ફસલી મોબેદોએ નવું ફસલી આતશ કદેહ બરપા કરવા માટે પ્રથમ બરસ્નુમો લીધાં હતાં, અને બરસ્નુમના અમલ પછી તેઓએ નવો વરસ્યો ક્રીયાઓથી તૈયાર કીધો છે, તે તેઓનાં બરસ્નુમો સંપુર્ણ અને સાબેત બનાવવા માટે તેઓએ કયા "વરસ્યા"ના બાલનો "વરસ" વાપડયો હતો, અને બીજી પવીત્ર વસ્તુ જે "હોમસલી" તે નવું બરસ્નુમ લેનારા આ મોબેદો કયાંથી લાવ્યા હતા?

## હોમસલી શું છે? અને તે કેમ ક્રીયાઓમાં વાપડવા લાયક બને છે?

યજશ્ને, વંદીદાદ જેવાં મોતેબર ક્રીયા ભણુતરોમાં વપડાતી આ પવિત્ર વસ્તુ તે કંઇજ નહિ, પણ ઇરાન સરજમીનનાં પહાડો ઉપર ઉગતાં "હોમસલી" નામનાં ઝાડનાં ડાંખલાંઓ છે, જે ઇરાનથી હિંદુસ્તાન મધે વખતો વખત મંગાવવામાં આવે છે. આ ઝાડનાં સુકકાં ડાંખલાંઓને બરસ્નુમ ધરાવનારા મોબેદો પ્રથમ "મીનો નાવર"ની ખુબની યજશ્ને કરી, પછી પાણીથી "પાવ" કરી સુકવે છે. ત્યાર પછી એક પાવ કીધેલા ડાબડામાં ભરી

૧૩) મહિના અને ૧૪) દિવસ સુધી તે સંભાળથી હેલાયદી રાખવામાં આવે છે. આ મુદ્દત પુરી થવા પછીજ તેનો ઉપયોગ યજશ્ને-વંદીદાદની પવિત્ર ક્રીયાઓમાં ચોક્કસ તરતીબથી કરવામાં આવે છે. ત્યારે આપણે પુછીશું, કે જે મોબેદોએ ફસલી આતશ કદેહ બરપા કરવાના મુળ પાયા તરીકે નવાં બરશ્નુમો લીધાં હતાં તેઓએ બરશ્નુમથી પરવારી છેલ્લે દહાડે કીધેલી "ખુબની યજશ્ને"માં આ પવિત્ર વસ્તુ કયાંથી લાવી વાપડી હતી? તેને ઉપર જણાવ્યા પ્રમાણે દીની કાયદા મુજબ તૈયાર કોણે કીધી હતી? ક્રીયાકામો કરવાના પવિત્ર "આલાતો" મધે નીરંગ, આવ, આતશ બેહેરામની ભશમ, વરસ્યાના બાલ, અને "હોમસલી"નો સમાવેશ થાય છે. "નવો આલાત" બનાવ્યો છે એવી ખોટી ઉકમઇ લેનારા ફસલી આતશ કદેહના ત્રસ્ટીઓએ પોતાના આ ભાનભુલા મોબેદોને પુછવું જોઇએ, કે તેઓએ નવાં બરશ્નુમો લીધાં તેની આગમચ ઉપલાં પવિત્ર આલાતો દીની કાયદા મુજબ ખરેખર બનાવીને પછી બરશ્નુમો લીધાં હતાં કે નવો આલાત બનાવવાનો બહારનો ખાલી દેખાવ કીધો હતો?

**દીન-આઇનના તરીકા મુજબ બરશ્નુમ લેવાને બદલે બહારનો ખાલી દેખાવ કરી, આ મોબેદોએ હવે નવો વરસ્યો બનાવ્યો છે, અને તે ઉપર "નીરંગદીન"ની ક્રીયા કરી પવીત્ર નીરંગ અને આવ (બરશ્નુમ લેતી વેળાએ વપડાતું પવિત્ર પાણી) બનાવનાર છે.**

દીનદાર જરથોસ્તીઓ સારી રીતે સમજે છે, કે પવીત્ર ક્રીયાકામો કરવાનો મુળ પાયો એ બરશ્નુમ છે. આ ફસલી મોબેદોએ સેંકડો વર્ષથી ચાલતા આવેલા દીન-આઇનના તરીકા મુજબ આવાં બરશ્નુમો જો નહિ લીધાં હોય, તો તેવાં ખોટાં ને ગેરકાયદે લીધેલાં બરશ્નુમથી નવો વરસ્યો બનાવી કરવામાં આવેલાં કે કરવામાં આવનારાં સઘળાં ક્રીયા-ભણતરો વગર અસરનાં અને નકામાં ગણાય.

જ્યારે હાલમાંજ ક્રીયાકામો કરી આ ફસલી મોબેદોએ નવો વરસ્યો બનાવ્યો છે, ત્યારે નવું બરશ્નુમ લઇ "ખુબ"ની યજશ્ને કરતાં તેઓએ કયા વરસ્યાના બાલનો ઉપયોગ કીધો હતો? શહેનશાહી ટોળાનાં રોજ-માહનાં ભણતરથી બનાવેલા કોઇ શહેનશાહી વરસ્યાના બાલનો કે શહેનશાહી રોજ-માહના સીલસીલાથી બનાવેલા બીજા પવિત્ર આલાતોનો ઉપયોગ તો આ ફસલી મોબેદોથી થઇ શકેજ નહિ. જો શહેનશાહી "આલાતો" નવા બરશ્નુમો લેતાં તેઓએ વાપડયાં

હોય, તો તે પછીના ફસલી ક્રિયાકામોને માટે તે નકામાંજ ગણાય, અને તેવા આલાતે લીધેલાં બરસ્નુમથી ફસલી વરસ્યો અને ફસલી અગીઆરી તેઓ બનાવી શકેજ નહિ. આ મોબેદોએ નવો "વરસ્યો" તો હાલમાંજ બનાવ્યો છે, ત્યારે શું તેઓએ નવાં બરસ્નુમો લઇ "ખુબ" ની યજશ્ને કરતાં તેમાં વરસની વીટી, રસ્તે ફરતા કોઇ ગોધાના બાલો કાતરી બનાવી "વરસ" તરીકે તેનો ઉપયોગ કીધો હતો કે? તેમજ નીરંગદીનની પવિત્ર ક્રિયા તો આ મોબેદો હવે પછી પોતે નવા બનાવેલા "વરસ્યા" ઉપર કરનાર છે, ત્યારે તેઓએ બરસ્નુમ લેતી વખતે ક્રિયાથી તઇયાર કીધેલો પવિત્ર નીરંગ વાપડવાને બદલે શું રસ્તે ફરતા ગોધાને મુતરાવી–તેને પવિત્ર નીરંગ માની લઇ તેવાં નકામાં નીરંગથી બરસ્નુમો લઇ, તેવાં શકમંદ બરસ્નુમના અમલથી નવો વરસ્યો બનાવવા, નવો નીરંગ તઇયાર કરવા, અને આતશ–આદરાન જેવા એક પાક કેબલાને બરપા કરવાનું કામ, દીન–આઇનનાં ફરમાનો અને સેંકડો વર્ષથી ચાલતા આવેલા મોબેદી તરીકાથી ઉલટા ચાલી શું તેઓ નથી કરતા? આ ટુંક ખોલાસા ઉપરથી દીનદાર જરથોસ્તીઓ જોઇ શકશે કે મેં આગલ જણાવ્યું છે તેમ, આ થોડાક શ્રીમંત અને વગવસીલો ધરાવનારા સુધારકો, ક્રિયા કામોને ધર્મના એક જરૂરી ભાગ તરીકે ગણવાને બદલે ક્રિયાઓને એક નકામાં કોટલાં તરીકેજ સમજી, તે ઘટતી રીતે થાય કે નહી થાય તેની ઝાઝી કનવાર કરતા નથી, અને તેવી કનવાર નહી કરનારા તથા દુન્યાઇ લાભો અને લાલચોને ખાતર દીન–ધર્મને વેચનારા ધર્મગુરૂઓ પણ પઇસા ખરચવાથી માંગો તેટલા આ જમાનામાં સેહલાઇથી મલી શકે છે, એજ આપણા ટોલાની ખરી કમનસીબી છે. નવો ફસલી વરસ્યો બનાવવાની અને નીરંગદીનની ક્રીયા વખતે ત્યાં હાજર રહેલા દસ્તુર મોબેદો મધેથી ફસલી એતેકાદ ધરાવનારા અને અંતઃકરણથી તે મુજબ ચાલનારા કેટલા હાજર હતા અને પૈસાની અશોદાદ લેવાની લાલચે પોતાના અંતઃકરણો વેચનારાઓની સંખ્યા કેટલી હતી? તેનું તોલ તો આજના વખતમાં દીનદાર જરથોસ્તીઓ સેહલાઇથી કરી શકશે.

## આપણા પવિત્ર ભણતરોમાં ભણાતા રોજ–માહના સીલસીલાને ઉલટાવવાનો અને સેંકડો વર્ષોથી ચાલતો આવેલો ધાર્મીક તરીકો તોડવાનો કોઇનેબી હક કે સત્તા નથી.

આપણાં પવિત્ર ભણતરો યજશ્ને વંદીદાદ અને બાજની ક્રીયાઓમાં જે રોજે અને જે મહીનામાં તેવાં ભણતરો ભણાવવામાં આવતા હોય તે રોજ અને મહીનાને તે ભણતરો મધે અનેક જગ્યાએ માન સાથે યાદ કરવામાં અને આરાધવામાં આવે છે.

આ રોજ-માહનો સીલસીલો કદીમ જમાનાથી હસ્તીમાં આવ્યો છે પાક યજશ્નેના ૧૬)મા હા મધે "અહુરમજદથી અનેરાંન" રોજ સુધીનાં ૩૦) દિવસોને સીલસીલાબંધ નામ-બ-નામ આરાધવામાં અને યાદ કરવામાં આવ્યા છે. આપણી છેલ્લી સાસાન્યન શહેનશાહતની સ્થાપના "અરદેશર બાબકાન" નામનાં ભાગ્યશાળી નરોનરે કીધી, ત્યારથી હાલમાં આપણી કોમમાં મોબેદો તરફથી કરવામાં આવતા ક્રિયા-ભણતરોની રચના હસ્તીમાં આવી છે, તેની આગમચ સેંકડો અને હઝારો વર્ષ સુધી હસ્તી ભોગવતા રહેલા જરથોશ્તી ધર્મ અને તેના ક્રિયા ભણતરોની રચના કેવા પ્રકારની હતી તે બાબે, તે વખતની ખરી તવારીખની ગેરહાજરીમાં, આજે કોઇ ખાતરીથી કહી શકે નહિ, અને તે જાણવાની આજે જરૂર પણ નથી.

હાલમાં આપણી કોમમાં કરવામાં આવતાં ક્રીયા ભણતરો, આપણા સાસાન્યન વંશના પહેલા પાદશાહ અરદેશર બાબકાનના અમલમાં તેના વડા દસ્તુર "તન્સર"ની રાહબરી હેઠળ નવેસરથી ગોઠવાએલાં ક્રીયા ભણતરોનાં આધારેજ થતાં રહયાં છે. આ ક્રીયા ભણતરો મધે ભણાતા રહેલા રોજ-માહનો સીલસીલો ૧૮૦૦)થી વધુ વર્ષો સુધી આપણા ટોળામાં ચાલુ રહેવા બાદ કોમનાં કમનસીબે તે ધામીંક સીલસીલો તોડવા અને ધર્મ-ક્રીયાઓની સેંકડો વર્ષ સુધી ચાલુ રહેલી ભલી અસરને નકામી બનાવવા થોડાક ખોટે રસ્તે દોરવાયલા સુધારક સાહેબો, ફસલ મુજબ ક્રીયાકામો કરવાનાં ખોટાં બહાનાં હેઠળ, આ ૨૦)મી સદીમાં બહાર પડયા છે. આ ક્રીયા ભણતરો સાથે ફસલને કશો સંબંધ નથી. જયારેગી આપણે આપણાં અશો ફરોહરોની નૈયને ક્રીયા-ભણતરો કર્યે કે કરાવ્યે અને તેવાં ક્રીયા-ભણતરો આપણામાં ૩૬૫) દહાડા થતાં રહયાં છે. આવા ક્રીયા-ભણતરો મધે પહેલા આદમ ગયોમર્દથી છેલ્લા આદમ સોશ્યોસ સુધીનાં અશો ફરોહરોની આરાધના આપણે રોજીંદી ક્રીયાઓમાં કર્યે છીએ, અને તેઓના ભલા આશીશો મેળવ્યે છીએ. જે સુધારક સાહેબોને ક્રીયા-ભણતરોથી ઉપજતી ભલી અસરોને માનવી નથી, તેઓજ ફસલ મુજબ ક્રીયા-ભણતરો કરવાનું બહાનું ઉભું કરી, પોતાના બાપદાદાના સેંકડો વર્ષથી ચાલતા આવેલા તરીકાથી ઉલટા ચાલવા, સેંકડો વર્ષથી ભણાતા રહેલા રોજ-માહનો સીલસીલો તોડવા, અને આપણા નાનાં ટોળામાં કાયમને માટે એક નવું તડું પાડવા બહાર પડયા છે, એ આપણા ટોળાની ખરી કમનસીબી છે.

**અવસ્તાના તથા ક્ષ્નૂમના અભ્યાસીઓને એકી વખતે ઉપયોગી કેતાબ!**

## ક્ષ્નૂમ પ્રચાર કાર્યમાં નવોજ સાહાસ!

તમને અવસ્તા ગાથાના કલામોની અસલ મતલબ, કે જે તેના પહેલવી-ફારસી તરજુમાઓમાં (coded) સીલબંધ મોજુદ છે, તેમ સીલસીલાબંધ જાણવી છે?

## તો વાંચો અને સંગ્રહ કરો

**ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલાની**
**નવી ગાથા સીરીઝની કેતાબો.**

---

# ગાથા સીરીઝ: ભાગ પહેલો

**જેમાં અહુનવદ ગાથાનો પહેલો હા ૨૮ તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અર્થ સહિત આપવામાં આવ્યો છે.**

પહેલવી દીનકર્દના સૂદ્ગર, વરશ્ત માન્સર અને બગ નસ્કોમાં એ ગાથાના હા વિષે આપેલાં બ્યાનની વીગત ગાથાના આ હાના શબ્દ અર્થ સાથે કઇ રીતે બંધ બેસે છે તેની સમજ ક્ષ્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર.

---

ઉમદામાં ઉમદા કલામો ગાથામાં સૃષ્ટી-રચનાની જરથોસ્તી ફીલસુફી ને સાયન્સ ઉપરાંત જરથોસ્તી જીંદગી ગુજારવાની તરીકતો રીતીઓનું ઉંડું જ્ઞાન સમાયલું છે.

પહેલવી-ફારસી તરજુમાઓ આજના શબ્દ (Philological) અર્થના તરજુમા પર કેટલી બધી સરસાઇ ભોગવે છે અને ગાથાના અસલ થવા ધારેલા અર્થ ઉપર લઈ જાય છે તેમાં ક્ષ્નૂમ કેવું ઉપયોગી થઇ પડે છે તેનો ચિતાર.

લખનાર:

**ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા,** ઓફથેલ્મીક સરજ્યન,
બી. એ., એલ. એમ. એન્ડ એસ.,

**ફકત ૫૦૦ નકલો પ્રગટ થઇ છે: પછીથી મળશે નહી.**
દળદાર ક્રેશો-ગર્દની સાઇઝનાં ૨૧૫) પાનાના પુસ્તકની
કીંમત ફકત **૧૨) આના** વી પી. જુદું.
મળવાનું ઠેકાણું: **પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**
૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

## ☞ નીકીરૂ વેહદીન, પુ. ૨.

આ બીજાં વૉલ્યુમમાં જરથોશ્તી દએન મુજબ સૃષ્ટી-રચના (બુન-દહેશ્ન) નું તથા મહાન શકિતઓનું બ્યાન—ખાસ કરીને હસ્તીની આલમોનું બ્યાન પહેલવહેલીવાર સીલસીલાબંધ ઇલ્મે-ક્ષ્નૂમની રોશનીમાં આપવામાં આવ્યું છે. છેક અહૂથી માંડીને અહુનવર-ફ્રવશી-સ્તઓત યસ્નથી સૃષ્ટી-રચનાનું ભેદી મંડાણ કેમ રચાય છે તેની તેમજ અહુરા મઝદાના હુમત-હૂખ્ત-હવર્શ્ત તેમજ સાતે અમશા સ્પંદોનાં હૂમતો-હૂખ્તો-હવર્શ્તોની બહુજ દીલપઝીર બારીક ખુલાસાવાર સમજાણ સમાવવામાં આવી છે, જેથી આખી સૃષ્ટી-રચનાનાં અગણીત રૂવાનો કેવી રીતે થઇને પાર પડશે તેનો ખરો ખ્યાલ મળે છે. સૃષ્ટી-રચનાનો સવાલ આજની સાયન્સ ઉકેલી શકી નથી અને શકશે પણ નહી, પણ જરથોશ્તી દએન સૃષ્ટી-રચનાનો આખો સવાલ બહુજ સાયન્ટીફીકલી સમજાવી શકે છે. આ અમશાસ્પંદોના હુમત-હૂખ્ત-હવર્શ્ત વાંચીને તો તમો પેગામ્બર સાહેબ ઉપર અને તેવણનો દીની ઇલ્મ સાચવનારા સાહેબદીલાંન સાહેબો ઉપર ચાલુ આફ્રીન આફ્રીન-અને આફ્રીનજ કર્યા કરશો! આવી રીતનાં ક્ષ્નૂમનાં જ્ઞાનથી તમારી ગમે તેવી દુખી જીંદગી આનંદ-ખુશાલીથી સદા ભરપુર રહેશે. એ ઉપરાંત યઝશ્ને હા ૯-૧૦-૧૧ જેમાંથી મોટી હઓમ યશ્ત બનેલી છે તેની બહુ તુલોતવીલ તાવીલ યાને બારીક સાયન્ટીફીક ફીલસુફીભરી સમજણ, તથા યથા અહૂ વઇરયો-અષેમ-યેંઘહે હાતાંમના ક્ષ્નૂમ મુજબ ખુલાસાઓ, તેમજ બીજા અનેક અવસ્તા બંદગીઓ-કલામોની તાવીલ આ વૉલ્યુમમાં સીચી દેવામાં આવી છે. વળી "ક્ષથ્રયાંન દઇંઘહુ પઇતી" નાં ચીત્રની ઉકેલામણ ઇલ્મે-ક્ષ્નૂમથી અજાયબ દીપી રહે છે.

અવસ્તા-પહેલવી સાહિત્યમાં શું શું એકેકા નાદર ગવહરો પડેલાં છે તેની ઓળખ કરાવનાર આ એકલીજ સીરીઝ છે. એના પાને પાનામાં અને લીટીએ લીટીમાં ક્ષ્નૂમનો ખજાનો સીચવામાં આવ્યો છે. આ નાદર મખ્ઝનરૂપી કેતાબોની સીરીઝ દરેકેદરેક બસ્તે-કુશ્તીઆનનાં ઘેરમાં, અગ્યારીમાં, આતશ-બેહેરામમાં, સ્કુલોમાં અને લાઇબ્રેરીઓમાં રાખવા લાયક છે, અને તેનો થોડો થોડો રોજનો અભ્યાસ આખી જીંદગીભર બસ્તે-કુશ્તીઆનોને ચીવટ, ધર્મ-ચુસ્ત, અશોઇથી નેકીનીતીથી જીંદગી ગુજારનારા જરથોશ્તી થવામાં અમુલ્ય મદદ કરશે.

**દળદાર મોટી સાઇઝનું ૧૪૦૦ (ચૌદસો) પાનાનું પુસ્તક.**

(વાંચનાર અને ભાષણ કરનારની સગવડ માટે ખુલાસાવાર **ભરચક** **ઇન્ડેક્ષ** સાથે.)

**વળી કેતાબ સાથના ૪ કીમતી ચાટો સૃષ્ટિ-રચનાનો ઉંડો છાપ ભેજાંપર પાડે છે.**

**છતાં કીમ્મત રૂ૦ ૧૦) (તેની છપાઇ કરતાં ઓછીજ) રાખી છે.**

**વી. પી. પોસ્ટેજ જુદું.**

**ઠેકાણું: (૧) પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**
૧૨૪, દાદીશેઠ હાઉસ, હોંગકોંગ બેન્કની સામે, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, **મુંબઇ**
**(૨) ડૉ૦ ફરામરોઝ સો. ચીનીવાલા, ઑફ્થેલ્મીક સરજ્યન,**
કૉમીસરીએટ બીલ્ડીંગ, (નવસારી બીલ્ડીંગની સામે)
**હોર્નબી રોડ, કોટ, મુંબઇ.**

## પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી બુક-ડીપો.

૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, દાદીશેઠ હાઉસ, કોટ, મુંબઇ.

| | Rs. | as. |
|---|---|---|
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૧, જરથોશ્તી ધર્મ સમજવા માટે ઇલ્મે-ક્ષ્નૂમની ચાવી—કર્ત્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ. | ૦ | ૧૨ |
| જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૨, તાવીલ-ઇ-સુદરેહ—કર્ત્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ ... ... ... ... ... | ૧ | ૮ |
| ક્ષ્નૂમ નીકીઝે વેહદીન, (ભાગ બીજો)—કર્તા ડૉ૦ ફ. સો. ચીનીવાલા. | ૧૦ | ૦ |
| જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ મુજબ સૃષ્ટિ-રચનાના ચાર મોટા નકસાઓ ... | ૧ | ૦ |
| યજશ્નેની બુલંદ ક્રીયા—કર્ત્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... | ૧ | ૮ |
| ગાથા સીરીઝ, ભાગ પહેલો: અહુનવદ ગાથા હા ૨૮—ક્ષ્નૂમની નજરે ઉંડી તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... | ૦ | ૧૨ |
| ખોરદેહ અવસ્તા બા ક્ષ્નૂમીક તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... ... ... ... ... ... ... ... | ૪ | ૦ |
| ક્ષ્નૂમ હારમાળા, નં૦ ૧: કુસ્તીની સાઝશ્ને (યાને બનાવત) કર્ત્તા ડૉ૦ જહાંગીર મે. પાવરી ... ... ... ... ... | ૦ | ૨ |
| ક્ષ્નૂમ હાર-માળા નં૦ ૨: બુલંદ ગાહેસારણાની ક્રીયા: તેની મહત્વતા અને ખુબીઓ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા | ૦ | ૬ |
| ક્ષ્નૂમ હારમાળા નં૦ ૩: દોખ્માની બુલંદ જરથોશ્તી તલેસમ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... ... ... ... | ૦ | ૧૨ |
| પાજંદ સીરીઝ, નં૦ ૨: પાજંદ સેતાયશ બા માએની (હેન્ડ બુક)—કર્ત્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૦ |
| પાજંદ ભણતર સીરીઝ નં૦ ૩: પાજંદ નીરંગ બા માએની (હેન્ડ બુક)—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૮ |
| પાજંદ આશીરવાદ (ગુજરાતી, અંગ્રેજી, સંસ્કીત સાથે)—કર્ત્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની... ... ... ... ... | ૦ | ૪ |
| તે સાહેબના ૧૦૧ નામ શુદ્ધ ઉચ્ચારે તેના અર્થો સાથે—રચનાર એ૦ ફી. શા. મસાની ... ... ... ... ... ... | ૦ | ૧ |
| જરથોશ્તી-દએનની પવિત્ર બુલંદ ક્રીયાઓમાં "નામ-ગ્રવણ" માં મહાન પુરૂષોના નામો લેવાનો અસલ કાયદો—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| "ખ્યાલ-ઇ-તાવીલ-ઈ-સુદરેહ"—કર્ત્તા મી૦ કેખશરૂ બ. જામીના ... | ૦ | ૨ |
| નીરંગ-ઇ-કુસ્તી બા ક્ષ્નૂમન-ઇ-સ્રઓષ બા મીઝ્ર—કર્તા બાઇ બાનુ કેખશરૂ મોદી ... ... ... ... ... ... ... | ૦ | ૩ |
| પાંચ ગાથાના હા (તદન શુદ્ધ ઉચ્ચારે) ... ... ... ... | ૦ | ૪ |
| જરથોશ્તી ફસલી મહીનાઓ અને ગાહામ્બારો અને બારે બુરૂજોનો દીલચસ્પ નકસો ... ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| વેજીટેરીયનનો ભોમ્યો—કર્ત્તા મી૦ જમશેદજી ધનજીભાઇ શરાફ. ... | ૧ | ૦ |
| ઇરાની શહેનશાહતની પડતી અને જરથોશ્તીઓનાં હીંદમાં આગમનનાં ખરાં કારણો—કર્તા એરવદ જમશેદજી કાવસજી કાતરક, બી. એ. | ૧ | ૦ |
| Zoroastrianism Ancient and Modern—by Ervad Phiroze S. Masani ... ... ... ... ... ... ... ... | 5 | 0 |



આ પુસ્તક મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ મુંબઇના કોટમાં
નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન ખાતે ધી "ફ્રશો-ગર્દ" પ્રીન્ટીંગ
પ્રેસમાં છાપ્યું છે, અને જરથોસ્તી રાહી સોસાયટી માટે
તેના ઑ૦ સેક્રેટરી મી૦ દીનશાહ શાપુરજી મસાની,
બી. એ., એ નં૦ ૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ,
કોટ, મધે મુંબઇમાં પ્રગટ કર્યું છે.

